દુનિયાના કામદારો, એક થાઓ!

# વ્લા. ઇ. લેનિન

# રાષ્ટ્રીય નીતિ તથા સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદના સવાલો



પ્રગતિ પ્રકાશન
મોસ્કો

અનુવાદક — અતુલ સવાણી

## પ્રકાશકો તરફથી

આ સંગ્રહમાં સમાવિષ્ટ રાષ્ટ્રોના સવાલ સંબંધી વ્લા. ઇ. લેનિનની મુખ્ય કૃતિઓની રચના તેમણે ૧૯૧૩થી ૧૯૧૬ દરમિયાનના સમયમાં કરી હતી. ૧૯૨૨ના અંતમાં તેમણે 'પ્રજાઓનો સવાલ કે "સ્વાયત્તીકરણ"' શીર્ષક હેઠળ લખેલો પત્ર પણ અહીંયાં રજૂ કરવામાં આવ્યો છે.

આ કૃતિઓમાં રાષ્ટ્રોની સમસ્યા સંબંધી પાર્ટીના સિદ્ધાંત અને નીતિનું વૈજ્ઞાનિક નિરૂપણ કરવામાં આવ્યું છે. એ નીતિ આવી છે — તમામ ઉત્પીડિત પ્રજાઓના રાષ્ટ્રીય મુક્તિ આંદોલનનું સમર્થન, સંસ્થાનવાદ વિરુદ્ધ અડગ સંઘર્ષ, દરેક પ્રજાના આત્મનિર્ણયના અધિકારની તેમ જ રાષ્ટ્રીય સ્વતંત્રતાની માંગ, પ્રજાઓની પૂરી સમાનતા માટે તેમ જ સઘળા પ્રકારના રાષ્ટ્રીય ઉત્પીડન તથા અસમાનતાની વિરુદ્ધ સંઘર્ષ.

આ પુસ્તકમાં સમાવિષ્ટ સઘળા લેખ લેનિનની સંગૃહીત કૃતિઓની પાંચમી આવૃત્તિમાંથી અનૂદિત છે.

## અનુક્રમણિકા

# રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનો રાષ્ટ્રીય કાર્યક્રમ

કેંદ્રીય સમિતિના સંમેલને રાષ્ટ્રીય સવાલ વિશે એક ઠરાવ અપનાવ્યો છે અને રાષ્ટ્રીય કાર્યક્રમના સવાલને કોંગ્રેસની કાર્યસૂચિમાં સામેલ કર્યો છે. સંમેલને અપનાવેલો ઠરાવ 'નોટિસ'[1]માં છપાયો છે.

પ્રતિક્રાંતિની સમગ્ર નીતિમાં, મૂડીદાર વર્ગની વર્ગસભાનતામાં, અને રશિયાની સર્વહારા વર્ગીય સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીમાં રાષ્ટ્રીય સવાલને હાલના સમયે જે રીતે મોખરે આણવામાં આવ્યો છે તેને અને તેના કારણને ઠરાવમાં જ વિગતવાર બતાવવામાં આવ્યાં છે. પરિસ્થિતિની સ્પષ્ટતાને ધ્યાનમાં લેતાં તેને વિશે ચર્ચા કરવાની ભાગ્યે જ કશી જરૂર ગણાય. આ પરિસ્થિતિ અને સામાજિક-લોકશાહીવાદી રાષ્ટ્રીય કાર્યક્રમના મૂળભૂત તત્ત્વો તાજેતરમાં જ માર્ક્સવાદી સૈદ્ધાંતિક સાહિત્યમાં ચર્ચાઈ ગયેલ છે (જેમાં સૌથી મહત્ત્વનું સ્થાન સ્તાલિનના લેખનું છે[2]). એટલે અમે એમ માનીએ છીએ કે આ લેખમાં અમે સમસ્યાની શુદ્ધ પાર્ટી દૃષ્ટિબિંદુથી રજૂઆત પૂરતા અને સ્તોલીપિન-માકલાકોવના દમન તળે કચડાઈ ગયેલાં કાનૂની અખબારોમાં ન છાપી શકાય એવા ખુલાસાઓ પૂરતા સીમિત રહીએ તો એ મુદ્દાસર ગણાશે.

રશિયામાં સામાજિક-લોકશાહીવાદ અધિક વિકસિત દેશોના અનુભવના આધારે, અર્થાત્ યુરોપના દેશોના અનુભવના આધારે, અને એ અનુભવની સૈદ્ધાંતિક અભિવ્યક્તિના આધારે, અર્થાત્ માર્ક્સવાદના આધારે, આકાર ધારણ કરી રહ્યો છે. આપણા દેશનું વિશિષ્ટ લક્ષણ અને આપણા દેશમાં જ્યારે સામાજિક-લોકશાહીવાદની સ્થાપના થઈ રહી છે એ ઐતિહાસિક કાળનું વિશિષ્ટ લક્ષણ નીચે મુજબ છે: પહેલી વાત એ કે યુરોપથી તદ્દન ભિન્ન રીતે આપણા દેશમાં સામાજિક-લોકશાહીવાદે મૂડીવાદી ક્રાંતિ **પહેલાં** આકાર ધારણ કરવાનું શરૂ કરી દીધું અને એ ક્રાંતિ **દરમિયાન** આકાર ધારણ કરવાનું ચાલુ રાખ્યું છે. બીજી વાત એ કે સર્વહારા વર્ગીય લોકશાહીવાદને મૂડીવાદી અને નિમ્ન-મૂડીવાદી

લોકશાહીવાદથી અલગ પાડવાનો આપણો અનિવાર્ય સંઘર્ષ — મૂળભૂત રીતે એ જ સંઘર્ષ કે જે દરેક દેશ અનુભવે છે — પશ્ચિમમાં અને આપણા દેશમાં માર્ક્સવાદના સંપૂર્ણ સૈદ્ધાંતિક વિજયની પરિસ્થિતિમાં લડવામાં આવી રહ્યો છે. એટલે, એ સંઘર્ષે ધારણ કરેલું રૂપ માર્ક્સવાદ માટેના સંઘર્ષનું એટલું નથી જેટલું "લગભગ માર્ક્સવાદી" શબ્દાડંબરની પાછળ છુપાયેલા નિમ્ન-મૂડીવાદી સિદ્ધાંતોની તરફેણ અથવા વિરુદ્ધના સંઘર્ષનું છે.

"અર્થવાદ"[3] (૧૮૯૫—૧૯૦૧) અને "કાનૂની માર્ક્સવાદ"[4] (૧૮૯૫—૧૯૦૧, ૧૯૦૨)થી લઈને આજ સુધી પરિસ્થિતિ એવી રહી છે. ઐતિહાસિક સત્યથી સંકોચાઈને આઘા ખસી જતા લોકો જ એ વિચારપ્રવાહો અને મેન્શેવિઝમ[5] (૧૯૦૩—૧૯૦૭) તથા વિસર્જનવાદ[6] (૧૯૦૮—૧૯૧૩) વચ્ચેના ગાઢ આત્મીય જોડાણ તથા સંબંધોને ભૂલી જઈ શકે.

૧૯૦૧—૧૯૦૩ દરમિયાન રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનો કાર્યક્રમ ઘડવાની મહેનત કરનાર અને એ કાર્યક્રમને પૂરો તૈયાર કરવાની સાથે સાથે જ રશિયન કામદાર વર્ગના આંદોલનના સિદ્ધાંત અને અમલમાં માર્ક્સવાદની પ્રથમ અને મૂળભૂત સ્થાપના કરનાર પુરાણા 'ઈસ્ક્રા'[7]ને બીજા સવાલોની જેમ જ રાષ્ટ્રીય સવાલની બાબતમાં પણ નિમ્ન-મૂડીવાદી તકવાદની સામે સંઘર્ષ લડવો પડયો હતો. એ તકવાદ પહેલવહેલો બુંદ[8]ની રાષ્ટ્રવાદી વૃત્તિઓ અને દુવિધાઓમાં વ્યક્ત થયો હતો. પુરાણા 'ઈસ્ક્રા'એ બુંદના રાષ્ટ્રવાદની વિરુદ્ધ મક્કમ સંઘર્ષ ચલાવેલો એ હકીકતને ભૂલી જવી તે ફરી વાર ગાફેલ જોન બની જવા બરાબર અને રશિયાના આખા સામાજિક-લોકશાહીવાદી આંદોલનનાં ઐતિહાસિક તથા વૈચારિક મૂળિયાંથી પોતાની જાતને અલગ પાડી દેવા બરાબર છે.

બીજી તરફ, ૧૯૦૩ના ઓગસ્ટ મહિનામાં રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનો કાર્યક્રમ જયારે બીજી કોંગ્રેસમાં આખરે અપનાવવામાં આવ્યો ત્યારે પણ સંઘર્ષ લડાયો હતો. એ સંઘર્ષ કોંગ્રેસની કાર્યનોંધોમાં નોંધાયો નહોતો કેમ કે તે **પ્રોગ્રામ કમિશનની** અંદર લડાયો હતો, જોકે લગભગ આખી કોંગ્રેસે એ કમિશનના કાર્યમાં ભાગ લીધો હતો. બીજી કોંગ્રેસમાં લડવામાં આવેલો એ સંઘર્ષ "રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકાર"ની બાબતમાં શંકાઓ ઊભી કરવાના કેટલાક પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓના કઢંગા પ્રયાસોની વિરુદ્ધ લડવામાં આવ્યો હતો, અર્થાત્, એક સાવ જુદી જ દિશાએથી તકવાદ અને રાષ્ટ્રવાદ તરફ ફંટાવાના પ્રયાસોની વિરુદ્ધ લડવામાં આવ્યો હતો.

અને આજે, દસ વરસ પછી, સંઘર્ષ એની એ જ બે પાયાની **રીતો** મુજબ ચાલી રહ્યો છે જે એકસરખા પ્રમાણમાં બતાવી આપે છે કે આ સંઘર્ષ અને રશિયામાં રાષ્ટ્રીય સવાલની ઉપર અસર કરતી સમગ્ર વાસ્તવિક પરિસ્થિતિઓ વચ્ચે ગંભીર જોડાણ છે.

ઑસ્ટ્રિયામાં ભરાયેલા બ્રૂનો સંમેલનમાં (૧૮૯૯) "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"[7] ના કાર્યક્રમનો (ક્રિસ્તાન, એલ્લેનબોગેન, તથા બીજાઓએ જેનો બચાવ કર્યો હતો અને જે દક્ષિણના સ્લાવોના ખરડામાં વ્યક્ત થયો હતો) **અસ્વીકાર થયો હતો.** એ વખતે **પ્રાદેશિક** રાષ્ટ્રીય સ્વાયત્તતાનો સિદ્ધાંત અપનાવવામાં આવ્યો હતો, અને સામાજિક-લોકશાહીવાદી પ્રચારની સર્વ રાષ્ટ્રીય પ્રદેશોના ફરજિયાત જોડાણ પૂરતી મર્યાદિત સ્થિતિ તો "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ના ખયાલની જોડે કરવામાં આવેલી **તડજોડ** છે. પરંતુ આ કમનસીબ ખયાલના મુખ્ય સિદ્ધાંતકારો પોતે જ એ વાત ઉપર ખાસ ભાર મૂકે છે કે યહૂદીઓની બાબતમાં તેને **લાગુ કરી શકાય** એમ **નથી.**

રશિયામાં—**હંમેશની જેમ**—એવા લોકો જોવા મળે છે કે જે નાનકડી તકવાદી ભૂલને મોટું સ્વરૂપ આપવાનું અને તેને તકવાદી નીતિની એક આખી પદ્ધતિમાં વિકસિત કરવાનું કામ ધંધા તરીકે કરતા હોય છે. જર્મનીના બર્નસ્ટાઇને જેવી રીતે રશિયામાં મવાળ બંધારણીય-લોકશાહીવાદીઓ[10]—સ્ત્રૂવે, બુલ્ગાકોવ, તુગાન, અને કંપની—પેદા કર્યા એવી જ રીતે ઓટો બાઉએરની "આંતરરાષ્ટ્રવાદની વિસ્મૃતિ"એ (અતિ-સાવચેત કાઉત્સ્કીના કથન મુજબ!) રશિયામાં **બધી** યહૂદી મૂડીવાદી પાર્ટીઓ અને મોટી સંખ્યામાં નિમ્ન-મૂડીવાદી વિચારપ્રવાહો (બુંદ અને ૧૯૦૭માં ભરાયેલું સમાજવાદી-ક્રાંતિકારી રાષ્ટ્રીય પાર્ટીઓનું **સંમેલન**) દ્વારા "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ની **પૂર્ણ** સ્વીકૃતિને **જન્મ આપ્યો.** પશ્ચિમ યુરોપિયન તકવાદના જંતુઓ આપણા દેશની જંગલી ધરતી ઉપર આખા ને આખા **રોગચાળા** કેવી રીતે પેદા કરે છે તેનું ઉદાહરણ પછાત રશિયા પૂરું પાડે છે એમ સહેજે કહી શકાય.

રશિયામાં લોકોને એમ કહેવાનો શોખ છે કે યુરોપમાં બર્નસ્ટાઇનને "ચલાવી લેવામાં આવે" છે, પણ એ લોકો એમ ઉમેરવાનું ભૂલી જાય છે કે "પવિત્ર" રશિયા-માતાના એકમાત્ર અપવાદને બાદ કરતાં બાકીની આખી દુનિયામાં બીજે ક્યાંય બર્નસ્ટાઇનવાદ[11] સ્ત્રૂવેવાદને પેદા કરી શક્યો નથી કે "બાઉએરવાદ" સામાજિક-લોકશાહીવાદીઓને યહૂદી મૂડીવાદીઓના પરિષ્કૃત રાષ્ટ્રવાદને ઉચિત ઠરાવવાની હાલતમાં ખેંચી જઈ શક્યો નથી.

"સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા" ચોક્કસ રૂપે સૌથી વધારે પરિષ્કૃત અને એટલે સૌથી વધારે હાનિકારક રાષ્ટ્રવાદનો અર્થ સૂચિત કરે છે, રાષ્ટ્રીય સંસ્કૃતિના સૂત્ર વડે અને પ્રજાઓ અનુસાર સ્કૂલોના તીવ્ર હાનિકારક તથા લોકશાહી-વિરોધી પણ ગણાય એવા વિભાજનને લગતા પ્રચાર વડે કામદારોને ભ્રષ્ટ કરવાનો ગૂઢાર્થ તેમાં સમાયેલો છે. ટૂંકમાં, આ કાર્યક્રમ સર્વહારા વર્ગના આંતરરાષ્ટ્રવાદનું નિસ્સંદેહ ખંડન કરે છે અને કેવળ રાષ્ટ્રવાદી નિમ્ન-મૂડીવાદી વર્ગના આદર્શોને જ અનુકૂળ છે.

પરંતુ માર્ક્સવાદીઓ જો લોકશાહીવાદ અને સર્વહારા વર્ગને દગો દેવા ન માગતા હોય તો તેઓ **એક બાબતમાં** રાષ્ટ્રીય સવાલને લગતી એક ખાસ માગણીનો બચાવ કરવા ફરજથી બંધાયેલા છે; એ છે રાષ્ટ્રોના આત્મનિર્ણયના **અધિકારની** માગણી (રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીના કાર્યક્રમની કલમ ૯), અર્થાત્, રાજકીય રીતે અલગ થઈ જવાના અધિકારની માગણી. સંમેલનના ઠરાવમાં આ માગણીના ખુલાસાને અને તેના પ્રેરક હેતુને એટલી વિગતે રજૂ કરવામાં આવેલ છે કે ગેરસમજણની મુદ્દલ શક્યતા નથી.

એટલે, કાર્યક્રમના એ મુદ્દાની વિરુદ્ધ જે વિસ્મયકારક રૂપે બિનમાહિતગાર અને તકવાદી વાંધા ઉઠાવવામાં આવ્યા છે તેનું માત્ર ટૂંકું વર્ણન જ અમે અહીં કરીશું. આ સંબંધમાં અમે એ વાતનો ઉલ્લેખ કરી લઈએ કે કાર્યક્રમના **દસ વરસના** અસ્તિત્વ દરમિયાન તેની ૯ મી કલમમાં ફેરફાર કરવાનો કે એ કલમને રદ કરવાનો સવાલ ઉઠાવવાની કોશિશ રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની **એક પણ શાખાએ**, એક પણ પ્રજાના સંગઠને, એક પણ પ્રાદેશિક સંમેલને, એક પણ સ્થાનિક સમિતિએ કે કોંગ્રેસો અથવા સંમેલનોમાં ભાગ લેતા એક પણ ડેલિગેટે **નથી** કરી!!

આ વાતને ધ્યાનમાં રાખવાનું આવશ્યક છે. એ હકીકત આપણને સત્વર બતાવી આપે છે કે આ મુદ્દાના સંબંધમાં ઉઠાવવામાં આવેલા વાંધાઓમાં લેશમાત્ર ગંભીરતા કે પાર્ટીભાવના છે કે નહિ.

આપણે વિસર્જનવાદીઓના અખબારના મિસ્ટર સેમ્કોવ્સ્કીનો દાખલો લઈએ. પાર્ટીને વિસર્જિત કરીને બેઠેલા માણસ જેવી બેપરવાઈથી તેણે જાહેર કર્યું છે કે "કાર્યક્રમમાંથી ૯મી કલમને સમૂળી હઠાવી દેવાની રોઝા લુક્ઝેમ્બુર્ગની દરખાસ્ત જોડે અમે અમુક કારણોસર સહમત નથી" ('નોવાયા રાબોચાયા ગાઝેતા', અંક ૭૧).

તો એ કારણોને ગુપ્ત રાખવામાં આવ્યાં છે! પરંતુ અમારા કાર્યક્રમના

ઈતિહાસની બાબતમાં આવી બિનમાહિતગારી હોય ત્યાં "કારણોને ગુપ્ત રાખ્યા વગર" કેમ ચાલે? અથવા, બેપરવાઈની બાબતમાં બેજોડ (પાર્ટી અને કાર્યક્રમની કોને પડી છે!) એ જ મિસ્ટર સેમ્કોવ્સ્કી ફિન્લૅન્ડની બાબતમાં અપવાદ કરે ત્યારે "રહસ્ય રાખ્યા" વગર કેમ ચાલે?

> "પોલૅંડનો સર્વહારા વર્ગ રશિયાના સમગ્ર સર્વહારા વર્ગની જોડે મળીને એક જ રાજ્યના ચોકઠાની અંદર સંયુક્ત સંઘર્ષ લડવા માગતો હોય, અને એથી ઊલટું પોલિશ સમાજના પ્રત્યાઘાતી વર્ગો પોલૅંડને રશિયાથી અલગ કરી નાખવા માગતા હોય તથા અલગ થઈ જવાની તરફેણમાં રેફરેન્ડમ દ્વારા બહુમતી મેળવી લે... તો આપણે શું કરવું? આપણે, રશિયન સામાજિક-લોકશાહીવાદીઓએ, કેંદ્રીય પાર્લમેન્ટમાં આપણા પોલિશ કોમરેડોની જોડે મળીને શું અલગતાની **વિરુદ્ધ** મત આપવા, કે પછી, 'આત્મનિર્ણયના અધિકાર'નો ભંગ ન કરવાના ઉદ્દેશે અલગતાની **તરફેણમાં** મત આપવા?"

ખરેખર, આવા ભોળપણભર્યા અને ભયંકર રીતે ગૂંચવી નાખવામાં આવેલા સવાલો પૂછવામાં આવે ત્યારે અમારે શું કરવું?

મારા પ્યારા મિસ્ટર વિસર્જનવાદી, આત્મનિર્ણયના **અધિકારનો** અર્થ મુદ્દલ એવો **નથી** જ કે એ સમસ્યાનો ઉકેલ કેંદ્રીય પાર્લમેન્ટમાં કરવામાં આવે. તેનો અર્થ તો એ છે કે સમસ્યાનો ઉકેલ **અલગ થઈ જનારી લઘુસંખ્યાની** પાર્લમેન્ટમાં, વિધાનસભામાં, અથવા તેના રેફરેન્ડમ વડે કરવામાં આવે. જ્યારે નોર્વે સ્વિડનથી અલગ થઈ ગયું (૧૯૦૫) ત્યારે એ નિર્ણય **ફક્ત** નોર્વેએ **એકલાએ** જ (સ્વિડનથી અરધા કદનો દેશ) લીધો હતો.

કોઈ બાળક પણ જોઈ શકે એમ છે કે મિસ્ટર સેમ્કોવ્સ્કી ભયંકર ગોટાળામાં પડી ગયા છે.

"આત્મનિર્ણયનો અધિકાર" એક **એવા પ્રકારની** લોકશાહીવાદી પદ્ધતિનું અર્થસૂચન કરે છે કે જેમાં સામાન્ય રૂપની લોકશાહી કાયમ હોય એટલું જ નહિ પરંતુ એવી લોકશાહી કાયમ હોય કે જ્યાં પાર્થક્યના સવાલનો **બિનલોકશાહીવાદી** ઉકેલ વિશિષ્ટ રૂપે **થઈ જ ન શકે**. સામાન્ય રીતે વાત કરતાં, લોકશાહી તો જોશીલા અને જુલમગાર રાષ્ટ્રવાદની જોડે પણ સુસંગત છે. સર્વહારા વર્ગ એવી લોકશાહીની માગણી કરે છે કે જેમાં કોઈ પણ રાષ્ટ્રને જબરજસ્તીથી રાજ્યની સીમાઓની અંદર ગોંધી રાખવાનું તદ્દન **અશક્ય** હોય. એટલે,

"આત્મનિર્ણયના અધિકારનો ભંગ ન કરવાના ઉદ્દેશે" આપણે, કપટી મિસ્ટર સેમ્કોવ્સ્કી ધારી લે છે તેમ, "અલગતાની તરફેણમાં મત આપવાની" ફરજથી બંધાયેલા **નથી** પરંતુ આ સવાલનો નિર્ણય **પોતાની મેળે જ** કરવાના અલગ થનારા પ્રદેશના અધિકારની તરફેણમાં મત આપવાની ફરજથી બંધાયેલા છીએ.

"તલાકના હક"ની હિમાયત માટે એ જરૂરી નથી કે તલાકની તરફેણમાં **મત આપવો** જ જોઈએ—એ વાત સમજવાનું મિસ્ટર સેમ્કોવ્સ્કીની માનસિક શક્તિઓ વડે પણ મુશ્કેલ ન હોવું જોઈએ એમ સાફ લાગે. પરંતુ ૯ મી કલમની ટીકા કરનારાઓની આવી બૂરી હાલત છે—એ લોકો તર્કશાસ્ત્રનો કક્કો પણ ભૂલી જાય છે.

નોર્વેના સ્વિડનથી પાર્થક્યના સમયે સ્વિડનનો સર્વહારા વર્ગ જો રાષ્ટ્રવાદી કૂપમંડૂકિયા વર્ગની પાછળ ઘસડાવા તૈયાર ન હોત તો સ્વિડનના પાદરીઓ અને જમીનદારોની ખાએશ મુજબ નોર્વેને જબરજસ્તીથી સ્વિડનની સાથે જોડી રાખવાની વિરુદ્ધ **મત આપવા** અને આંદોલન ચલાવવા તે **ફરજથી બંધાયેલો** હતો. આ વાત સાફ છે અને સમજવી વધારે પડતી મુશ્કેલ નથી. **શાસક** અને **ઉત્પીડક** રાષ્ટ્રોના સર્વહારા વર્ગની ઉપર આત્મનિર્ણયના **અધિકારનો** સિદ્ધાંત જેવા આંદોલનનો તકાદો કરે છે એવા આંદોલનથી સ્વિડિશ રાષ્ટ્રવાદી લોકશાહીવાદ અળગો રહી શક્યો હોત.

"પ્રત્યાઘાતીઓ બહુમતીમાં હોય તો આપણે શું કરવું?" મિસ્ટર સેમ્કોવ્સ્કી સવાલ કરે છે. આ તો ત્રીજા ધોરણના કોઈ નિશાળિયાને લાયક સવાલ છે. લોકશાહીવાદી મતદાન પ્રત્યાઘાતીઓને બહુમતી આપે તો **રશિયન** બંધારણની બાબતમાં શું કરવું? મિસ્ટર સેમ્કોવ્સ્કી એવા પ્રમાદી અને ખાલીખમ સવાલો કરે છે કે જેને પ્રસ્તુત બાબતની જોડે કશો સંબંધ નથી—આવા જ સવાલોના સંબંધમાં કહેવાય છે કે સિત્તેર શાણા માણસો પણ જેના જવાબ ન આપી શકે એટલા સવાલો સાત મૂર્ખાઓ પૂછી શકે.

જ્યારે લોકશાહીવાદી મતદાન પ્રત્યાઘાતીઓને બહુમતી આપે ત્યારે બેમાંથી એક વાત બને, અને સામાન્ય રીતે બને પણ છે: કાં તો પ્રત્યાઘાતીઓનો નિર્ણય અમલમાં મુકાય અને તેનાં હાનિકારક પરિણામો લોકસમુદાયોને વધતીઓછી ઝડપે લોકશાહીવાદના પક્ષે તથા પ્રત્યાઘાતીઓની વિરુદ્ધ ધકેલી દે; અથવા લોકશાહીવાદ અને પ્રત્યાઘાતીઓ વચ્ચેના ઘર્ષણનો ફેંસલો આંતરવિગ્રહ કે બીજા કોઈ વિગ્રહ મારફત કરવામાં આવે. લોકશાહીમાં એ સાવ શક્ય છે (અને નિસ્સંદેહ સેમ્કોવ્સ્કીઓ પણ એ વાત જાણતા જ હશે).

મિસ્ટર સેમ્કોવ્સ્કી આપણને ખાતરી આપે છે કે આત્મનિર્ણયના અધિકારને માન્યતા આપવી એટલે "સૌથી વધારે કટ્ટર મૂડીવાદી રાષ્ટ્રવાદના હાથમાં રમકડું બની જવું." આ તો બાલિશ બકવાદ છે કેમ કે એ **અધિકારની** માન્યતા નથી અલગતા **વિરુદ્ધ** પ્રચાર તથા આંદોલનને બકાત રાખતી કે નથી મૂડીવાદી રાષ્ટ્રવાદને ઉઘાડો પાડવાનો નિષેધ કરતી. પરંતુ એ વાત તો તદ્દન નિર્વિવાદ છે કે પાર્થક્યના **અધિકારનો** ઇનકાર કરવો એટલે **કટ્ટરમાં કટ્ટર રૂસી યમદૂત**[12] રાષ્ટ્રવાદના "હાથમાં રમકડું બની જવું".

જે રમૂજી ભૂલ માટે જર્મન અને રશિયન સામાજિક-લોકશાહીવાદીઓએ લાંબા વખત પહેલાં (ઑગસ્ટ, ૧૯૦૩) રોઝા લુક્ઝેમ્બુર્ગની ઠેકડી ઉડાડી હતી એ ભૂલનું મૂળ આ જ છે. ઉત્પીડિત રાષ્ટ્રોના મૂડીવાદી રાષ્ટ્રવાદના હાથમાં રમકડું બની જવાની બીકે લોકો **ઉત્પીડક** રાષ્ટ્રના કેવળ મૂડીવાદી જ નહિ પરંતુ યમદૂત રાષ્ટ્રવાદના હાથમાંયે રમકડું બની જાય છે.

પાર્ટી-ઇતિહાસ અને પાર્ટી-કાર્યક્રમ સંબંધી બાબતો વિશે મિસ્ટર સેમ્કોવ્સ્કી આટલો અજાણ ન હોત તો તેને સમજાઈ ગયું હોત કે પ્લેખાનોવનું ખંડન કરવું એ તેની ફરજ છે. પ્લેખાનોવે **અગિયાર વરસ પહેલાં** રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીના કાર્યક્રમના ખરડાનો (કાર્યક્રમનો એ ખરડો ૧૯૦૩માં કાર્યક્રમ બની ગયો) 'ઝાર્યા'[13]માં બચાવ કરતાં આત્મનિર્ણયના અધિકારની માન્યતાને **ખાસ** મુદ્દો બનાવ્યો હતો (પૃષ્ઠ ૩૮) અને નીચે મુજબ લખ્યું હતું:

> "આ માગણી કે જે મૂડીવાદી લોકશાહીવાદીઓ માટે સિદ્ધાંતમાં પણ ફરજિયાત નથી તે આપણે માટે, અર્થાત્ સામાજિક-લોકશાહીવાદીઓ માટે, ફરજિયાત છે. આપણે આ માગણીને ભૂલી જઈએ અથવા રૂસી પ્રજાના આપણા દેશબાંધવોના રાષ્ટ્રીય પૂર્વગ્રહો સાથે અથડાઈ જવાની આશંકાએ તેને રજૂ કરતાં ડરીએ તો વિશ્વ સામાજિક-લોકશાહીવાદની 'દુનિયાના કામદારો, એક થાઓ!' એ રણહાક આપણ હોઠ ઉપર એક શરમભર્યું જૂઠાણું જ બની રહે."

છેક 'ઝાર્યા'ના દિવસોમાં પ્લેખાનોવે પાયાની દલીલ રજૂ કરેલી અને એ દલીલને સંમેલનના ઠરાવમાં વિગતે વિકસાવવામાં આવી હતી. પરંતુ સેમ્કોવ્સ્કી જેવા લોકોએ અગિયાર અગિયાર વરસથી એ દલીલ તરફ ધ્યાન ખેંચવાની કોશિશ નથી કરી. રશિયામાં રૂસી પ્રજાની વસતિ ૪૩ ટકા જેટલી છે પરંતુ રૂસી રાષ્ટ્રવાદ કુલ વસતિના ૫૭ ટકા ઉપર શાસન કરે છે અને બધાં

રાષ્ટ્રોનું ઉત્પીડન કરે છે. રાષ્ટ્રીય-લિબરલોએ (સ્રૂવે અને કંપની, પ્રગતિવાદીઓ[14], ઈત્યાદિ) આપણા રાષ્ટ્રીય-પ્રત્યાઘાતીઓ જોડે એકસંપી કરી લીધી છે અને **રાષ્ટ્રીય**-લોકશાહીવાદના "પ્રથમ અગ્રદૂતો" આવી પહોંચ્યા છે (રૂસી ખેડૂતના રાષ્ટ્રવાદી પૂર્વગ્રહો પ્રત્યેના આપણા વલણમાં સાવચેતી રાખવાની મિસ્ટર પેશેખોનોવે ૧૯૦૬ના ઑગસ્ટમાં કરેલી અપીલ યાદ કરો).

રશિયામાં કેવળ વિસર્જનવાદીઓ જ મૂડીવાદી લોકશાહીવાદી ક્રાંતિને પરિપૂર્ણ થઈ ગયેલી ગણે છે, અને આખી દુનિયામાં **એવી** ક્રાંતિનાં સહગામી હંમેશાં રાષ્ટ્રીય આંદોલનો રહ્યાં છે તથા આજે પણ છે. ખાસ કરીને રશિયામાં ઘણા સીમાપ્રદેશોમાં એવાં ઉત્પીડિત રાષ્ટ્રો વસે છે કે જેમના પ્રતિનિધિઓ પાડોશી રાજ્યોમાં વધારે સ્વતંત્રતા ભોગવે છે. ઝારશાહી પાડોશી રાજ્યો કરતાં વધારે પ્રત્યાઘાતી છે, મુક્ત આર્થિક વિકાસના માર્ગમાં તે **મોટામાં મોટા** અવરોધો ખડા કરે છે અને રૂસી રાષ્ટ્રવાદને પોતાનાથી બનતી બધી રીતે પુષ્ટ કરે છે. બેશક, માર્ક્સવાદીની દૃષ્ટિમાં તો **બીજા બધા સંજોગો સમાન હોય** તો નાનાં રાજ્યો કરતાં મોટાં રાજ્યો વધારે પસંદગીને પાત્ર હોય છે. પરંતુ, ઝારની રાજશાહીના અમલ હેઠળની હાલત બધા યુરોપીય દેશો અને મોટા ભાગના એશિયાઈ દેશોમાં અસ્તિત્વ ધરાવતી હાલત જોડે સમાનતા ધરાવતી હોય એવા ખયાલને કબૂલ કરી લેવો એ વાત હાસ્યાસ્પદ અને પ્રત્યાઘાતી પણ ગણાય.

એટલે, વર્તમાન જમાનાના રશિયામાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને નકારવો એ અસંદિગ્ધ તકવાદ છે અને આજ પર્યંત સર્વશક્તિમાન બની બેઠેલા યમદૂત રશિયન રાષ્ટ્રવાદની સામે લડવાનો ઈનકાર છે.

'સોત્સિઆલ-દેમોક્રાત', અંક ૩૨,
૧૫ (૨૮) ડિસેંબર, ૧૯૧૩

# રાષ્ટ્રીય સવાલ વિશે ટીકાત્મક વિચારો

વર્તમાન સમયે રશિયામાં સામાજિક જીવનના સવાલોની અંદર રાષ્ટ્રીય સવાલે મુખ્ય સ્થાન લઈ લીધું છે એ વાત તો સાફ છે. પ્રત્યાઘાતનો ઝઘડાખોર રાષ્ટ્રવાદ, પ્રતિક્રાંતિકારી મૂડીવાદી લિબરલિઝમનું રાષ્ટ્રવાદમાં (ખાસ કરીને રશિયન રાષ્ટ્રવાદમાં પરંતુ પોલિશ, યહૂદી, ઉક્રાઈનિયન, ઇત્યાદિ રાષ્ટ્રવાદમાં પણ ખરું) સંક્રમણ, અને છેલ્લે વિભિન્ન "રાષ્ટ્રીય" (અર્થાત્ બિનરશિયન) સામાજિક-લોકશાહીવાદીઓની અંદર રાષ્ટ્રવાદી ઢચુપચુ વૃત્તિમાં પાર્ટી-કાર્યક્રમનો ભંગ કરવાની હદ સુધી થઈ ગયેલી વૃદ્ધિ—આ બધું એ વાતને આપણી આવશ્યક ફરજ બનાવી દે છે કે રાષ્ટ્રીય સવાલની ઉપર આપણે અત્યાર સુધી જેટલું ધ્યાન આપ્યું છે તેના કરતાં હવે વધારે ધ્યાન આપીએ.

આ લેખ એક વિશેષ લક્ષ્ય ધરાવે છે: એ લક્ષ્ય છે રાષ્ટ્રીય સવાલ પરત્વે માર્ક્સવાદીઓ તથા વેશધારી માર્ક્સવાદીઓની કાર્યક્રમના સંબંધમાં ચોક્કસ એ જ ઢચુપચુ વૃત્તિઓને તેમના સામાન્ય સંદર્ભમાં તપાસી જોવાનું. 'સેવેર્નાયા પ્રાવદા'[16]ના ૨૯મા અંકમાં (૧૯૧૩ના સપ્ટેંબરની પાંચમી તારીખનો અંક, 'ભાષાઓના સવાલ પરત્વે લિબરલો અને લોકશાહીવાદીઓના વિચારો') રાષ્ટ્રીય સવાલની બાબતમાં લિબરલોના તકવાદ વિશે મારા વિચારો વ્યક્ત કરવાનો પ્રસંગ મને સાંપડેલો. મારા એ લેખની ઉપર તકવાદી યહૂદી અખબાર 'ત્સાઈતે'[17] મિસ્ટર એફ. લીબમાનના લેખમાં ટીકાનો વરસાદ વરસાવ્યો છે. બીજી તરફ, રાષ્ટ્રીય સવાલના સંબંધમાં રશિયન માર્ક્સવાદીઓના કાર્યક્રમની ઉક્રાઈનિયન તકવાદી મિસ્ટર લેવ યુર્કેવિચે ટીકા કરી છે ('દ્ઝવીન'[18], ૧૯૧૩, અંક ૭–૮). એ બન્ને લેખકોએ એટલા બધા સવાલોનો ઉલ્લેખ કર્યો છે કે તેમને યોગ્ય જવાબ આપવા માટે વિષયના અત્યંત વિવિધ અંગોની છણાવટ જરૂરી છે. મને લાગે છે કે 'સેવેર્નાયા પ્રાવદા'ના લેખના પુનર્મુદ્રણથી શરૂઆત કરવી એ જ સૌથી વધારે ઉચિત ગણાશે.

## ૧. ભાષાઓના સવાલ પરત્વે લિબરલો અને લોકશાહીવાદીઓના વિચારો

કોકેસસના ગવર્નર જનરલના રિપોર્ટ વિશે અખબારોએ ફરી ફરીને મંતવ્યો વ્યક્ત કર્યાં છે. એ રિપોર્ટ પોતાની યમદૂત-વૃત્તિ કરતાં પોતાના સંકોચશીલ "લિબરલિઝમ"ને કારણે અધિક ધ્યાન ખેંચે છે. ગવર્નર જનરલે બીજી વાતોની સાથે સાથે બિનરશિયન પ્રજાઓના કૃત્રિમ રૂસીકરણની સામે વિરોધ વ્યક્ત કર્યો છે. કોકેસસમાં બિનરશિયન પ્રજાઓના પ્રતિનિધિઓ **પોતે જ** એવી સ્કૂલોમાં પોતાનાં બાળકોને રશિયન ભાષા શીખવવાની કોશિશ કરતા હોય છે કે જેમાં રશિયન ભાષા ફરજિયાત નથી—દાખલા તરીકે, આર્મેનિયન ચર્ચ સ્કૂલોમાં.

રશિયામાં અધિકતમ વ્યાપક ફેલાવો ધરાવતાં લિબરલ અખબારોમાંનું 'રૂસ્સ્કોયે સ્લોવો'[17] (અંક ૧૯૮) નામનું એક અખબાર એ બાબત પ્રત્યે નિર્દેશ કરીને સાચો નિષ્કર્ષ તારવે છે કે રશિયામાં રશિયન ભાષા પ્રત્યેના દ્વેષનું "એકમાત્ર કારણ" તેને "કૃત્રિમ રીતે" (કહેવું જોઈતું હતું: જબરજસ્તીથી) લાદવામાં આવે છે તે છે.

અખબારે લખ્યું છે: "રશિયન ભાષાના ભાવિ વિશે ચિંતા કરવાની જરૂર નથી. એ તો પોતાની મેળે જ સમગ્ર રશિયામાં માન્યતા હાંસલ કરી લેશે." અને એ વાત સાચી છે. આર્થિક વહેવારની જરૂરિયાતો એક જ રાજ્યમાં વસતી પ્રજાઓને હંમેશાં બહુસંખ્યાની ભાષા શીખવાની ફરજ પાડે જ છે (જ્યાં સુધી સૌ એકસાથે રહેવા ઇચ્છે ત્યાં સુધી). રશિયામાં સમાજપદ્ધતિ જેટલી વધારે લોકશાહીવાદી હશે એટલા વધારે પ્રબળ, વેગીલા, અને વ્યાપક રૂપે મૂડીવાદ વિકાસ પામશે; અને વાણિજ્ય-વહેવાર માટે સૌથી વધારે માફક આવે એવી ભાષા શીખવા માટે આર્થિક વહેવારની જરૂરિયાતો વિભિન્ન પ્રજાઓને એટલી જ ત્વરાથી લલચાવશે.

પરંતુ લિબરલ અખબાર ઉતાવળે ધસી જઈને પોતાના જ હેતુને પરાજિત કરે છે અને પોતાની લિબરલ અસંગતતા જાહેર કરે છે.

> અખબાર લખે છે: "રશિયા જેવા વિશાળ દેશમાં એક સામાન્ય રાજ્યભાષા હોવી જ જોઈએ અને એવી ભાષાનું સ્થાન... ફક્ત રશિયન ભાષા જ લઈ શકે. આ વાતનો ઇનકાર રૂસીકરણનો કોઈ વિરોધી પણ કદાચ જ કરે."

સાવ ઊંધો તર્ક! નાનકડા સ્વિટ્ઝર્લૅન્ડને એ હકીકતથી મુદ્દલ ગેરલાભ નથી થતો બલકે લાભ જ થાય છે કે ત્યાં **એક નહિ** પણ ત્રણ ત્રણ સામાન્ય રાજ્યભાષાઓ છે: જર્મન, ફ્રેંચ, અને ઇટાલિયન. સ્વિટ્ઝર્લૅન્ડમાં વસતિના ૭૦ ટકા લોકો જર્મન છે (રશિયામાં ૪૩ ટકા લોકો રૂસી છે), ૨૨ ટકા લોકો ફ્રેંચ છે (રશિયામાં ૧૭ ટકા લોકો ઉક્રાઈનિયન છે), અને ૭ ટકા લોકો ઇટાલિયન છે (રશિયામાં ૬ ટકા લોકો પોલિશ છે અને ૪.૫ ટકા લોકો બેલોરૂસી છે). સ્વિટ્ઝર્લૅન્ડમાં વસતા ઇટાલિયન લોકો સહિયારી પાર્લમેન્ટમાં ઘણી વાર ફ્રેંચ ભાષામાં બોલે છે, પણ તે કોઈ જંગલી પોલીસ કાનૂનના ડંડાની બીકે નહિ (સ્વિટ્ઝર્લૅન્ડમાં એવો કોઈ કાનૂન નથી). ઇટાલિયનો ફક્ત એટલા કારણસર ફ્રેંચ ભાષામાં બોલે છે કે લોકશાહીવાદી દેશના સભ્ય નાગરિકો પોતે જ બહુસંખ્યા સમજી શકે એવી ભાષામાં બોલવાનું પસંદ કરે. ફ્રેંચ ભાષા ઇટાલિયનોનાં દિલોમાં તિરસ્કાર પેદા નથી કરતી કારણ કે તે એક આઝાદ સભ્ય રાષ્ટ્રની ભાષા છે, પોલીસના ધૃણાજનક જુલમ વડે લાદવામાં આવતી ભાષા નથી.

તો પછી, જેની વસતિ ઘણી વધારે વૈવિધ્યપૂર્ણ છે અને જે ભયંકર રીતે પછાત છે એ "વિશાળ" રશિયાએ કોઈ એક જ ભાષા માટે કોઈ પણ જાતના વિશેષાધિકારો જાળવી રાખીને પોતાના વિકાસને **કુંઠિત** શા માટે કરવો જોઈએ? વાત એથી સાવ ઊલટી જ ન હોવી જોઈએ, લિબરલ સજ્જનો? રશિયા જો યુરોપને આંબી જવાની ઇચ્છા ધરાવતું હોય તો બધા અને દરેક પ્રકારના વિશેષાધિકારોને તેણે શક્ય એટલી ઝડપથી, શક્ય એટલા પૂર્ણ રૂપે, અને શક્ય એટલી નિશ્ચયાત્મકતાથી શું ખતમ ન કરી નાખવા જોઈએ?

જો બધા વિશેષાધિકારો અદૃશ્ય થઈ જાય અને કોઈ એક ભાષા પરાણે લદાતી બંધ થઈ જાય તો બધા સ્લાવ લોકો એકબીજાને સમજવાનું સરળતાથી અને ઝડપથી શીખી લેશે, અને એવા "ભયાનક" ખયાલનો ડર તેમને નહિ રહે કે સહિયારી પાર્લમેન્ટમાં જુદી જુદી ભાષાઓમાં પ્રવચનો સંભળાશે. અને આર્થિક જીવનની જરૂરિયાતો આપોઆપ એ વાત **નિર્ધારિત કરી લેશે** કે મોટા ભાગના લોકો માટે વાણિજ્ય-વહેવારનાં હિતોમાં દેશની કઈ ભાષા શીખી લેવાનું **લાભદાયક** છે. વળી વિભિન્ન પ્રજાઓની વસતિ એ ભાષાને સ્વેચ્છાએ સ્વીકારશે એ હકીકત ઉપરોક્ત બાબતને વધારે મક્કમ રીતે નિર્ધારિત કરશે, અને લો[illegible] પરિણામે જેટલી વધારે સુસંગત રીતે અમલમાં મૂકવામાં આવશે તથા [illegible] મૂડીવાદ જેટલી વધારે ઝડપથી વિકાસ પામશે એટલી વધા[illegible]પથી અને વ્યાપક રીતે એ બાબત નિર્ધારિત થશે.

લિબરલોનું ભાષાઓ પ્રત્યેનું વલણ બધા રાજકીય સવાલો પ્રત્યેના તેમના વલણ જેવું જ હોય છે, અર્થાત્ દંભી ફેરિયાઓની જેમ તેઓ (ઉઘાડી રીતે) એક હાથ લોકશાહી તરફ લંબાવે છે પણ બીજો હાથ (પડદા પાછળ) ખેતગુલામી અને પોલીસના સમર્થકોના હાથમાં મૂકે છે. લિબરલો બરાડા પાડે છે કે અમે વિશેષાધિકારોની વિરુદ્ધ છીએ પરંતુ પડદા પાછળ તેઓ માથાઝીક કરીને સામંતી જમીનદારો પાસેથી પોતાને માટે જ એક યા બીજો વિશેષ લાભ હાંસલ કરી લે છે.

દરેક લિબરલ-મૂડીવાદી રાષ્ટ્રવાદ આવો છે—કેવળ રૂસી જ (તેના જુલમી સ્વરૂપને કારણે અને પુરિશકેવિચો સાથેના તેના સગપણને કારણે તે બાકીના બધા કરતાં બદતર છે) નહિ પરંતુ પોલિશ, યહૂદી, ઉક્રાઈનિયન, જ્યોર્જિયન, અને બીજો દરેકે દરેક. ઑસ્ટ્રિયામાં કે રશિયામાં, **બધાં** રાષ્ટ્રોનો મૂડીદાર વર્ગ રાષ્ટ્રીય સંસ્કૃતિના બહાના હેઠળ **વસ્તુત:** જે નીતિને અનુસરે છે એ નીતિ છે કામદારોમાં ફાટફૂટ પાડવાની, લોકશાહીને કમજોર બનાવી દેવાની, અને રાષ્ટ્રીય અધિકારો તથા રાષ્ટ્રીય આઝાદીને ખેતગુલામીના સમર્થકોના હાથમાં વેચી દેવા માટે ફેરિયાગીરી કરવાની.

કામદારોની લોકશાહીનું સૂત્ર "રાષ્ટ્રીય સંસ્કૃતિ"નું નહિ પણ લોકશાહીવાદની અને વિશ્વ કામદાર-વર્ગીય આંદોલનની આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિનું છે. જાતજાતના "વિધેયાત્મક" રાષ્ટ્રીય કાર્યક્રમો વડે જનતાને ભરમાવવાની કોશિશ મૂડીદાર વર્ગ ભલે કરે. વર્ગજાગ્રત કામદાર આવો જવાબ આપશે: રાષ્ટ્રીય સવાલનો ઉકેલ માત્ર એક જ છે (મૂડીવાદની દુનિયામાં, નફાની અને કજિયાકંકાસ તથા શોષણની દુનિયામાં, તેનો ઉકેલ જેટલો શક્ય હોય ત્યાં સુધી), અને એ ઉકેલ છે—સુસંગત લોકશાહી.

સાબિતી: પશ્ચિમ યુરોપમાં સ્વિટ્ઝર્લૅન્ડ—પુરાણી સંસ્કૃતિ ધરાવતો દેશ, અને પૂર્વ યુરોપમાં ફિન્લૅન્ડ—ઊગતી સંસ્કૃતિ ધરાવતો દેશ.

કામદારોની લોકશાહીનો કાર્યક્રમ આ મુજબ છે: કોઈ પણ એક રાષ્ટ્રને કે કોઈ પણ એક ભાષાને મુદ્દલ વિશેષાધિકારો નહિ જ; રાષ્ટ્રોના રાજકીય આત્મનિર્ણયના સવાલનો ફેંસલો, અર્થાત્ તદ્દન મુક્ત અને લોકશાહીવાદી રીતે [illegible]ના રાજ્ય-પાર્થક્યનો અધિકાર; કોઈ પણ એક રાષ્ટ્રને કોઈ પણ રીતે વિશેષા[illegible] પ્રદાન કરતું હોય અને રાષ્ટ્રોની સમાનતાનો અથવા રાષ્ટ્રીય લઘુસંખ્યાના અ[illegible]રોનો ભંગ કરતું હોય એવા પ્રત્યેક કદમને (ઝેમ્સ્ત્વો[20], નગર, ગ્રામસમાજ, વ[illegible]માં અપનાવવામાં આવેલ) ગેરકાયદેસર તથા રદબાતલ

ઘોષિત કરતો અને આખા દેશને લાગુ થતો કાનૂન પસાર કરવામાં આવે—અને એ કાનૂનની રૂએ રાજ્યના પ્રત્યેક નાગરિકને અધિકાર મળે કે એવા (વિશેષાધિકાર પ્રદાન કરતા) કદમને ગેરબંધારણીય તરીકે રદ કરવાની તેમ જ તેના અમલની કોશિશ કરનારા માણસો ઉપર ફોજદારી કામ ચલાવવાની માગણી પ્રત્યેક નાગરિક ઉઠાવી શકે.

ભાષા વગેરેના સવાલોની બાબતમાં વિભિન્ન મૂડીવાદી પાર્ટીઓના આપસના કજિયાકંકાસની સામે કામદારોની લોકશાહી આવી માગણી આગળ ધરે છે: સર્વ પ્રકારના મૂડીવાદી રાષ્ટ્રવાદનો મુકાબલો કરવા માટે **બધાં** કામદાર-સંગઠનોમાં—ટ્રેડયુનિયન, સહકારી સમિતિ, ઉપભોક્તા સમિતિ, શૈક્ષણિક સમિતિ, અને બીજા દરેક સંગઠનમાં—**બધી** પ્રજાઓના કામદારોની સર્વાંગી એકતા અને તેમનો સંપૂર્ણ સુમેળ. ફક્ત એવી એકતા અને એવો સુમેળ જ લોકશાહીને સલામત રાખી શકે, આંતરરાષ્ટ્રીય બની ચૂકેલી તથા વધારે ને વધારે આંતરરાષ્ટ્રીય બનતી જતી મૂડીની સામે કામદારોનાં હિતોનું રક્ષણ કરી શકે, બધા વિશેષાધિકારો અને સમગ્ર શોષણને જેમાં સ્થાન જ ન હોય એવી નવી જીવનપ્રથાની દિશામાં માનવજાતિના વિકાસનાં હિતોનું રક્ષણ કરી શકે.

## ૨. 'રાષ્ટ્રીય સંસ્કૃતિ'

વાચકે જોયું તેમ 'સેવેર્નાયા પ્રાવદા'નો લેખ આખા રાજ્ય માટે એક સર્વસામાન્ય ભાષાના સવાલનો ઉપયોગ કરીને લિબરલ મૂડીવાદી વર્ગની અસંગતતા તથા તેના તકવાદને ઉઘાડાં પાડે છે. રાષ્ટ્રીય સવાલની બાબતમાં લિબરલ મૂડીવાદી વર્ગ ખેતગુલામી અને પોલીસના સમર્થકોને મદદ કરે છે. સૌકોઈ સમજી શકશે કે સર્વસામાન્ય રાજ્યભાષાના સવાલ ઉપરાંત બીજા અનેક સંબંધિત સવાલોની બાબતમાં પણ લિબરલ મૂડીવાદી વર્ગ એવું જ દગાખોરીનું, દંભી, અને મૂઢતાભર્યું (લિબરલિઝમનાં હિતોના દૃષ્ટિકોણથી પણ) વર્તન કરે છે.

તેમાંથી કેવો નિષ્કર્ષ તારવી શકાય? નિષ્કર્ષ એવો જ નીકળે કે દરેક **પ્રકારનો** લિબરલ-મૂડીવાદી રાષ્ટ્રવાદ કામદારોની અંદર વધારેમાં વધારે સડો પેદા કરે છે અને આઝાદીના તથા સર્વહારા વર્ગસંઘર્ષના ધ્યેયને બેહદ હાનિ પહોંચાડે છે. મૂડીવાદી વૃત્તિ (અને મૂડીવાદી ખેતગુલામી) "રાષ્ટ્રીય સંસ્કૃતિ"ના સૂત્ર વડે **ઢંકાયેલી હોવાને** કારણે વધારે ખતરનાક બની જાય છે. રૂસી, પોલિશ, યહૂદી, ઉક્રાઈનિયન, તથા અન્ય રાષ્ટ્રીય સંસ્કૃતિના ઓઠા હેઠળ યમદૂત ટોળકી

સમા પ્રત્યાઘાતીઓ અને ધર્મરક્ષકો તેમ જ **બધાં** રાષ્ટ્રોનો મૂડીવાદી વર્ગ પોતાનાં ગંદાં કુકર્મો કરે છે.

વર્તમાન રાષ્ટ્રીય જીવનને માર્ક્સવાદી, અર્થાત્ વર્ગસંઘર્ષની, દૃષ્ટિએ તપાસવામાં આવે અને સૂત્રોને સત્ત્વહીન "સામાન્ય સિદ્ધાંતો", આવેશમય સંભાષણો, તથા વાણીવિલાસની દૃષ્ટિએ નહિ પણ વર્ગોનાં હિતો તથા વર્ગોની નીતિઓની દૃષ્ટિએ ચકાસી જોવામાં આવે તો હકીકતો આવી છે.

રાષ્ટ્રીય સંસ્કૃતિનું સૂત્ર મૂડીવાદી (અને ઘણી વાર યમદૂત ટોળકી તથા ધર્મરક્ષકો તરફથી કરવામાં આવતી) છેતરપિંડી છે. અમારું સૂત્ર છે લોકશાહીની અને વિશ્વ કામદાર-વર્ગીય આંદોલનની આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિનું.

આ મુદ્દાના સંબંધમાં બુંદવાદી મિસ્ટર લીબમાન બખેડામાં ધસી આવે છે અને નીચે મુજબના ઘાતક નિંદાપ્રહારો વડે મને કચડી નાખે છે:

> "રાષ્ટ્રીય સવાલથી જરા પણ પરિચિત હોય એવો દરેક માણસ જાણે છે કે આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિ અરાષ્ટ્રીય* સંસ્કૃતિ (રાષ્ટ્રીય રૂપ વગરની સંસ્કૃતિ) નથી; રશિયન સંસ્કૃતિ પણ ન હોય, યહૂદી સંસ્કૃતિ પણ ન હોય, પોલિશ સંસ્કૃતિ પણ ન હોય, પરંતુ કેવળ શુદ્ધ સંસ્કૃતિ હોય એવી અરાષ્ટ્રીય સંસ્કૃતિની વાત બકવાદ છે; આંતરરાષ્ટ્રીય ખયાલોને જ્યારે કામદાર જે ભાષા બોલતો હોય તે ભાષાને અને કામદાર જે નક્કર રાષ્ટ્રીય પરિસ્થિતિમાં જિંદગી જીવતો હોય તે પરિસ્થિતિને અનુકૂળ બનાવવામાં આવે ત્યારે જ આંતરરાષ્ટ્રીય ખયાલો કામદાર માટે નિકટના અને પ્યારા ખયાલો બની શકે; પોતાની રાષ્ટ્રીય સંસ્કૃતિની સ્થિતિ અને તેના વિકાસ પ્રત્યે કામદારે ઉદાસીન ન જ રહેવું જોઈએ કેમ કે 'લોકશાહીની અને વિશ્વ કામદાર-વર્ગીય આંદોલનની આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિ'માં ભાગ લેવાની તક કામદારને તેની મારફત અને ફક્ત તેની જ મારફત હાંસલ થાય છે. આ બાબત લાંબા વખતથી જાણીતી છે. પણ વ્લા. ઇ. એ વિશે કશું જ જાણવા નથી માગતી..."

આ લાક્ષણિક બુંદવાદી દલીલ ઉપર વિચાર કરી જુઓ. આ દલીલનો ઉદ્દેશ મેં રજૂ કરેલી માર્ક્સવાદી થિસિસને છિન્નભિન્ન કરી નાખવાનો હતો.

---

*આંતરરાષ્ટ્રીય — રાષ્ટ્રો વચ્ચેની, પ્રજાઓ વચ્ચેની. અરાષ્ટ્રીય — કોઈ પણ રાષ્ટ્રની ન હોય એવી, કોઈ પણ પ્રજાની ન હોય એવી, રાષ્ટ્રીયતા વગરની, પ્રજાના લક્ષણ વગરની.

"રાષ્ટ્રીય સવાલથી પરિચિત" હોય એવા માણસની જેમ અત્યંત આત્મવિશ્વાસનો ભાવ ધારણ કરીને આ બુંદવાદી સજ્જન આપણી સમક્ષ સાધારણ મૂડીવાદી વિચારોને "લાંબા વખતથી જાણીતાં" તથ્યો તરીકે રજૂ કરે છે.

પ્યારા બુંદવાદી, આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિ અરાષ્ટ્રીય નથી એ વાત સાચી, આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિ અરાષ્ટ્રીય છે એવી વાત કોઈએ કરી નથી. પોલિશ, યહૂદી, કે રશિયન વગેરે "શુદ્ધ" સંસ્કૃતિની ઘોષણા કોઈએ કરી નથી, અને તમારો શબ્દોનો દમ વગરનો જમેલો શબ્દોના રણકાર વડે વિષયના સારતત્ત્વ ઉપરથી વાચકનું ધ્યાન દૂર હઠાવી દેવાનો અને વિષયના સારતત્ત્વને ઢાંકી દેવાનો કેવળ એક પ્રયાસ જ છે.

**પ્રત્યેક** રાષ્ટ્રીય સંસ્કૃતિમાં લોકશાહીવાદી અને સમાજવાદી સંસ્કૃતિનાં **તત્ત્વો** સમાવિષ્ટ હોય જ છે, એવાં તત્ત્વો વિકસિત ન થયાં હોય તોપણ પ્રત્યેક રાષ્ટ્રીય સંસ્કૃતિમાં મોજૂદ હોય જ છે. તેનું કારણ એ છે કે **પ્રત્યેક** રાષ્ટ્રમાં મહેનતકશ અને શોષિત લોકસમુદાયો હોય જ છે, અને તેમની જિંદગીના સંજોગો લોકશાહી અને સમાજવાદની વિચારસરણીને અનિવાર્ય રીતે પેદા કરે જ છે. પરંતુ **પ્રત્યેક** રાષ્ટ્ર મૂડીવાદી સંસ્કૃતિ પણ ધરાવતું હોય છે (અને મોટા ભાગનાં રાષ્ટ્રો યમદૂત ટોળકીની અને ધર્મરક્ષકોની સંસ્કૃતિ પણ ધરાવતાં હોય છે). એ સંસ્કૃતિ માત્ર "તત્ત્વો"નું નહિ પણ **પ્રવર્તિત** સંસ્કૃતિનું રૂપ અખત્યાર કરી લે છે. એટલે, સામાન્ય "રાષ્ટ્રીય સંસ્કૃતિ" જમીનજાગીરોના માલિકોની, ધર્મરક્ષકોની, અને મૂડીવાદી વર્ગની સંસ્કૃતિ **હોય છે**. માર્ક્સવાદી માટે એકડા-બગડા જેવા આ મૂળભૂત તથ્યને બુંદવાદીએ અંધારામાં છુપાવી રાખ્યું છે, આ તથ્યને તેણે શબ્દોના જમેલાની અંદર "ડુબાવી દીધું છે," અર્થાત્, વર્ગીય અંતરને ઉઘાડું પાડીને સમજાવવાને **બદલે** વાસ્તવમાં તેને ઢાંકી દઈને તેણે વાચકની નજરથી છુપાવી દીધું છે. **હકીકતમાં** બુંદવાદીએ મૂડીવાદી જેવું લખાણ લખ્યું છે અને મૂડીવાદીનું પ્રત્યેક હિત બિનવર્ગીય રાષ્ટ્રીય સંસ્કૃતિમાં વ્યાપક શ્રદ્ધાનો તકાદો કરતું હોય છે.

અમે જ્યારે "લોકશાહીવાદની અને વિશ્વ કામદાર-વર્ગીય આંદોલનની આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિ"નું સૂત્ર રજૂ કરીએ છીએ ત્યારે **પ્રત્યેક** રાષ્ટ્રીય સંસ્કૃતિ**માંથી ફક્ત** તેનાં લોકશાહીવાદી અને સમાજવાદી તત્ત્વો જ લઈએ છીએ, અને એ તત્ત્વોને અમે **પ્રત્યેક** રાષ્ટ્રની મૂડીવાદી સંસ્કૃતિ તથા તેના મૂડીવાદી રાષ્ટ્રવાદનો મુકાબલો કરવાના **એકમાત્ર** ઈરાદે અને **બિનશરતે** લઈએ છીએ. એક પણ માર્ક્સવાદી તો શું, એક પણ લોકશાહીવાદીયે ભાષાઓની

સમાનતાના અધિકારનો ઈનકાર નથી કરતો, "પોતાના" મૂડીદાર વર્ગની વિરુદ્ધ વતનની ભાષામાં વાદવિવાદ કરવાની જરૂરિયાતનો ઈનકાર નથી કરતો, "પોતાની" કિસાનપ્રજાની અંદર અને શહેરી નિમ્ન-મૂડીવાદી વર્ગની અંદર ધર્મરક્ષકોની વિરુદ્ધના અથવા મૂડીવાદની વિરુદ્ધના ખયાલોનો પ્રચાર કરવાની જરૂરિયાતનો ઈનકાર નથી કરતો—એ વિશે તો ઉલ્લેખની પણ જરૂર નથી. એ બધાં નિર્વિવાદ તથ્યોનો ઉપયોગ બુંદવાદી વિવાદગ્રસ્ત બાબતને ઢાંકી દેવા માટે કરે છે, અર્થાત્ જે સવાલ ચર્ચા હેઠળ છે તેને ઢાંકી દેવા માટે કરે છે.

અને એ સવાલ આવો છે: રાષ્ટ્રીય સંસ્કૃતિનું સૂત્ર સીધી કે આડકતરી રીતે આગળ ધરવાની માર્ક્સવાદીને છૂટ છે કે કામદારોના **આંતરરાષ્ટ્રવાદના** સૂત્રની બધી ભાષાઓમાં હિમાયત કરીને રાષ્ટ્રીય સંસ્કૃતિના સૂત્રનો **વિરોધ** કરવા તથા પોતાની જાતને સમગ્ર સ્થાનિક અને રાષ્ટ્રીય વિલક્ષણતાઓને "અનુકૂળ બનાવવા" તે ફરજથી બંધાયેલો છે.

"રાષ્ટ્રીય સંસ્કૃતિ મારફત આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિ પેશ કરવાના અર્થમાં" "રાષ્ટ્રીય સંસ્કૃતિ"ના સૂત્રનું "અર્થઘટન" કરવાનું કોઈ વામણા બુદ્ધિજીવીનું વચન કે તેનો એવો નેક ઈરાદો "રાષ્ટ્રીય સંસ્કૃતિ"ના સૂત્રના મર્મને નિર્ધારિત નથી કરતાં. સવાલનો એ રીતે વિચાર કરવો એ તો બાલિશ લાગણીવેડા જ ગણાય. રાષ્ટ્રીય સંસ્કૃતિના સૂત્રનો મર્મ તો કોઈ એક દેશમાં અને દુનિયાના બધા દેશોમાં વર્ગોના વસ્તુગત પારસ્પરિક સંબંધો નિર્ધારિત કરે છે. મૂડીવાદી વર્ગની રાષ્ટ્રીય સંસ્કૃતિ એક **હકીકત** છે (અને હું એ વાતનું પુનરાવર્તન કરું છું કે મૂડીવાદી વર્ગ બધે ઠેકાણે જમીનદારો તથા ધર્મરક્ષકોની જોડે સોદા કરે છે). મૂડીવાદી વર્ગ કામદારોને નાથ ઘાલીને મરજી પડે તેમ દોરી જઈ શકે એટલા માટે ઝઘડાખોર મૂડીવાદી રાષ્ટ્રવાદ કામદારોને જડબુદ્ધિ કરી નાખે છે, બેવકૂફ બનાવે છે, અને તેમની અંદર કુસંપ પેદા કરે છે — એવું છે વર્તમાન પરિસ્થિતિનું મૂળભૂત તથ્ય.

જે કોઈ સર્વહારા વર્ગની સેવા કરવા માગતું હોય તેણે બધાં રાષ્ટ્રોની એકતા સાધવી જ જોઈએ અને **"દેશી"** કે પરદેશી મૂડીવાદી રાષ્ટ્રવાદની વિરુદ્ધ અડગતાથી લડવું જ જોઈએ. જે કોઈ રાષ્ટ્રીય સંસ્કૃતિના સૂત્રની હિમાયત કરે તેનું સ્થાન માર્ક્સવાદીઓની વચ્ચે નથી પણ રાષ્ટ્રવાદી નિમ્ન-મૂડીવાદી વર્ગમાં છે.

આપણે નક્કર દાખલો લઈએ. કોઈ રશિયન માર્ક્સવાદી રાષ્ટ્રીય રશિયન સંસ્કૃતિનું સૂત્ર સ્વીકારી શકે ખરો? ના. એવા માણસનું સ્થાન માર્ક્સવાદીઓની વચ્ચે નહિ પણ રાષ્ટ્રવાદીઓની વચ્ચે છે. આપણું કર્તવ્ય છે રશિયનોની

પ્રવર્તિત, યમદૂતરૂપી, મૂડીવાદી રાષ્ટ્રીય સંસ્કૃતિની વિરુદ્ધ લડવાનું અને લોકશાહીવાદી તથા કામદાર વર્ગીય આંદોલનના આપણા ઈતિહાસમાં પણ અસ્તિત્વ ધરાવતાં મૂળતત્ત્વોને એકમાત્ર આંતરરાષ્ટ્રીય ભાવનાએ તથા બીજા દેશોના કામદારો સાથેના નિકટતમ સહયોગમાં વિકસાવવાનું. આપણું કર્તવ્ય છે આપણા પોતાના રશિયન જમીનદારો અને મૂડીવાદી વર્ગ વિરુદ્ધ લડવાનું. તેમની "સંસ્કૃતિ" વિરુદ્ધ આંતરરાષ્ટ્રવાદ વતી લડવાનું, એ સંઘર્ષ લડતાં લડતાં પુરિશકેવિચો તથા સ્ટ્રૂવેઓની વિલક્ષણતાઓને "સમજી" લેવાનું, અને રાષ્ટ્રીય સંસ્કૃતિના સૂત્રની ન તો હિમાયત કરવાનું કે ન તેને સહન કરી લેવાનું.

સૌથી વધારે ઉત્પીડન અને રંજાડ ભોગવતા રાષ્ટ્રને પણ, અર્થાત્ યહૂદીઓને પણ, એ જ વાત લાગુ થાય છે. યહૂદી રાષ્ટ્રીય સંસ્કૃતિનું સૂત્ર યહૂદી ધર્મગુરુઓનું અને મૂડીવાદી વર્ગનું સૂત્ર છે, આપણા દુશ્મનોનું સૂત્ર છે. પરંતુ યહૂદી સંસ્કૃતિમાં અને યહૂદીઓના આખા ઈતિહાસમાં બીજાં તત્ત્વો પણ છે. આખી દુનિયાના એક કરોડ ને પાંચ લાખ યહૂદીઓમાંથી અરધા કરતાં થોડાક વધારે યહૂદીઓ ગેલિસિયા અને રશિયા જેવા પછાત અને અર્ધજંગલી દેશોમાં વસે છે જ્યાં યહૂદીઓને **બળજબરીથી** એક કોમની હાલતમાં રાખવા આવે છે. બાકીના અરધા ભાગના યહૂદીઓ સભ્ય દુનિયામાં વસે છે અને ત્યાં યહૂદીઓને એક કોમ તરીકે અલગ નથી રાખવામાં આવતા. યહૂદી સંસ્કૃતિનાં મહાન વિશ્વ-પ્રગતિશીલ લક્ષણોએ ત્યાં પોતાની હયાતીનો પ્રભાવ સ્પષ્ટ રૂપે વ્યક્ત કર્યો છે: તેનો આંતરરાષ્ટ્રવાદ, યુગના અગ્રગામી આંદોલનોનો પ્રતિઘોષ પાડવાની તેની શક્તિ (લોકશાહીવાદી અને સર્વહારા આંદોલનોમાં યહૂદીઓની ટકાવારી દરેક ઠેકાણે સમગ્ર વસતિમાં યહૂદીઓની ટકાવારી કરતાં વધારે છે).

જે કોઈ સીધી અથવા આડકતરી રીતે યહૂદી "રાષ્ટ્રીય સંસ્કૃતિ"નું સૂત્ર આગળ ધરે (તેના નેક ઈરાદા ભલે ગમે તેવા હોય) તે માણસ સર્વહારા વર્ગનો શત્રુ છે, **પુરાણાનો** અને યહૂદીઓની **કોમ જેવી** હાલતનો સમર્થક છે, યહૂદી ધર્મગુરુઓનો અને મૂડીવાદી વર્ગનો મળતિયો છે. એથી ઊલટું, આંતરરાષ્ટ્રીય માર્ક્સવાદી સંગઠનોમાં જોડાઈને રશિયન, લિથુઆનિયન, ઉક્રાઈનિયન, અને બીજા કામદારોની જોડાજોડ કામદાર વર્ગીય આંદોલનની આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિના સર્જનમાં પોતાનાથી બનતો ફાળો (રશિયન અને યહૂદી ભાષાઓમાં) આપતા યહૂદી માર્ક્સવાદીઓ જેવા યહૂદીઓ બુંદના અલગતાવાદ છતાં "રાષ્ટ્રીય સંસ્કૃતિ"ના સૂત્રની વિરુદ્ધ લડીને યહૂદી જાતિની ઉત્તમ પરંપરાઓને જાળવી રાખે છે.

મૂડીવાદી રાષ્ટ્રવાદ અને સર્વહારા આંતરરાષ્ટ્રવાદ—એવાં છે બે પરસ્પર કટ્ટર વિરોધી સૂત્રો જે આખી મૂડીવાદી દુનિયાની બે વિશાળ વર્ગછાવણીઓને અનુરૂપ છે અને રાષ્ટ્રીય સવાલની બાબતમાં **બે** નીતિઓને (એથી વધારે—બે વિશ્વ દૃષ્ટિકોણોને) વ્યક્ત કરે છે. રાષ્ટ્રીય સંસ્કૃતિના સૂત્રનું સમર્થન કરીને અને તેના આધારે "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ની આખી યોજના અને તેનો અમલી કાર્યક્રમ ઘડી કાઢીને બુંદવાદીઓ **હકીકતમાં** કામદારોની વચ્ચે મૂડીવાદી રાષ્ટ્રવાદના પ્રચારકોનું કામ કરે છે.

## ૩. "સ્વાંગીકરણ"નું રાષ્ટ્રવાદી ભૂત

સ્વાંગીકરણનો સવાલ, અર્થાત્ રાષ્ટ્રીય લક્ષણોના લોપનો અને એક રાષ્ટ્રને કોઈ બીજું રાષ્ટ્ર પોતાની અંદર સમાવિષ્ટ કરી લે તેનો સવાલ, બુંદવાદીઓની અને તેમના સમાન ખયાલો ધરાવતા દોસ્તોની રાષ્ટ્રવાદી દુવિધાઓના પરિણામોની ધારણા કરવાનું શક્ય બનાવે છે.

બુંદવાદીઓની ચવાયેલી દલીલોનો, અથવા વધારે સાચો શબ્દ વાપરીએ તો ચાલાકીઓનો, પોટલો વફાદારીપૂર્વક માથે ઉપાડીને તેનું રટણ કરતાં મિસ્ટર લીબમાન કહે છે કે કોઈ એક રાજ્યની બધી પ્રજાઓના કામદારોની એકતા અને મેળમિલન એક જ પ્રકારનાં કામદાર-સંગઠનોમાં સાધવામાં આવે એવી માગણી (ઉપર જુઓ—'સેવેર્નાયા પ્રાવદા'ના લેખના અંતમાં) તો **"પુરાણી સ્વાંગીકરણની વાત જ છે."**

'સેવેર્નાયા પ્રાવદા'ના લેખમાં તારવવામાં આવેલા નિષ્કર્ષના સંબંધમાં મિસ્ટર એફ. લીબમાન જણાવે છે કે "એ લેખના વિચારો અનુસાર, તમે કઈ પ્રજાના સભ્ય છો એવા સવાલનો જવાબ કોઈ પણ કામદારે આવો જ આપવો જોઈએ: હું તો સામાજિક-લોકશાહીવાદી છું."

આપણો એ બુંદવાદી પોતાની આ વાતને વાક્ચાતુર્યની પરાકાષ્ઠા ગણે છે. હકીકતમાં, **એવાં** વાક્ચાતુર્યો વડે અને સુસંગત લોકશાહીવાદી તથા **માર્ક્સવાદી** સૂત્રની **વિરુદ્ધ લક્ષ્યાંકિત** પોતાના "સ્વાંગીકરણ"ના બરાડાઓ વડે તે પોતાની જાતને તદ્દન ઉઘાડો પાડી નાખે છે.

વિકસતો મૂડીવાદ રાષ્ટ્રીય સવાલની બાબતમાં બે ઐતિહાસિક વલણોથી પરિચિત છે. પ્રથમ—રાષ્ટ્રીય જીવન અને રાષ્ટ્રીય આંદોલનોની જાગ્રતિ, સમગ્ર રાષ્ટ્રીય ઉત્પીડનની વિરુદ્ધ સંઘર્ષ, અને રાષ્ટ્રીય રાજ્યોનું સર્જન. દ્વિતીય—

રાષ્ટ્રો વચ્ચેના સર્વ પ્રકારના વહેવારનો વિકાસ અને તેની વૃદ્ધિ; રાષ્ટ્રો વચ્ચેના અંતરાયોનું પતન; મૂડી, સામાન્ય રૂપે આર્થિક જીવન, રાજકારણ, વિજ્ઞાન, ઇત્યાદિની આંતરરાષ્ટ્રીય એકતાનું સર્જન.

બન્ને વલણો મૂડીવાદી દુનિયાના નિયમને વ્યક્ત કરે છે. પહેલું વલણ મૂડીવાદના વિકાસના આરંભમાં પ્રબળ હોય છે જ્યારે બીજું વલણ સમાજવાદી સમાજમાં રૂપાંતરની દિશામાં આગળ વધતા પરિપક્વ મૂડીવાદનું લાક્ષણિક વલણ છે. માર્ક્સવાદીઓનો રાષ્ટ્રીય કાર્યક્રમ બન્ને વલણોને ગણતરીમાં લે છે અને બે બાબતોનું સમર્થન કરે છે: ૧) રાષ્ટ્રો અને ભાષાઓની સમાનતા તથા એ સંબંધમાં કોઈ પણ જાતના સમગ્ર **વિશેષાધિકારોનો** નિષેધ (રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર પણ—પરંતુ એ સવાલની છણાવટ અમે આગળ જતાં અલગ રીતે કરીશું); અને ૨) આંતરરાષ્ટ્રવાદનો સિદ્ધાંત અને સર્વહારા વર્ગની ઉપર મૂડીવાદી રાષ્ટ્રવાદના, એ રાષ્ટ્રવાદ અધિકતમ પરિષ્કૃત હોય તોપણ, અનિષ્ટ પ્રભાવની વિરુદ્ધ અણનમ સંઘર્ષ.

સવાલ આવો છે: આપણો બુંદવાદી "સ્વાંગીકરણ"ની વિરુદ્ધ સ્વર્ગના દેવોને પોકારે છે ત્યારે એ શાને વિશે વાત કરી રહ્યો છે? તેની વાત રાષ્ટ્રોની ઉપર વરસાવવામાં આવતા જોરજુલમ વિશે કે કોઈ એક રાષ્ટ્ર દ્વારા માણવામાં આવતા **વિશેષાધિકારો** વિશે **ન જ હોઈ શકે** કેમ કે "સ્વાંગીકરણ" શબ્દ એ બાબતમાં મુદ્દલ લાગુ થતો જ નથી, કેમ કે રાષ્ટ્રોની ઉપર વરસાવવામાં આવતા જરાસરખાયે જોરજુલમને અને રાષ્ટ્રોના ઉત્પીડન તથા અસમાનતાને માર્ક્સવાદીઓએ વ્યક્તિગત રીતે તેમ જ સત્તાવાર સંયુક્ત સમગ્રતા તરીકે **તદ્દન** ચોક્કસ અને અસંદિગ્ધ રૂપે વખોડી કાઢેલ છે, અને છેલ્લે એ કારણસર કે **જેની** ઉપર બુંદવાદીઓ તૂટી પડયા છે એવો આ સામાન્ય માર્ક્સવાદી **ખયાલ** 'સેવેર્નાયા પ્રાવદા'ના લેખમાં પણ ભારપૂર્વક અને સ્પષ્ટ રૂપે વ્યક્ત થયો છે.

ના. આ બાબતમાં છટકબારીઓ અશક્ય છે. "સ્વાંગીકરણ"નો વિરોધ કરતી વેળા મિસ્ટર લીબમાને તેનો અર્થ જોરજુલમ **નથી** દર્શાવ્યો, અસમાનતા **નથી** દર્શાવ્યો, વિશેષાધિકારો **નથી** દર્શાવ્યો, સ્વાંગીકરણના ખયાલમાંથી સમગ્ર જોરજુલમ અને સમગ્ર અસમાનતાને બહાર ખેંચી કાઢવામાં આવે ત્યાર પછી એ ખયાલમાં વાસ્તવિક કશું બાકી રહે છે ખરું?

બેશક, રહે જ છે. રાષ્ટ્રીય અંતરાયોને તોડી નાખવાની, રાષ્ટ્રીય વિશિષ્ટતાઓને ભૂંસી નાખવાની, રાષ્ટ્રોના **સંમિલનને** વિકસાવવાની મૂડીવાદની વિશ્વ-ઐતિહાસિક વૃત્તિ બાકી રહે છે. એ વૃત્તિ પ્રત્યેક પસાર થતા દાયકા સાથે વધારે ને વધારે

પ્રબળતાથી અભિવ્યક્ત થતી જાય છે, મૂડીવાદને સમાજવાદમાં રૂપાંતરિત કરતાં મોટામાં મોટાં પ્રેરક બળોમાંનું એક બળ એ વૃત્તિ છે.

જે કોઈ માણસ રાષ્ટ્રો અને ભાષાઓની સમાનતાને માન્ય ન કરે અને તેનું સમર્થન ન કરે તથા સમગ્ર રાષ્ટ્રીય ઉત્પીડન તેમ જ અસમાનતાની વિરુદ્ધ લડે નહિ એ માણસ માર્ક્સવાદી તો નથી જ પણ લોકશાહીવાદીયે નથી. આ બાબતમાં શંકાને સ્થાન નથી. પરંતુ એ બાબત પણ એટલી જ નિ:શંક છે કે બીજા રાષ્ટ્રના માર્ક્સવાદીને "સ્વાંગીકરણનો સમર્થક" ગણાવીને તેની વિરુદ્ધ દેકારા કરે એવો કહેવાતો માર્ક્સવાદી હકીકતમાં કેવળ **રાષ્ટ્રવાદી કૂપમંડૂક** જ છે. એવા બેઆબરૂ પ્રકારના લોકોમાં બધા બુંદવાદીઓનો અને (આપણે પળવારમાં જોઈશું તેમ) એલ. યુર્કેવિચ તથા દોન્તસોવ અને કંપની જેવા ઉક્રાઈનિયન રાષ્ટ્રવાદી-સમાજવાદીઓનો સમાવેશ થાય છે.

આ રાષ્ટ્રવાદી કૂપમંડૂકોના વિચારો કેવા તદ્દન પ્રત્યાઘાતી છે એ વાત નક્કર રીતે સ્પષ્ટ કરવા માટે અમે ત્રણ પ્રકારની હકીકતો ટાંકીશું.

રશિયન રૂઢિચુસ્ત માર્ક્સવાદીઓ "સ્વાંગીકરણના સમર્થકો" હોવા વિશે રશિયામાં સૌથી વધારે બરાડા પાડનારાઓ સામાન્ય રૂપે યહૂદી રાષ્ટ્રવાદીઓ છે અને વિશેષ રૂપે બુંદવાદીઓ છે. પરંતુ ઉપર ટાંકેલા આંકડાઓમાંથી સાફ જાહેર થાય છે તેમ આખી દુનિયાના એક કરોડ ને પાંચ લાખ યહૂદીઓમાંથી **લગભગ અરધી** સંખ્યાના યહૂદીઓ **સભ્ય** દુનિયામાં વસે છે, જ્યાં **અધિકતમ પ્રમાણમાં** "સ્વાંગીકરણ" થઈ ચૂક્યું છે એવી દુનિયામાં વસે છે. કેવળ રશિયા અને ગેલિસિયાના દુ:ખી દલિત અને હકવિહોણા યહૂદીઓ, પુરિશ્કેવિચો (રશિયન અને પોલિશ) દ્વારા કચડાયેલા યહૂદીઓ, એવી દુનિયામાં વસે છે જ્યાં **ઓછામાં ઓછું** "સ્વાંગીકરણ" થયું છે, સૌથી વધારે પાર્થક્ય છે અને યહૂદીઓ અલગ વાડબંધીઓ[21]માં વસે છે, તેમ જ ટકાવારી મર્યાદાઓ[22] અને પુરિશ્કેવિચ શાસનનાં એવાં જ બીજાં મનમોહક લક્ષણો કાયમ છે.

કાર્લ કાઉત્સ્કી અને ઓટો બાઉએર કહે છે કે સભ્ય દુનિયામાં યહૂદીઓ અલગ રાષ્ટ્રના લોકો નથી રહ્યા, પરંતુ મોટે ભાગે વિવિધ રાષ્ટ્રોમાં સંમિલિત થઈ ચૂક્યા છે. ગેલિસિયા અને રશિયામાં વસતા યહૂદીઓ અલગ રાષ્ટ્રના લોકો **નથી**, અહીં તો તેઓ (તેમના પોતાના વાંકે **નહિ** પણ પુરિશ્કેવિચોના વાંકે) કમનસીબે હજુ પણ એક **કોમ જેવી** હાલતમાં જિંદગી ગુજારે છે. યહૂદીઓના ઇતિહાસથી જે લોકો નિ:શંક પરિચિત છે અને ઉપર ટાંકેલી હકીકતોને ધ્યાનમાં રાખે છે એવા લોકોનો આવો નિર્વિવાદ અભિપ્રાય છે.

આ હકીકતો આપણને શું જણાવે છે? એમ જ કે ફક્ત યહૂદી પ્રત્યાઘાતી કૂપમંડૂકો, ઈતિહાસના ચક્રને ઊંધું ચલાવવા માગતા લોકો, ઈતિહાસનું ચક્ર ફરતું ફરતું રશિયા અને ગેલિસિયામાં પ્રવર્તિત હાલત પરથી દૂર અને પેરિસ તથા ન્યુયોર્કમાં પ્રવર્તિત હાલત તરફ જાય એમ નહિ પણ એથી ઊલટી દિશામાં જાય એમ ઈચ્છતા લોકો—ફક્ત એવા લોકો જ "સ્વાંગીકરણ"ની વિરુદ્ધ બરાડા પાડી શકે.

યહૂદી કોમના ઉત્તમ માનવીઓએ, ઈતિહાસમાં પ્રખ્યાત અને દુનિયાને લોકશાહીવાદના તેમ જ સમાજવાદના મોખરાના નેતાઓ પ્રદાન કરનારા યહૂદીઓએ, કદી સ્વાંગીકરણની વિરુદ્ધ ઘાંટા નથી પાડયા. જે લોકો યહૂદીઓના "પછાત લક્ષણ"ને ભય તથા સંમાનની મિશ્રિત નજરે જુએ છે તેઓ જ સ્વાંગીકરણની વિરુદ્ધ ઘાંટા પાડે છે.

દાખલા તરીકે, ઉન્નત મૂડીવાદની વર્તમાન પરિસ્થિતિમાં થઈ રહેલી રાષ્ટ્રોના સંમિલનની સામાન્ય પ્રક્રિયાનાં પરિમાણોનો અંદાજ અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં વસવા જતા વિદેશી લોકોના આંકડાઓ ઉપરથી મળી શકે છે. યુરોપે ૧૮૯૧થી ૧૯૦૦ સુધીના દસ વરસની અંદર ૩૭૦૦૦૦૦ માણસોને અને ૧૯૦૧થી ૧૯૦૯ દરમિયાન ૭૨૦૦૦૦૦ માણસોને ત્યાં વસવા મોકલ્યા છે. અમેરિકામાં ૧૯૦૦માં કરવામાં આવેલી વસતિગણતરીમાં ૧૦૦૦૦૦૦૦થી વધારે પરદેશીઓ નોંધાયા હતા. એ જ વસતિગણતરી અનુસાર ૭૮૦૦૦થી વધારે ઑસ્ટ્રિયનો, ૧૩૬૦૦૦ અંગ્રેજો, ૨૦૦૦૦ ફ્રેંચ લોકો, ૪૮૦૦૦૦ જર્મનો, ૩૭૦૦૦ હંગેરિયનો, ૪૨૫૦૦૦ આઈરિશ લોકો, ૧૮૨૦૦૦ ઈટાલિયનો, ૭૦૦૦૦ પોલિશ લોકો, ૧૬૬૦૦૦ રશિયાના વતનીઓ (મોટે ભાગે યહૂદીઓ), ૪૩૦૦૦ સ્વિડનના વતનીઓ, વગેરે પરદેશીઓની વસતિ ધરાવતું ન્યુયોર્ક રાજ્ય રાષ્ટ્રીય વિશિષ્ટતાઓને દળી નાખતી મિલ જેવું છે. અને ભવ્ય આંતરરાષ્ટ્રીય પાયા ઉપર જે ન્યુયોર્કમાં બની રહ્યું છે તે જ પ્રત્યેક મોટા શહેર અને ઔદ્યોગિક વિસ્તારમાં બની રહ્યું છે.

રાષ્ટ્રીય પૂર્વગ્રહોમાં ગળાબૂડ ડૂબેલો ન હોય એવો કોઈ પણ ઇન્સાન રાષ્ટ્રોના મૂડીવાદી સંમિલનની આ પ્રક્રિયામાં પ્રચંડ ઐતિહાસિક પ્રગતિને અને અંધારિયાં વનોમાં—ખાસ કરીને રશિયા જેવા પછાત દેશોમાં—રાષ્ટ્રીય ધર્માંધતાના ખંડનને પારખી લેવાનું ચૂકી શકે જ નહિ.

રશિયા અને ઉક્રાઈનિયનો પ્રત્યે રૂસીઓના વલણની વાત લઈએ. બેશક, માર્ક્સવાદીઓનો ઉલ્લેખ તો રહેવા દઈએ, પ્રત્યેક લોકશાહીવાદી પણ

ઉક્રાઈનિયનોના અકલ્પનીય માનભંગની વિરુદ્ધ મક્કમતાથી લડશે જ અને તેમને માટે પૂર્ણ સમાનતાની માગણી ઉઠાવશે જ. પરંતુ ઉક્રાઈનિયન અને રૂસી સર્વહારાઓની વચ્ચે વર્તમાન સમયે એક જ રાજ્યની સીમાઓની અંદર અસ્તિત્વ ધરાવતા સંબંધ અને જોડાણને **કમજોર બનાવવાની** નીતિ તો ઉક્રાઈનિયનોનાં મૂડીવાદી "રાષ્ટ્રીય કર્તવ્યો"ના દૃષ્ટિકોણથી **પણ** સમાજવાદનો ઘોર વિશ્વાસઘાત અને બેવકૂફીભરી નીતિ જ ગણાય.

પોતાને પણ "માર્ક્સવાદી" ગણાવતા મિસ્ટર લેવ યુર્કેવિચ (બીચારા માર્ક્સ!) એ બેવકૂફીભરી નીતિનો નમૂનો પેશ કરે છે. મિસ્ટર યુર્કેવિચ લખે છે કે ઉક્રાઈનિયન સર્વહારા વર્ગનું પૂર્ણ રૂપે રૂસીકરણ થઈ ગયું છે અને તેને અલગ સંગઠનની જરૂર નથી એવું કથન ૧૯૦૬માં સોકોલોવ્સ્કી (બાસોક) અને લુકાશેવિચે (તુચાપ્સ્કી) કર્યું હતું. **સવાલના સારતત્ત્વના સંબંધમાં** એક પણ હકીકત ટાંકવાની કોશિશ કર્યા વગર મિસ્ટર યુર્કેવિચ ઘેલછાભર્યા ચિત્કારો કરતા એ બન્નેની ઉપર સપાટા ફટકારે છે. મિસ્ટર યુર્કેવિચના એ ચિત્કારો વધારેમાં વધારે અધમ, અત્યંત મૂઢ, અને અધિકતમ પ્રત્યાઘાતી રાષ્ટ્રવાદની વૃત્તિથી ભરેલા છે. મિસ્ટર યુર્કેવિચ કહે છે કે આ તો "રાષ્ટ્રીય નિષ્ક્રિયતા" છે, "રાષ્ટ્રીયતાને તિલાંજલિ" છે, એ લોકોએ "ઉક્રાઈનિયન માર્ક્સવાદીઓમાં ફૂટ (!!) પાડી છે", વગેરે, વગેરે. "કામદારોમાં રાષ્ટ્રીય ઉક્રાઈનિયન ચેતનાની વૃદ્ધિ" થઈ હોવા છતાં આપણામાં કામદારોની ફક્ત **લઘુસંખ્યા જ** "રાષ્ટ્રીય ચેતના ધરાવે છે" પરંતુ બહુસંખ્યા તો "હજુ પણ રશિયન સંસ્કૃતિના પ્રભાવ હેઠળ છે", એમ મિસ્ટર યુર્કેવિચ આપણને ખાતરી આપે છે. અને આ રાષ્ટ્રવાદી કૂપમંડૂક ગરજી ઊઠે છે કે આપણી ફરજ તો "લોકસમુદાયોને અનુસરવાની નહિ પણ તેમને દોરવણી આપવાની છે, તેમને રાષ્ટ્રીય કર્તવ્યો સમજાવવાની છે" ('દ્ઝવીન', પૃષ્ઠ ૮૯).

મિસ્ટર યુર્કેવિચની આ દલીલ સમગ્ર રૂપે મૂડીવાદી-રાષ્ટ્રવાદી દલીલ છે. પરંતુ આ દલીલ મૂડીવાદી રાષ્ટ્રવાદીઓના દૃષ્ટિબિંદુએ થનારી ટીકા સામે પણ ટકી નહિ શકે. તેમાંના કેટલાક ઉક્રાઈના માટે પૂર્ણ સમાનતા અને સ્વાયત્તતા માગે છે જ્યારે બીજા સ્વતંત્ર ઉક્રાઈનિયન રાજ્ય સ્થાપવાની ઇચ્છા ધરાવે છે. ઉક્રાઈનાવાસીઓના મુક્ત થવાના પ્રયાસોનો રશિયન અને પોલિશ જમીનદાર વર્ગ તથા બેઉ રાષ્ટ્રોનો મૂડીદાર વર્ગ વિરોધ કરે છે. કયું સામાજિક પરિબળ એ વર્ગોનો પ્રતીકાર કરવાની શક્તિ ધરાવે છે? વીસમી સદીના પહેલા દાયકાએ આ સવાલનો હકીકતી જવાબ આપ્યો છે: બીજું કોઈ નહિ પણ લોકશાહીવાદી

કિસાનપ્રજાની આગેવાની કરતો કામદાર વર્ગ જ ફક્ત એવું પરિબળ છે. જેનો વિજય રાષ્ટ્રીય ઉત્પીડનને અશક્ય બનાવી દે એમ છે એવા સાચેસાચ લોકશાહીવાદી પરિબળમાં ભાગલા પાડવાની કોશિશ કરીને અને પરિણામે તેને કમજોર બનાવી દઈને મિસ્ટર યુર્કેવિચ સામાન્ય રૂપે લોકશાહીવાદનાં હિતોનો દ્રોહ કરે છે એટલું જ નહિ, તેમના પોતાના દેશ ઉક્રાઈનાનાં હિતોનો પણ દ્રોહ કરે છે. રશિયન અને ઉક્રાઈનિયન સર્વહારાઓ એકતાબદ્ધ કદમ ઉઠાવે તો મુક્ત ઉક્રાઈના **શક્ય છે**, એવી એકતા વગર તેનો સવાલ જ ઊભો નથી થતો.

પરંતુ માર્ક્સવાદીઓ પોતાને મૂડીવાદી-રાષ્ટ્રવાદી દૃષ્ટિબિંદુ પૂરતા મર્યાદિત નથી રાખતા. વધતો જતો વેગ ધરાવતા આર્થિક વિકાસની સુસ્પષ્ટ પ્રક્રિયા દક્ષિણમાં, અર્થાત્ ઉક્રાઈનામાં, કેટલાય દાયકાથી ચાલી રહી છે. એ પ્રક્રિયા રશિયામાંથી હજારો અને લાખો કિસાનો તથા કામદારોને મૂડીવાદી ખેતરો તરફ, ખાણો તરફ, શહેરો તરફ ખેંચી રહી છે. રશિયન અને ઉક્રાઈનિયન સર્વહારા વર્ગનું "સંમિલન"—આટલી મર્યાદાઓમાં—એક શંકારહિત હકીકત છે. અને **આ** હકીકત **ચોક્કસ** રૂપે પ્રગતિશીલ છે. રશિયન કે ઉક્રાઈનિયન જડબુદ્ધિ, હઠાગ્રહી, પોતાના ગામ સાથે જકડાયેલા અને પછાત ખેડૂતને સ્થાને મૂડીવાદ એવા ગતિશીલ સર્વહારાને મૂકી દે છે કે જેની જિંદગીના સંજોગો રશિયન અને ઉક્રાઈનિયન બન્ને પ્રકારની વિશિષ્ટ રાષ્ટ્રીય સંકુચિતતાને તોડી નાખે છે. ધારી લઈએ કે વખત જતાં રશિયા અને ઉક્રાઈના વચ્ચે રાજ્ય-સરહદ અસ્તિત્વમાં આવશે—એવા સંજોગોમાં પણ, જેવી રીતે અમેરિકામાં રાષ્ટ્રોની દળાઈ-પિસાઈને એક થઈ જવાની પ્રક્રિયા પ્રગતિશીલ છે તેવી જ રીતે રશિયન અને ઉક્રાઈનિયન કામદારોના "સંમિલન"ની ખાસિયત ઐતિહાસિક રૂપે નિસ્સંદેહ પ્રગતિશીલ હશે જ. ઉક્રાઈના અને રશિયા જેટલાં વધારે મુક્ત બનશે એટલા પ્રમાણમાં **વધારે વિસ્તૃત** અને **વધારે ઝડપી રીતે** મૂડીવાદનો વિકાસ થશે. મૂડીવાદનો એવો વિકાસ પછી રાજ્યના બધા પ્રદેશોમાંથી અને બધા પાડોશી રાજ્યોમાંથી (ઉક્રાઈનાના સંબંધમાં રશિયા પાડોશી રાજ્ય બની જાય તો) **સર્વ** રાષ્ટ્રોના કામદારોને પહેલાં કરતાંયે વધારે જોરપૂર્વક આકર્ષિત કરશે, કામદારોના સમુદાયોને શહેરો તરફ, ખાણો તરફ, અને કારખાનાં તરફ આકર્ષિત કરશે.

બન્ને રાષ્ટ્રોના **સર્વહારા વર્ગ** વચ્ચેનાં વહેવાર, સુમેળ, અને "સંમિલન"માંથી મળનારા લાભોને મિસ્ટર લેવ યુર્કેવિચ ઉક્રાઈનિયન રાષ્ટ્રીય ધ્યેયની ક્ષણજીવી સફળતાને ખાતર તજી દે છે ત્યારે એ ખરેખરા મૂડીવાદી જેવું, અને તે પણ ટૂંકી બુદ્ધિના, સંકુચિત માનસ ધરાવતા, જડબુદ્ધિ મૂડીવાદી જેવું

વર્તન કરે છે, અર્થાત્ કૂપમંડૂક જેવું વર્તન કરે છે. મૂડીવાદી રાષ્ટ્રવાદીઓ વદે છે કે સૌપ્રથમ રાષ્ટ્રીય ધ્યેય અને પછી સર્વહારા ધ્યેય, અને તેમની પાછળ પાછળ એના એ શબ્દોનું રટણ કરે છે યુર્કેવિચો અને દોન્ત્સોવો સજજનો તથા તેમના જેવા તુચ્છ-માર્ક્સવાદીઓ. અમે કહીએ છીએ — સર્વહારા ધ્યેય જ પહેલું આવે કારણ કે એ મહેનતકશ સમુદાયોનાં અને માનવજાતિનાં કાયમી મૂળભૂત હિતોનું રક્ષણ કરે છે એટલું જ નહિ, લોકશાહીનાં હિતોનું પણ રક્ષણ કરે છે, અને લોકશાહી વગર નથી સ્વાયત્ત ઉક્રાઈનાની કલ્પના શક્ય કે નથી સ્વતંત્ર ઉક્રાઈનાની કલ્પના શક્ય.

છેલ્લે, મિસ્ટર યુર્કેવિચની દલીલના રાષ્ટ્રવાદી વિચારરત્નોથી ખૂબ અસાધારણ રીતે સમૃદ્ધ એવા નીચેના મુદ્દાનો ઉલ્લેખ પણ થવો જોઈએ. તેમનું કહેવું છે કે ઉક્રાઈનિયન કામદારોની લઘુસંખ્યા રાષ્ટ્રીય ચેતના ધરાવે છે પરંતુ "બહુસંખ્યા હજુ પણ રશિયન સંસ્કૃતિના પ્રભાવ હેઠળ છે."

સવાલ જ્યારે સર્વહારા વર્ગનો હોય ત્યારે આખી ઉક્રાઈનિયન સંસ્કૃતિને આખી રશિયન સંસ્કૃતિની સામે ખડી કરી દેવી એ સર્વહારા વર્ગનાં હિતોનો મૂડીવાદી રાષ્ટ્રવાદના લાભમાં એકદમ નિર્લજ્જ દ્રોહ છે.

સર્વ રાષ્ટ્રવાદી-સમાજવાદીઓને અમે કહીશું કે પ્રત્યેક આધુનિક રાષ્ટ્રમાં બે રાષ્ટ્રો સમાયેલાં હોય છે. પ્રત્યેક રાષ્ટ્રીય સંસ્કૃતિમાં બે રાષ્ટ્રીય સંસ્કૃતિઓ સમાયેલી હોય છે. એક રશિયન સંસ્કૃતિ છે પુરિશ્કેવિચો, ગુચકોવો, અને સ્રૂવેઓની — પરંતુ ચેર્નિશેવ્સ્કી અને પ્લેખાનોવનાં નામોથી સૂચિત થતી રશિયન સંસ્કૃતિ પણ મોજૂદ છે. **એવી જ બે** સંસ્કૃતિઓ ઉક્રાઈનામાં છે અને જર્મનીમાં, ફ્રાંસમાં, ઈંગ્લૅંડમાં, યહૂદીઓમાં, ઇત્યાદિમાં પણ છે. ઉક્રાઈનિયન કામદારોની બહુસંખ્યા રશિયન સંસ્કૃતિના પ્રભાવ હેઠળ હોય તો આપણે નિશ્ચિત રૂપે જાણીએ છીએ કે રશિયન લોકશાહીવાદ અને રશિયન સામાજિક-લોકશાહીવાદના ખયાલો રશિયન ધાર્મિક અને મૂડીવાદી સંસ્કૃતિની સાથે સાથે જ સમાંતરે કાર્યશીલ છે. બીજા પ્રકારની "સંસ્કૃતિ"ની વિરુદ્ધ લડતી વેળા ઉક્રાઈનિયન **માર્ક્સવાદી** હંમેશાં પહેલા પ્રકારની સંસ્કૃતિને અલગ તારવશે અને પોતાના કામદારોને કહેશે: "રશિયન વર્ગજાગ્રત કામદારો સાથે, તેમના સાહિત્ય અને તેમના વિચારોના વ્યાપ સાથે, વહેવારની પ્રત્યેક તકને તમારી સંપૂર્ણ તાકાત લગાવીને તમારે પૂર્ણ રૂપે અને ચોક્કસ રૂપે પકડી જ લેવી જોઈએ, તેનો ઉપયોગ કરવો જ જોઈએ, અને તેનો વિકાસ સાધવો જ જોઈએ. ઉક્રાઈનિયન **અને** રશિયન **બન્ને** કામદાર વર્ગીય આંદોલનોનાં બુનિયાદી હિતો આ બાબતને જરૂરી બનાવે છે."

કોઈ પણ ઉક્રાઈનિયન માર્ક્સવાદી રશિયન ઉત્પીડકો પ્રત્યેના પોતાના **તદ્દન વાજબી અને સ્વાભાવિક** ધિક્કારના પ્રવાહમાં પોતાની જાતને જો **એટલી હદ સુધી** તણાઈ જવા દે કે એ ધિક્કારનો કેવળ અણબનાવ પૂરતો જ એક અંશ પણ રશિયન કામદારોની સર્વહારા સંસ્કૃતિ તથા તેમના સર્વહારા ધ્યેયની વિરુદ્ધ ફેરવાઈ જાય તો તેના પરિણામે એ માર્ક્સવાદી મૂડીવાદી-રાષ્ટ્રવાદના કાદોડામાં સરકી પડશે. એ જ રીતે, ઉક્રાઈનિયનોની પૂર્ણ સમાનતાની માગણીને અથવા સ્વતંત્ર રાજય સ્થાપવાના તેમના **અધિકારને** કોઈ પણ રશિયન માર્ક્સવાદી જો એક પળ માટે પણ ભૂલી જાય તો એવો રશિયન માર્ક્સવાદી રાષ્ટ્રવાદના કાદોડામાં સરકી પડશે, અને એ રાષ્ટ્રવાદ કેવળ મૂડીવાદી રાષ્ટ્રવાદ નહિ હોય પરંતુ યમદૂત ટોળકીનો રાષ્ટ્રવાદ પણ હશે.

રશિયન અને ઉક્રાઈનિયન કામદારો જ્યાં સુધી એક જ રાજયની અંદર વસે ત્યાં સુધી તેમણે સર્વહારા આંદોલનની સૌની સહિયારી અથવા આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિનું, ઘનિષ્ઠતમ સંગઠનાત્મક એકતા અને સુમેળ દ્વારા સંયુક્ત રીતે રક્ષણ કરવું જ જોઈએ; અને જે ભાષામાં પ્રચારનું સંચાલન કરવામાં આવે તે ભાષાના સવાલની બાબતમાં તેમ જ એ પ્રચારના સંબંધમાં જે શુદ્ધ સ્થાનિક અથવા રાષ્ટ્રીય **વિશિષ્ટતાઓને** ધ્યાનમાં રાખવામાં આવે, તેની બાબતમાં તેમણે પૂર્ણ સહિષ્ણુતા દાખવવી જ જોઈએ. માર્ક્સવાદ એવો નિર્વિકલ્પ તકાદો કરે છે. એક રાષ્ટ્રના કામદારોની બીજા રાષ્ટ્રના કામદારોથી અલગ વાડબંધીની સઘળી હિમાયત, માર્ક્સવાદી "સ્વાંગીકરણ"ની વિરુદ્ધ સર્વ પ્રકારના હુમલા અથવા સર્વહારા વર્ગ સંબંધી બાબતોમાં કોઈ પણ એક સમગ્ર રાષ્ટ્રીય સંસ્કૃતિની સામે બીજી કહેવાતી અખંડ રાષ્ટ્રીય સંસ્કૃતિને ખડી કરી દેવાના પ્રયાસો, વગેરે **મૂડીવાદી** રાષ્ટ્રવાદ છે અને તેની વિરુદ્ધ બેરહમ સંઘર્ષ લડવાનું તદ્દન આવશ્યક છે.

## ૪. 'સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા'

"રાષ્ટ્રીય સંસ્કૃતિ"ના સૂત્રનો સવાલ માર્ક્સવાદીઓ માટે પ્રચંડ મહત્ત્વ ધરાવે છે, તેનું કારણ ફક્ત એટલું જ નથી કે એ સૂત્ર રાષ્ટ્રીય સવાલના સંબંધમાં મૂડીવાદી પ્રચારથી ભિન્ન એવા આપણા સમગ્ર પ્રચાર અને આંદોલનકાર્યના વૈચારિક અંતરાર્થને નિર્ણીત કરે છે. તેનું કારણ એ પણ છે કે કુખ્યાત સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાનો આખો કાર્યક્રમ એ સૂત્રના આધારે ઘડી કાઢવામાં આવેલો છે.

એ કાર્યક્રમમાં પાયાની મૂળભૂત ખામી એ છે કે તેનું લક્ષ્ય અધિકતમ

પરિષ્કૃત, અધિકતમ નિરપેક્ષ, અને અત્યંત ઉગ્ર રાષ્ટ્રવાદને રજૂ કરવાનું છે. એ કાર્યક્રમનું સારતત્ત્વ આવું છે: પ્રત્યેક નાગરિક પોતાની એક ખાસ રાષ્ટ્રના સભ્ય તરીકે નોંધણી કરાવે, અને પ્રત્યેક રાષ્ટ્ર એક એવી કાનૂની સત્તા બની રહે જેને પોતાના સભ્યો ઉપર કરવેરા લગાવવાનો અધિકાર હોય તથા જે રાષ્ટ્રીય પાર્લમેન્ટો (વિધાનસભાઓ) અને રાષ્ટ્રીય રાજ્ય-સચિવો (પ્રધાનો) ધરાવતી હોય.

રાષ્ટ્રીય સવાલને લાગુ કરવામાં આવતો આવો ખયાલ મૂડીવાદને લાગુ કરવામાં આવતા પ્રુધોંના ખયાલને મળતો આવે છે. મૂડીવાદને અને તેના આધારને, પણ્ય ઉત્પાદનને, નાબૂદ ન કરવા પરંતુ એ આધારની બદીઓને, તેની ઉપર નીકળેલી ગાંઠોને, **હઠાવી દેવી** વગેરે. વિનિમય તથા વિનિમય મૂલ્યને નાબૂદ ન કરવાં પરંતુ એથી ઊલટું તેને "સુઘટિત રૂપ" આપવું; તેને સાર્વજનીન, નિરપેક્ષ, તથા "**ઈન્સાફી**" હોય અને અસ્થિરતાથી, કટોકટીઓથી તેમ જ બદીઓથી મુક્ત હોય એવું રૂપ આપવું—એવો હતો પ્રુધોંનો ખયાલ.

જેવી રીતે પ્રુધોં નિમ્ન-મૂડીવાદી હતો, જેવી રીતે તેના સિદ્ધાંતે વિનિમય અને પણ્ય ઉત્પાદનને નિરપેક્ષ પ્રકારમાં પરિવર્તિત કરીને સર્જનના મોતી તરીકે આસમાનની ઊંચાઈએ ચડાવી દીધાં, તેવી જ રીતે "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ના સિદ્ધાંત અને કાર્યક્રમ નિમ્ન-મૂડીવાદી છે કેમ કે એ મૂડીવાદી રાષ્ટ્રવાદને નિરપેક્ષ પ્રકારમાં પરિવર્તિત કરે છે, તેને સર્જનના મોતી તરીકે આસમાનની ઊંચાઈએ ચડાવી દે છે, અને તેમાંથી જોરજુલમ, ગરેઈન્સાફ, ઈત્યાદિને સાફ કરી નાખે છે.

માર્ક્સવાદ રાષ્ટ્રવાદથી તદ્દન વિસંગત છે, પછી રાષ્ટ્રવાદ ભલે "અધિકતમ ઈન્સાફી", "શુદ્ધતમ", અધિકતમ પરિષ્કૃત અને સભ્ય રાષ્ટ્રવાદ હોય. માર્ક્સવાદ કોઈ પણ પ્રકારના રાષ્ટ્રવાદને બદલે આંતરરાષ્ટ્રવાદને આગળ ધરે છે, ઉચ્ચતર એકતામાં સર્વ રાષ્ટ્રોના મેળમિલનને આગળ ધરે છે. એ ઉચ્ચતર એકતા આપણી નજર સામે રેલવેના પ્રત્યેક કિલોમીટરમાં, પ્રત્યેક આંતરરાષ્ટ્રીય ટ્રસ્ટમાં, અને (આર્થિક પ્રવૃત્તિઓની દૃષ્ટિએ તેમ જ વિચારો અને લક્ષ્યોની દૃષ્ટિએ આંતરરાષ્ટ્રીય સ્વરૂપ ધરાવતા) પ્રત્યેક કામદાર-સંગઠનમાં વૃદ્ધિ પામી રહી છે.

મૂડીવાદી સમાજમાં રાષ્ટ્રીયતાનો સિદ્ધાંત ઐતિહાસિક રીતે અનિવાર્ય છે, અને માર્ક્સવાદી એ સમાજને ધ્યાનમાં રાખીને રાષ્ટ્રીય આંદોલનોના ઐતિહાસિક ઔચિત્યને પૂર્ણ રૂપે માન્ય કરે છે. પરંતુ એ માન્યતા રાષ્ટ્રવાદનું સમર્થન ન બની જાય એટલા માટે વધારેમાં વધારે ચોકસાઈ રાખીને તેને એ આંદોલનોમાં જે કંઈ પ્રગતિશીલ હોય તેટલા પૂરતી જ મર્યાદિત રાખવી જોઈએ, જેથી એ

માન્યતા મૂડીવાદી વિચારધારા વડે સર્વહારા વર્ગીય સભાનતાને ઢાંકી દેવામાં ન પરિણમે.

સામંતી નિદ્રાપાશમાંથી લોકસમુદાયોની જાગૃતિ, અને સમસ્ત રાષ્ટ્રીય ઉત્પીડનની વિરુદ્ધ તથા જનતાના તેમ જ રાષ્ટ્રોના સાર્વભૌમત્વ માટેનો તેમનો સંઘર્ષ પ્રગતિશીલ છે. એટલે, રાષ્ટ્રીય સવાલના સઘળા મુદ્દાઓના સંબંધમાં અધિકતમ દૃઢ અને સુસંગત લોકશાહીવાદનું સમર્થન કરવું એ માર્ક્સવાદીની **બંધનકારી** ફરજ છે. આ કાર્ય મુખ્યત્વે નકારાત્મક છે. પરંતુ રાષ્ટ્રવાદના સમર્થનની બાબતમાં સર્વહારા વર્ગ એથી આગળ ન જઈ શકે કેમ કે રાષ્ટ્રવાદને **મજબૂત બનાવવા** માટે **મૂડીવાદી વર્ગની** "નિશ્ચયાત્મક" કોશિશો એ સીમારેખાની બહાર શરૂ થઈ જાય છે.

સમસ્ત સામંતી ઉત્પીડનને, સમસ્ત રાષ્ટ્રીય ઉત્પીડનને, અને એક રાષ્ટ્ર અથવા એક ભાષા દ્વારા ભોગવવામાં આવતા સર્વ વિશેષાધિકારોને ફગાવી દેવામાં આવે એ સર્વહારા વર્ગની એક લોકશાહીવાદી તાકાત તરીકે બંધનકારી ફરજ છે, અને રાષ્ટ્રીય સવાલના સંબંધમાં ઊભા થતા કજિયાકંકાસે ઢાંકી દીધેલા તથા ઢીલા પાડી નાખેલા સર્વહારા વર્ગસંઘર્ષના નિ:શંક હિતમાં છે. પરંતુ આવી ચોક્કસ રૂપે સીમિત અને નિશ્ચિત ઐતિહાસિક મર્યાદાઓની **બહાર** જઈને મૂડીવાદી રાષ્ટ્રવાદને સહાય કરવી એટલે સર્વહારા વર્ગનો દ્રોહ કરવો અને મૂડીવાદી વર્ગનો પક્ષ લેવો. અહીંયાં એક સીમારેખા છે જે ઘણી વાર ખૂબ આછી બની રહે છે અને બુંદવાદીઓ તથા ઉક્રાઈનિયન રાષ્ટ્રવાદી-સમાજવાદીઓ તેને તદ્દન ભૂલી જાય છે.

સમસ્ત રાષ્ટ્રીય ઉત્પીડનની વિરુદ્ધ લડત — હા, ચોક્કસ. ગમે તે પ્રકારના રાષ્ટ્રીય વિકાસ **માટે** લડત, સામાન્ય રૂપે "રાષ્ટ્રીય સંસ્કૃતિ" **માટે** લડત — બિલકુલ નહિ. મૂડીવાદી સમાજનો આર્થિક વિકાસ આપણી સમક્ષ દુનિયાભરનાં અણવિકસિત રાષ્ટ્રીય આંદોલનોનાં ઉદાહરણો પેશ કરે છે, સંખ્યાબંધ નાનાં રાષ્ટ્રોમાંથી અથવા કેટલાંક નાનાં રાષ્ટ્રોને હાનિ પહોંચાડીને થતી મોટાં રાષ્ટ્રોની સ્થાપનાનાં ઉદાહરણો પેશ કરે છે, રાષ્ટ્રોને પચાવી પાડવાનાં ઉદાહરણો પેશ કરે છે. મૂડીવાદી રાષ્ટ્રવાદનો સિદ્ધાંત છે રાષ્ટ્રીયતાનો સામાન્ય રૂપમાં વિકાસ, અને તેનું પરિણામ છે મૂડીવાદી રાષ્ટ્રવાદની એકાકિતા, અંતહીન રાષ્ટ્રીય કજિયાકંકાસ. પરંતુ સર્વહારા વર્ગ પ્રત્યેક રાષ્ટ્રના રાષ્ટ્રીય વિકાસનું સમર્થન કરવાની જવાબદારી માથે નથી લેતો એટલું જ નહિ, એ તો એવા ભ્રમોની વિરુદ્ધ લોકસમુદાયોને ચેતવે છે, મૂડીવાદી વહેવારની પૂર્ણતમ આઝાદીનું સમર્થન કરે છે, અને

બળજબરીના અથવા વિશેષાધિકાર ઉપર આધારિત હોય એવા સ્વાંગીકરણ સિવાય રાષ્ટ્રોના બીજા દરેક પ્રકારના સ્વાંગીકરણને આવકારે છે.

રાષ્ટ્રવાદને અમુક "ન્યાયોચિત" સીમિત ક્ષેત્રમાં દૃઢ બનાવવો, રાષ્ટ્રવાદને "બંધારણીય" બનાવી દેવો, અથવા એક વિશેષ રાજ્ય સંસ્થા વડે બધાં રાષ્ટ્રોને મક્કમતાથી અને દીર્ઘ કાળ પર્યંત એકબીજાથી અલગ કરી દેવાં—સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાનો વૈચારિક પાયો અને અંતરાર્થ એવો છે. આ વિચાર સાંગોપાંગ રીતે મૂડીવાદી અને સાંગોપાંગ રીતે ખોટો છે. રાષ્ટ્રવાદના કોઈ પણ જાતના દૃઢીકરણનું સમર્થન સર્વહારા વર્ગ ન જ કરી શકે. એથી ઊલટું, એ તો રાષ્ટ્રીય ભેદોને ભૂંસી નાખનારી અને રાષ્ટ્રીય સીમાબંધીઓને હઠાવી દેનારી બધી બાબતોનું સમર્થન કરે છે, પ્રજાઓ વચ્ચેના સંબંધોને વધારે ને વધારે ગાઢ બનાવનારી અથવા રાષ્ટ્રોના મેળમિલનની દિશામાં લઈ જનારી બધી બાબતોનું સમર્થન કરે છે. એથી ભિન્ન આચરણ કરવું એ પ્રત્યાઘાતી રાષ્ટ્રવાદી કૂપમંડૂકતાનો પક્ષ લેવા બરાબર છે.

જ્યારે ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદીઓએ પોતાની બ્રૂન કોંગ્રેસમાં (૧૮૯૯)[23] સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાની યોજના વિશે ચર્ચા કરી ત્યારે યોજનાના સૈદ્ધાંતિક મૂલ્યાંકન ઉપર ભાગ્યે જ જરાય ધ્યાન આપવામાં આવ્યું હતું. પરંતુ એ હકીકત સૂચક છે કે આ કાર્યક્રમની વિરુદ્ધ નીચે મુજબની બે દલીલો આગળ ધરવામાં આવી હતી: ૧) એથી ધર્મરક્ષકોના હાથ મજબૂત બનશે; ૨) "તેના પરિણામે અંધરાષ્ટ્રવાદ કાયમી બની જશે અને પ્રત્યેક નાના સમુદાયમાં તેમ જ પ્રત્યેક નાના જૂથમાં ઘૂસી જશે" (બ્રૂન કોંગ્રેસની જર્મન ભાષામાં સત્તાવાર કાર્યનોંધોનું પૃષ્ઠ ૯૨. એ કાર્યનોંધોનું રશિયન ભાષાંતર યહૂદી રાષ્ટ્રવાદી પાર્ટીએ[24] પ્રકાશિત કર્યું છે).

એ વાતમાં મુદ્દલ શંકાને સ્થાન નથી જ કે "રાષ્ટ્રીય સંસ્કૃતિ" શબ્દોના સાધારણ અર્થમાં, અર્થાત્ નિશાળો ઇત્યાદિના અર્થમાં, વર્તમાન સમયે દુનિયાના બધા દેશોમાં ધર્મરક્ષકોના અને મૂડીવાદી અંધરાષ્ટ્રવાદીઓના પ્રબળ પ્રભાવ હેઠળ છે. "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય" સ્વાયત્તતાની હિમાયત કરતાં બુંદવાદીઓ જ્યારે એમ કહે છે કે રાષ્ટ્રો બંધારણીય રૂપમાં સંઘટિત થઈ જશે ત્યારે તેમની અંદર ચાલતા વર્ગસંઘર્ષને સમગ્ર બાહ્ય બાબતોની અસરથી **મુક્ત** રાખી શકાશે, ત્યારે તેમની એ વાત ઉઘાડો અને હાસ્યાસ્પદ વાક્છળ જ છે. પ્રત્યેક મૂડીવાદી સમાજમાં ગંભીર વર્ગસંઘર્ષ મુખ્યત્વે આર્થિક અને રાજકીય ક્ષેત્રોમાં લડાય છે. શિક્ષણના ક્ષેત્રને **એનાથી** પૃથક કરવાની વાત એક તો કઢંગી રીતે તરંગી છે કેમ

કે (સામાન્ય રૂપમાં "રાષ્ટ્રીય સંસ્કૃતિ"ની જેમ) નિશાળોને અર્થકારણ અને રાજકારણથી અળગી કરી શકાય જ નહિ; અને બીજું એ કે મૂડીવાદી દેશમાં ચોક્કસ રૂપે આર્થિક અને રાજકીય જીવન જ દરેક ડગલે બેઢંગ અને કાલગ્રસ્ત રાષ્ટ્રીય સીમાબંધીઓ તથા પૂર્વગ્રહોના ખંડનને **આવશ્યક બનાવી** દે છે, જ્યારે શિક્ષણ વગેરેનો ખાસ મુદ્દો બનાવવાથી તો "શુદ્ધ" મહંતશાહી અને "શુદ્ધ" મૂડીવાદી અંધરાષ્ટ્રવાદ જ કાયમી, ઉગ્ર, અને મજબૂત બને.

જૉઈન્ટ સ્ટૉક કંપનીઓનાં બોર્ડોમાં વિવિધ રાષ્ટ્રોના મૂડીદારો એકબીજાની સાથે તદ્દન ભળી જઈને એકસાથે બેસતા હોય છે. કારખાનાંમાં ભિન્ન ભિન્ન રાષ્ટ્રોના કામદારો જોડાજોડ કામ કરે છે. સાચેસાચ ગંભીર અને ગહન મહત્ત્વના સવાલોની બાબતમાં રાષ્ટ્રો અનુસાર નહિ પણ વર્ગો અનુસાર પક્ષ લેવાય છે. શિક્ષણ વગેરેને "રાજ્યના અખત્યારમાંથી બહાર ખેંચી લેવું" અને તેને રાષ્ટ્રોના હાથમાં સોંપી દેવું એ રાષ્ટ્રોનું મેળમિલન સાધતા અર્થકારણમાંથી સામાજિક જીવનના સૌથી અધિકતમ વૈચારિક કહી શકાય એવા ક્ષેત્રને **પૃથક કરી દેવાના** પ્રયાસથી અધિક કશું જ નથી, જેમાં "શુદ્ધ" રાષ્ટ્રીય સંસ્કૃતિ માટે અથવા મહંતશાહી અને અંધરાષ્ટ્રવાદના રાષ્ટ્રીય પોષણ માટે ખુલ્લું મેદાન પડ્યું હોય છે એવા ક્ષેત્રને પૃથક કરી દેવાના પ્રયાસથી અધિક કશું નથી.

"પ્રદેશાતીત" (અમુક રાષ્ટ્ર જે પ્રદેશ ઉપર વસતું હોય તેની બહાર અને તેની જોડે બિનસંકળાયેલ) અથવા "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય" સ્વાયત્તતાની યોજનાના અમલમાં અર્થ ફક્ત એક જ થાય: **શૈક્ષણિક મામલાઓના પ્રજાઓ અનુસાર ભાગલા**, અર્થાત્, શાળાકારોબારમાં રાષ્ટ્રીય વિશિષ્ટતાઓને દાખલ કરવી તે. નામચીન બુંદ યોજનાના તદ્દન પ્રત્યાઘાતી સ્વરૂપને સમજી લેવા માટે, સમાજવાદ માટેના સર્વહારા વર્ગીય સંઘર્ષની દૃષ્ટિની વાત તો જવા દો પરંતુ લોકશાહીવાદની દૃષ્ટિએ પણ તેના તદ્દન પ્રત્યાઘાતી સ્વરૂપને સમજી લેવા માટે, તેના **સાચા** સારતત્ત્વને સ્પષ્ટ રૂપે પારખી લેવું પૂરતું છે.

એક જ ઉદાહરણ અને શાળાકારોબારને "રાષ્ટ્રીય સ્વરૂપ" આપવાની એક જ યોજના સવાલની તાસીર સ્પષ્ટ રૂપે પ્રદર્શિત કરી દેશે. અમેરિકામાં રાજ્યોનું ઉત્તરનાં અને દક્ષિણનાં રાજ્યોમાં વિભાજન જિંદગીનાં બધાં ક્ષેત્રોમાં આજ સુધી કાયમ છે. ઉત્તરનાં રાજ્યો આઝાદીની અને ગુલામ-માલિકો વિરુદ્ધના સંઘર્ષની અધિકતમ પ્રબળ પરંપરાઓ ધરાવે છે. દક્ષિણનાં રાજ્યો ગુલામ-માલિકીની અધિકતમ પ્રબળ પરંપરાઓ, આર્થિક રીતે ઉત્પીડિત અને સાંસ્કૃતિક દૃષ્ટિએ પછાત નિગ્રો લોકોના (નિગ્રો લોકોમાં ૪૪ ટકા નિરક્ષર અને ગોરા

લોકોમાં ૬ ટકા નિરક્ષર) દમનના અવશેષો, ઇત્યાદિ ધરાવે છે. ઉત્તરનાં રાજ્યોમાં નિગ્રો અને ગોરાં બાળકો એક જ નિશાળમાં ભણે છે. દક્ષિણનાં રાજ્યોમાં નિગ્રો બાળકો માટે અલગ "રાષ્ટ્રીય" અથવા "જાતીય", બેમાંથી તમને જે ગમે તે, નિશાળો હોય છે. હું ધારું છું કે વાસ્તવિક અમલમાં નિશાળોને "રાષ્ટ્રીય સ્વરૂપ" આપવાનો ફક્ત આ એક જ દાખલો છે.

પૂર્વ યુરોપમાં એક એવો દેશ છે જ્યાં બેઇલિસ મુકદ્દમા[25] જેવી ઘટનાઓ હજુ પણ શક્ય છે, જ્યાં પુરિશ્કેવિચ છાપના માણસો યહૂદીઓને નિગ્રો લોકો કરતાં પણ બદતર દશામાં જકડી રાખે છે. આ દેશમાં **યહૂદી નિશાળોને રાષ્ટ્રીય સ્વરૂપ આપવાની** એક યોજના તાજેતરમાં વિચારણા માટે મિનિસ્ટ્રીમાં રજૂ થઈ હતી. ખુશીની વાત છે કે એ પ્રત્યાઘાતી તરંગ સાકાર થવાની સંભાવના ઑસ્ટ્રિયન નિમ્ન-મૂડીવાદી વર્ગનો તરંગ સાકાર થવાની સંભાવના કરતાં જરાય વધારે નથી. સુસંગત લોકશાહી હાંસલ કરવામાં અને રાષ્ટ્રીય કજિયાકંકાસનો અંત આણવામાં ઑસ્ટ્રિયન નિમ્ન-મૂડીવાદીઓ નાસીપાસ થઈ ગયા છે અને તેમણે રાષ્ટ્રો માટે અલગ અલગ શૈક્ષણિક **ખાનાં** ઉપજાવી કાઢ્યાં છે જેથી નિશાળોની **વહેંચણીની બાબતમાં** કજિયાકંકાસ કરવાને બદલે... તેઓ "બંધારણીય રૂપ" ધારણ કરીને "રાષ્ટ્રીય સંસ્કૃતિઓ" વચ્ચેના **અનંત** કજિયાકંકાસમાં ડૂબેલા રહે.

ઑસ્ટ્રિયામાં સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા મહદંશે એક સાહિત્યિક કલ્પનાવિહાર જેવી રહી છે જેને ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદીઓએ પોતે જ ગંભીર ધ્યાનને યોગ્ય બાબત ગણી નથી. પરંતુ રશિયામાં બધી યહૂદી મૂડીવાદી પાર્ટીઓના કાર્યક્રમોમાં અને ભિન્ન ભિન્ન રાષ્ટ્રોનાં કેટલાંય કૂપમંડૂકિયાં તકવાદી તત્ત્વોના કાર્યક્રમોમાં એ બાબતને સામેલ કરવામાં આવી છે—દાખલા તરીકે બુંદવાદીઓ, કોકેસસના વિસર્જનવાદીઓ, અને ઉદ્દામ-નરોદવાદી વલણ ધરાવતી રશિયન રાષ્ટ્રીય પાર્ટીઓનું સંમેલન. (ખુલાસામાં અમે એ વાતનો ઉલ્લેખ કરીશું કે એ સંમેલન ૧૯૦૭માં ભરાયું હતું અને સંમેલને નિર્ણય અપનાવ્યો ત્યારે રશિયન સમાજવાદી-ક્રાંતિકારીઓ[26] અને પોલિશ સામાજિક-દેશભક્તોએ, પોલિશ સમાજવાદી પાર્ટીએ[27], **મતદાનમાં ભાગ નહોતો લીધો.** રાષ્ટ્રીય કાર્યક્રમના ક્ષેત્રમાં કોઈ અધિકતમ મહત્ત્વના મૂળભૂત સવાલની બાબતમાં પોતે પોતાનું વલણ બતાવવા માગતા હોય ત્યારે સમાજવાદી-ક્રાંતિકારીઓ અને પોલિશ સમાજવાદી પાર્ટી મતદાનમાં ભાગ ન લેવાની પોતાની અજબ લાક્ષણિક રીત અપનાવે છે!)

ઑસ્ટ્રિયામાં "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ના મુખ્ય સિદ્ધાંતકાર ઓટો બાઉએરે જ પોતાના પુસ્તકમાં એક અલગ પ્રકરણ એ વાત સાબિત કરવા માટે લખી નાખ્યું કે એવો કાર્યક્રમ યહૂદીઓ માટે પ્રસ્તુત કરવાનું શક્ય નથી. પરંતુ રશિયામાં તો બરાબર યહૂદીઓની બાબતમાં જ બધી મૂડીવાદી પાર્ટીઓએ અને તેમના ખાંધિયા બુંદવાદીઓએ એવો કાર્યક્રમ અપનાવ્યો છે.* આ હકીકત શું બતાવે છે? આ હકીકત બતાવી આપે છે કે રશિયન બર્નસ્ટાઇનવાદીઓએ (સ્રૂવે, તુગાન-બારાનોવ્સ્કી, બેર્દ્યાયેવ, અને કંપની) માર્ક્સવાદમાંથી લિબરલિઝમમાં વેગીલા પરિવર્તન વડે જર્મન બર્નસ્ટાઇનવાદ[30]ના વસ્તુગત વૈચારિક અંતરાર્થને જેવી રીતે ઉઘાડો પાડયો છે એવી જ રીતે ઇતિહાસે બાઉએરના તુક્કાતરંગને એક બીજા રાજ્યના રાજકીય અમલ મારફત ઉઘાડો પડયો છે.

"સાંસ્કૃતિક-રાષ્ટ્રીય" સ્વાયત્તતાને પોતાના કાર્યક્રમમાં નથી ઑસ્ટ્રિયન

---

* **બધી જ** યહૂદી મૂડીવાદી પાર્ટીઓએ "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"નો સ્વીકાર કર્યો છે એ વાતનો બુંદવાદીઓ ઘણી વાર અસાધારણ જુસ્સાપૂર્વક ઇનકાર કરે છે, એ સમજી શકાય એવી બાબત છે. જે વસ્તુગત ભૂમિકા બુંદ ભજવી રહેલ છે તેને આ હકીકત અત્યંત સચોટ રીતે ઉઘાડી પાડી દે છે. એક બુંદવાદી મિ. માનિને જ્યારે 'લૂચ'[28]માં એવા ઇનકારનું પુનરુચ્ચારણ કરવાની કોશિશ કરી ત્યારે એન. સ્કોપે તેને તદ્દન ઉઘાડો પાડી નાખ્યો (જુઓ—'પ્રોસ્વેશ્ચેનિયે'[29], અંક ૩). પરંતુ લેવ યુર્કેવિચ જ્યારે 'પ્રોસ્વેશ્ચેનિયે'માંથી (અંક ૩, પૃષ્ઠ ૭૮) એન. સ્કોપના એ વાક્યને 'દ્ઝવીન'માં (૧૯૧૩, અંક ૭–૮, પૃષ્ઠ ૯૨) ટાંકે છે કે "સર્વ યહૂદી મૂડીવાદી પાર્ટીઓ અને જૂથોની સાથે સાથે બુંદવાદીઓ પણ લાંબા કાળથી સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાની હિમાયત કરતા રહ્યા છે" અને "બુંદવાદીઓ" શબ્દને **હટાવી દઈને** તથા "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ને **બદલે** "રાષ્ટ્રીય અધિકારો" શબ્દો મૂકીને એ વાક્યને **વિકૃત કરી નાખે છે,** ત્યારે આપણે તો હેરતમાં કેવળ આપણા હાથ જ ઊંચા કરી શકીએ! મિ. લેવ યુર્કેવિચ માત્ર રાષ્ટ્રવાદી જ નથી, સામાજિક-લોકશાહીવાદીઓના ઇતિહાસ અને કાર્યક્રમ વિશે વિસ્મયજનક રીતે બિનવાકેફ જ નથી, બુંદના ફાયદા માટે **ટાંચણો ઉપજાવી કાઢનાર નરદમ તરકટી** પણ છે. બુંદ અને યુર્કેવિચ જેવા સજ્જનોની પ્રવૃત્તિ ખરેખર ખૂબ જ બૂરી હાલતમાં હોય એમ લાગે છે!

સામાજિક-લોકશાહીવાદીઓએ સામેલ કરી કે નથી રશિયન સામાજિક-લોકશાહીવાદીઓએ સામેલ કરી. પરંતુ એક અત્યંત પછાત દેશમાં યહદી મૂડીવાદી પાર્ટીઓએ અને કેટલાંક કૂપમંડૂકિયાં કહેવાતાં સમાજવાદી જૂથોએ **તેને** એ ઇરાદે **અપનાવી લીધી છે** કે તેઓ મૂડીવાદી રાષ્ટ્રવાદના ખયાલને પરિષ્કૃત રૂપમાં કામદાર વર્ગીય વર્તુળોમાં ઘુસાડી દઈ શકે. આ હકીકત પોતે જ બધું કહી દે છે.

---

રાષ્ટ્રીય સવાલના સંબંધમાં ઑસ્ટ્રિયન કાર્યક્રમનો અમારે ઉલ્લેખ કરવો પડયો છે એટલે બુંદવાદીઓ તરફથી વારંવાર વિકૃત કરવામાં આવતા એક સત્યની પુનઃસ્થાપના કર્યા વગર અમે રહી શકીએ નહિ. બ્રૂન કૉંગ્રેસમાં "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"નો **શુદ્ધ** કાર્યક્રમ રજૂ કરવામાં આવ્યો **હતો.** એ કાર્યક્રમ દક્ષિણ સ્લાવ સામાજિક-લોકશાહીવાદીઓનો હતો. તેની કલમ નં. ૨ આવી છે: "ઑસ્ટ્રિયામાં વસતી દરેક પ્રજા પોતાના વસવાટના પ્રદેશને ગણતરીમાં લીધા વગર જ એક સ્વાયત્ત જૂથ બની રહે છે જે પોતાના સઘળા રાષ્ટ્રીય (ભાષાને લગતા અને સાંસ્કૃતિક) મામલાઓને તદ્દન સ્વતંત્ર રીતે સંભાળે છે." આ કાર્યક્રમનું સમર્થન એકલા ક્રિસ્તાને જ નહિ, પ્રભાવશાળી એલ્લેનબોગેને પણ કર્યું હતું. પરંતુ એ કાર્યક્રમ પાછો ખેંચી લેવાયો હતો. તેની તરફેણમાં એક પણ મત નહોતો પડયો. એક **પ્રાદેશિક** કાર્યક્રમ અપનાવવામાં આવ્યો હતો, અર્થાત્, એવો કાર્યક્રમ અપનાવવામાં આવ્યો હતો કે જે "પ્રજાના વસવાટના પ્રદેશને ગણતરીમાં લીધા વગર જ" **કોઈ** રાષ્ટ્રીય જૂથોની સ્થાપના નહોતો કરતો.

અપનાવવામાં આવેલા કાર્યક્રમનો ફકરો નં. ૩ આવો છે: "એકની એક પ્રજાના સ્વશાસિત **પ્રદેશો** મળીને રાષ્ટ્રીય રૂપે સંયુક્ત સંઘની સ્થાપના કરશે જે પોતાના મામલાઓને પૂર્ણ સ્વાયત્તતાના આધારે સંભાળશે" ('પ્રોસ્વેશ્ચેનિયે', ૧૯૧૩, અંક ૪, પૃષ્ઠ ૨૮ઞ). એ તો સાફ છે કે તડજોડ ઉપર આધારિત આ કાર્યક્રમ પણ ખોટો જ છે. આ વાત અમે ઉદાહરણ આપીને સમજાવીશું. આ કાર્યક્રમ અનુસાર સારાતોવ પ્રાંતમાં વસતા જર્મન વસાહતીઓનો સમુદાય, અને રીગા અથવા લોદ્ઝનો જર્મન કામદારોનો વિસ્તાર, અને પિટર્સબર્ગ નજીક આવેલો જર્મન વસવાટ, વગેરે મળીને રશિયામાં જર્મનોનો એક "રાષ્ટ્રીય રૂપે સંયુક્ત સંઘ" બની જાય. સાફ છે કે સામાજિક-લોકશાહીવાદીઓ એવી **માગણી**

**ન જ કરી** શકે અથવા એવો સંઘ ન જ **રચી** શકે, જોકે તેઓ અમુક ચોક્કસ રાજ્યની અંદર કોઈ પણ પ્રજાના કોઈ પણ સમુદાયોના સંઘો સમેત પ્રત્યેક પ્રકારના સંઘો બનાવવાની **આઝાદીનો** બેશક જરા પણ ઇનકાર નથી જ કરતા. રશિયામાં રાજ્યના કાનૂન દ્વારા જર્મનો ઇત્યાદિની વિભિન્ન વિસ્તારોમાં અને વિભિન્ન વર્ગોની અંદર એક જ જર્મન-રાષ્ટ્રીય સંઘના રૂપમાં વાડબંધી કરવાનું કામ તો મહંતો, મૂડીવાદીઓ, કૂપમંડૂકો, કે પછી તમને જે ગમે તે બીજા કોઈ કરી શકે પણ સામાજિક-લોકશાહીવાદીઓ એ કામ ન જ કરે.

## ૫. રાષ્ટ્રોની સમાનતા અને રાષ્ટ્રીય લઘુસંખ્યાઓના અધિકારો

રશિયાના તકવાદીઓ રાષ્ટ્રીય સવાલની ચર્ચા કરતી વેળા ઑસ્ટ્રિયાનું ઉદાહરણ ટાંકવાની ચાલાકીનો અધિકતમ વ્યાપક ઉપયોગ કરે છે. 'સેવેર્નાયા પ્રાવદા'*ના ('પ્રોસ્વેશ્ચેનિયે', અંક ૧૦, પૃષ્ઠ ૯૬—૯૮) મારા જે લેખની ઉપર તકવાદીઓએ ભારે પ્રહારો કર્યા છે ('નોવાયા રાબોચાયા ગાઝેતા'[૩૨]માં મિ. સેમ્કોવ્સ્કી અને 'ત્સાઈત'માં મિ. લીબમાન) એ લેખમાં મેં ભારપૂર્વક એમ કહ્યું છે કે મૂડીવાદી સમાજમાં રાષ્ટ્રીય સવાલનો ઉકેલ જેટલે અંશે શક્ય છે તેટલી મર્યાદાઓની અંદર એ સવાલનો ફક્ત એક જ ઉકેલ છે, અને એ છે સુસંગત લોકશાહી મારફત. તેની સાબિતી રૂપે મેં બીજી બાબતોની જોડે સ્વિટ્ઝર્લૅન્ડનો ઉલ્લેખ કર્યો છે.

મારા એ ઉલ્લેખે ઉપરોક્ત બન્ને તકવાદીઓને નારાજ કર્યા છે અને તેઓ તેનું ખંડન કરવાની અથવા તેનું મહત્ત્વ ઓછું કરીને બતાવવાની કોશિશ કરી રહ્યા છે. એ વાત પ્રત્યે નિર્દેશ કરવામાં આવે છે કે કાઉત્સ્કીએ સ્વિટ્ઝર્લૅન્ડને અપવાદ ગણાવ્યો છે, અને કહેવામાં આવે છે કે સ્વિટ્ઝર્લૅન્ડ વિશેષ પ્રકારનું વિકેંદ્રીકરણ ધરાવે છે, વિશેષ ઇતિહાસ ધરાવે છે, વિશેષ ભૌગોલિક પરિસ્થિતિ ધરાવે છે, વસતિમાં વિભિન્ન ભાષાઓ બોલતા લોકોનાં અત્યંત વિશિષ્ટ પ્રમાણો ધરાવે છે, વગેરે બાબતોને ધ્યાનમાં રાખો.

આ બધું સવાલથી **છટકી જવાના** પ્રયાસો સિવાય બીજું કશું નથી. બેશક, સ્વિટ્ઝર્લૅન્ડ એ દૃષ્ટિએ અપવાદ છે કે તે એક-રાષ્ટ્રીય રાજ્ય નથી.

---

*આ જ પુસ્તકનાં પૃષ્ઠ ૧૩—૧૭ જુઓ—સં.

પરંતુ ઑસ્ટ્રિયા અને રશિયા એવા જ અપવાદો છે (અથવા કાઉત્સ્કી ઉમેરે છે કે પછાત છે). બેશક, સ્વિટ્ઝર્લૅન્ડની બાબતમાં તેના મોટા ભાગના યુરોપિયન પાડોશીઓ કરતાં **અધિક** લોકશાહી સુનિશ્ચિત કરનાર તો સ્વિટ્ઝર્લૅન્ડના વિશેષ અને વિલક્ષણ ઐતિહાસિક તથા સામાજિક સંજોગો જ છે.

પરંતુ ચર્ચાનો મુદ્દો તો કયો **આદર્શ** અપનાવવો એ હોઈને આ બધી બાબતોનો સવાલની સાથે શું સંબંધ છે? જે દેશોમાં કોઈ અમુક સંસ્થા **સુસંગત** લોકશાહીવાદી સિદ્ધાંતો ઉપર આધારિત હોય તે દેશો વર્તમાન પરિસ્થિતિમાં દુનિયામાં સર્વત્ર અપવાદો છે. પરંતુ આપણા કાર્યક્રમમાં સર્વ સંસ્થાઓના સંબંધમાં લોકશાહીની હિમાયત કરતાં આપણને એ હકીકત શું રોકી શકે ખરી?

સ્વિટ્ઝર્લૅન્ડની વિલક્ષણતા તેના ઇતિહાસમાં અને તેની ભૌગોલિક તથા અન્ય પરિસ્થિતિઓમાં સમાયેલી છે. રશિયાની વિલક્ષણતા તેના સર્વહારા વર્ગની તાકાતમાં સમાયેલી છે જે મૂડીવાદી ક્રાંતિઓના યુગમાં અભૂતપૂર્વ છે, અને રશિયાની વિલક્ષણતા તેની બેહદ અને સર્વાંગી પછાત દશામાં સમાયેલી છે જે જાતજાતના પલટા અને પરાજ્યોના ખતરા હેઠળ પણ અસાધારણ વેગ અને મક્કમતાથી આગળ વધવાની આવશ્યકતાને વસ્તુગત રીતે પેદા કરે છે.

આપણે સર્વહારા વર્ગના દૃષ્ટિકોણથી રાષ્ટ્રીય કાર્યક્રમ ઘડી રહ્યા છીએ. એવી ભલામણ ક્યારથી થઈ છે કે આદર્શ તરીકે આપણે ઉત્તમ નહિ પણ બદતરીન ઉદાહરણો લેવાં?

ગમે તેમ હોય પણ એ હકીકત શું નિર્વિવાદ અને અસંદિગ્ધ નથી રહેતી કે મૂડીવાદી સમાજપ્રથામાં રાષ્ટ્રીય શાંતિ **કેવળ** સુસંગત લોકશાહી ધરાવતા દેશોમાં જ સિદ્ધ (જેટલે અંશે સિદ્ધ થઈ શકે એટલે અંશે) થઈ છે?

આ હકીકત નિર્વિવાદ છે એટલે તકવાદીઓના સ્વિટ્ઝર્લૅન્ડને બદલે ઑસ્ટ્રિયાના હઠીલા ઉલ્લેખોમાં લાક્ષણિક કેડેટ ચાલાકી સિવાય બીજું કશું જ નથી કેમ કે કેડેટો હંમેશાં ઉત્તમ નહિ પણ બદતરીન યુરોપિયન બંધારણોની નકલ કરે છે.

સ્વિટ્ઝર્લૅન્ડમાં **ત્રણ** રાજ્યભાષાઓ છે, પરંતુ રેફરેન્ડમમાં પેશ થનારા કાનૂનોને **પાંચ** ભાષાઓમાં છાપવામાં આવે છે, અર્થાત્, ત્રણ રાજ્યભાષાઓ ઉપરાંત બે "લૅટિની" બોલીઓમાં પણ છાપવામાં આવે છે. સન ૧૯૦૦માં થયેલી વસતિગણતરી અનુસાર સ્વિટ્ઝર્લૅન્ડમાં વસતા કુલ ૩૩૧૫૪૪૩ માણસોમાંથી ૩૮૬૫૧ માણસો, અર્થાત્ **એક ટકાથી** જરાક વધારે માણસો, એ બે બોલીઓ બોલે છે. લશ્કરમાં અફસરો અને નોન-કમિશન્ડ અફસરોને "પોતાના સિપાહીઓ જોડે પોતાની મૂળ ભાષામાં વાત કરવાની વ્યાપક આઝાદી

આપવામાં આવી છે." ગ્રાઉબુંદેન અને વાલિસ વિસ્તારોમાં (દરેકની વસતિ એક લાખથી થોડીક વધારે છે) બન્ને બોલીઓ સંપૂર્ણ સમાનતા ભોગવે છે.*

ચર્ચાનો સવાલ તો એ છે કે આપણે એક અગ્રગામી દેશના આ જીવંત **અનુભવની** હિમાયત કરવી જોઈએ અને તેનું સમર્થન કરવું જોઈએ કે પછી જેને દુનિયામાં ક્યાંય પણ હજુ સુધી અજમાવી જોવામાં આવ્યા નથી (અને ઑસ્ટ્રિયનોએ પોતે પણ હજુ સુધી અપનાવ્યા નથી) એ "પ્રદેશાતીત સ્વાયત્તતા" જેવા **તુક્કાતરંગોને** ઑસ્ટ્રિયનો પાસેથી ગ્રહણ કરી લેવા જોઈએ?

આ તુક્કાતરંગની હિમાયત કરવી એટલે રાષ્ટ્રીયતા અનુસાર શિક્ષણના ભાગલા પાડી નાખવાની હિમાયત કરવી, અર્થાત્, ભયંકર હાનિકારક વિચારની હિમાયત કરવી. પણ સ્વિટ્ઝર્લૅન્ડનો અનુભવ બતાવી આપે છે કે સમગ્ર રાજ્ય જ્યારે સુસંગત રીતે (પ્રમાણમાં) લોકશાહીવાદી હોય ત્યારે **અમલમાં** (પ્રમાણમાં) અધિકતમ માત્રામાં રાષ્ટ્રીય શાંતિ **સુનિશ્ચિત કરી શકાય અને કરવામાં આવી છે.**

> જે લોકોએ આ સવાલનો અભ્યાસ કર્યો છે તેઓ કહે છે કે "શબ્દના પૂર્વ-યુરોપિયન અર્થમાં **રાષ્ટ્રીય સવાલ** સ્વિટ્ઝર્લૅન્ડમાં **હયાત જ નથી.** એવી અભિવ્યક્તિ (રાષ્ટ્રીય સવાલ) પણ ત્યાં સાવ અજાણી છે"... "પ્રજાઓ વચ્ચેના સંઘર્ષને સ્વિટ્ઝર્લૅન્ડે છેક ૧૭૯૭–૧૮૦૩થી જ ખૂબ પાછળ છોડી દીધો છે."**

આનો અર્થ એ છે કે સામંતશાહીમાંથી મૂડીવાદી સમાજમાં સંક્રમણની તાત્કાલિક સમસ્યાઓનો અધિકતમ લોકશાહીવાદી ઉકેલ પૂરો પાડનાર મહાન ફ્રેંચ ક્રાંતિના યુગે બીજાં કામ ઉકેલતાં ઉકેલતાં રાષ્ટ્રીય સવાલનો **"ઉકેલ"** પણ ભેગાભેગો **સાધી લીધો.**

જ્યાં કેવળ ૨૦૦૦૦૦ માણસો વસતા હોય અને તેમાંથી ૪૦૦૦૦ માણસો **બે બોલીઓ** બોલતા હોય તથા પોતાના વિસ્તારમાં ભાષાની **સંપૂર્ણ સમાનતા** ઇચ્છતા હોય એવા કોઈ રશિયન જિલ્લાને અથવા જિલ્લાના ભાગને પણ આ "માત્ર સ્વિટ્ઝર્લૅન્ડ પૂરતો જ" ઉકેલ **લાગુ ન થઈ શકે** એમ

---

* જુઓ René Henry કૃત *«La Suisse et la question des langues»* ('સ્વિટ્ઝર્લૅન્ડ અને ભાષાનો સવાલ'—સં.) બર્ન, ૧૯૦૭.

** જુઓ Ed. Blocher, *«Die Nationalitäten in der Schweiz»* ('સ્વિટ્ઝર્લૅન્ડમાં પ્રજાઓ'—સં.), બર્લિન, ૧૯૧૦.

કહેવાની કોશિશ સેમ્કોવ્સ્કીઓ, લીબમાનો, અને બીજા તકવાદી સજ્જનો કરે તો ખરા!

રાષ્ટ્રો અને ભાષાઓની સંપૂર્ણ સમાનતાની હિમાયત પ્રત્યેક રાષ્ટ્રમાં માત્ર સુસંગત લોકશાહીવાદી તત્ત્વોનું જ (અર્થાત્ માત્ર સર્વહારાઓનું જ) વિશિષ્ટ લક્ષણ છે અને રાષ્ટ્રીયતા અનુસાર નહિ પણ સમગ્ર રાજ્ય પદ્ધતિમાં સુધારો આણવાની ઊંડી અને ગંભીર ખાએશના આધારે એ તત્ત્વોની **એકતા સાધે છે.** એથી ઊલટું "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ની હિમાયત તો અલગ અલગ વ્યક્તિઓ અને જૂથોના નેક ઇરાદાઓ છતાં **રાષ્ટ્રોને** એકબીજાથી **નોખાં પાડે** છે અને હકીકતમાં કોઈ એક જ રાષ્ટ્રના કામદારો અને મૂડીદારોને **પરસ્પર** વધારે નજીક આણે છે (બધી યહૂદી મૂડીવાદી પાર્ટીઓએ આ "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"નું ધોરણ અપનાવ્યું છે).

સંપૂર્ણ સમાનતાનો સિદ્ધાંત રાષ્ટ્રીય લઘુસંખ્યાના અધિકારોની બાંયધરીની જોડે અવિભાજ્ય રીતે બંધાયેલો છે. 'સેવેર્નાયા પ્રાવદા'ના મારા લેખમાં આ સિદ્ધાંત લગભગ એ જ શબ્દોમાં વ્યક્ત થયો છે જે શબ્દોમાં તે ત્યાર પછીના માર્ક્સવાદીઓના સંમેલનના સત્તાવાર અને અધિક ચોકસાઈભર્યા નિર્ણયમાં વ્યક્ત થયો છે. એ નિર્ણય માંગ ઉઠાવે છે કે "બંધારણમાં એવો બુનિયાદી કાનૂન સામેલ કરવામાં આવે જે કોઈ એક રાષ્ટ્ર દ્વારા ભોગવવામાં આવતા કોઈ પણ જાતના વિશેષાધિકારોને અને રાષ્ટ્રીય લઘુસંખ્યાના અધિકારોના કોઈ પણ જાતના બધાં ઉલ્લંઘનોને રદબાતલ જાહેર કરે."

મિ. લીબમાન આ ફૉર્મ્યુલાની હાંસી ઉડાવવાની કોશિશ કરે છે અને પૂછે છે: "રાષ્ટ્રીય લઘુસંખ્યાના અધિકારો શા છે એની કોને ખબર છે?" એને જાણવું છે કે એ અધિકારોમાં રાષ્ટ્રીય શાળાઓના સંબંધમાં લઘુસંખ્યાના "તેનો પોતાનો કાર્યક્રમ" ધરાવવાના અધિકારનો સમાવેશ થાય છે ખરો? પોતાના જ ન્યાયાધીશો અને અમલદારો તથા પોતાની જ ભાષાનો ઉપયોગ કરતી શાળાઓ ધરાવવાનો અધિકાર હાંસલ કરવા માટે લઘુસંખ્યા કેવડી હોવી જોઈએ? મિ. લીબમાન આ સવાલોમાંથી **"નિશ્ચયાત્મક"** રાષ્ટ્રીય કાર્યક્રમની આવશ્યકતાનો નિષ્કર્ષ તારવવા માગે છે.

હકીકતમાં આ સવાલો સાફ બતાવી આપે છે કે કહેવાતી નાની નાની વિગતો અને બાબતો વિશેના વિવાદના ઓઠા હેઠળ આપણો બુંદવાદી કેવા પ્રત્યાઘાતી વિચારોને અંદર ઘુસાડી દે છે.

તેની રાષ્ટ્રીય શાળાઓમાં "તેનો પોતાનો કાર્યક્રમ"!.. પ્યારા રાષ્ટ્રવાદી-

સમાજવાદી, માર્ક્સવાદીઓ એક **સામાન્ય** શાળા-કાર્યક્રમ ધરાવે છે જે પૂર્ણ રૂપે બિનસાંપ્રદાયિક શાળાઓની માંગ ઉઠાવે છે. માર્ક્સવાદીની દૃષ્ટિએ જોતાં આ સામાન્ય કાર્યક્રમ ઉપરથી **પ્રસ્થાન** કોઈ પણ ઠેકાણે લોકશાહીવાદી રાજ્યમાં કદી રજાપાત્ર નથી (અને તેમાં કોઈ "સ્થાનિક" વિષયો, ભાષાઓ, વગેરે દાખલ કરવાના સવાલનો નિર્ણય સ્થાનિક રહેવાસીઓના નિર્ણય દ્વારા કરવામાં આવે). શિક્ષણને "રાજ્યના અખત્યારમાંથી બહાર ખેંચી લેવું જોઈએ" અને રાષ્ટ્રોના હાથમાં સોંપી દેવું જોઈએ એ સિદ્ધાંતમાંથી એવો અર્થ નીકળે છે કે આપણા લોકશાહીવાદી રાજ્યમાં આપણે કામદારોએ જનતાના પૈસા ધર્મસંપ્રદાયોની શાળાઓ ઉપર ખર્ચવાની છૂટ "રાષ્ટ્રે"ને આપવી જોઈએ! "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ની પ્રત્યાઘાતી પ્રકૃતિને મિ. લીબમાને પોતે અજાણતાં જ ઉઘાડી પાડી દીધી છે!

"રાષ્ટ્રીય લઘુસંખ્યા કેવડી હોવી જોઈએ?" બુંદવાદીઓ જેનાથી મુગ્ધ થઈ ગયા છે એ ઑસ્ટ્રિયન કાર્યક્રમમાં પણ આ બાબત સ્પષ્ટ રૂપે નિરૂપિત નથી કરવામાં આવી. એ કાર્યક્રમ (અમારા કાર્યક્રમ કરતાં વધારે સંક્ષિપ્ત અને ઓછા સ્પષ્ટ રૂપે) કહે છે: "શાહી પાર્લમેન્ટ એક ખાસ કાનૂન પસાર કરે અને એ કાનૂન અનુસાર રાષ્ટ્રીય લઘુસંખ્યાઓના અધિકારોનું રક્ષણ કરવામાં આવે" (બ્રૂન કાર્યક્રમની કલમ ૪).

કાનૂન કેવો હશે એવા સવાલ વડે ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદીઓને કોઈએ પજવ્યા કેમ નથી? ચોક્કસ રૂપે, કઈ લઘુસંખ્યાના કેવા અધિકારોનું એ કાનૂન રક્ષણ કરશે?

કારણ એ છે કે ઝીણી ઝીણી વિગતોને કાર્યક્રમની અંદર સ્પષ્ટ રૂપે નિરૂપિત કરવાનું અનુચિત અને અશક્ય છે એ વાત બધા અક્કલમંદ માણસો સમજે છે. કાર્યક્રમ તો ફક્ત મૂળભૂત સિદ્ધાંતો જ નિર્ધારિત કરે. આ દાખલામાં મૂળભૂત સિદ્ધાંતનો ઑસ્ટ્રિયનોએ સ્વીકાર સૂચિત કર્યો છે અને રશિયન માર્ક્સવાદીઓના છેલ્લા સંમેલનમાં એ સિદ્ધાંત પ્રત્યક્ષ રૂપે વ્યક્ત થયો છે. એ સિદ્ધાંત છે: કોઈ જાતના રાષ્ટ્રીય વિશેષાધિકારો નહિ અને કોઈ જાતની રાષ્ટ્રીય અસમાનતા નહિ.

બુંદવાદીને સવાલ સમજાવવા માટે આપણે એક નક્કર દાખલો લઈએ. ૧૯૧૧ના જાન્યુઆરીની ૧૮મી તારીખની શાળાવિદ્યાર્થી ગણતરીનાં પરિણામો અનુસાર સેંટ પિટર્સબર્ગ શહેરમાં સાર્વજનિક શિક્ષણ મંત્રાલયના નિયંત્રણ હેઠળની પ્રાથમિક શાળાઓમાં ૪૮૦૭૬ બાળકો ભણતાં હતાં. તેમાં યહૂદી

બાળકોની સંખ્યા ૩૯૬ હતી, અર્થાત્ એક ટકાથી પણ ઓછી હતી. આગળ જોઈએ: રુમાનિયન બાળકો — ૨, જ્યોર્જિયન — ૧, આર્મેનિયન — ૩, વગેરે.[33] સંબંધો અને સંજોગોની આવી વિભિન્નતાને આવરી લે એવો "નિશ્ચયાત્મક" રાષ્ટ્રીય કાર્યક્રમ ઘડી કાઢવાનું શક્ય છે ખરું? (અને સેંટ પિટર્સબર્ગ શહેર રશિયામાં સૌથી વધારે "મિશ્રિત" વસતિ ધરાવતું શહેર બેશક નથી જ.) એમ લાગે છે કે બુંદવાદીઓ જેવા રાષ્ટ્રીય "બારીકીઓ"ના ઉસ્તાદો પણ એવો કાર્યક્રમ ઘડી કાઢવામાં કામયાબ નહિ નીવડે.

અને છતાં લઘુસંખ્યાના અધિકારોનું ઉલ્લંઘન કરતા પ્રત્યેક કદમને રદબાતલ ઠરાવતો મૂળભૂત કાનૂન જો રાજ્ય-બંધારણમાં સામેલ હોય તો પ્રત્યેક નાગરિક એવી માંગ ઉઠાવી શકશે કે ઉદાહરણાર્થ યહૂદી ભાષા, યહૂદી ઈતિહાસ, ઈત્યાદિના શિક્ષણ માટે રાજ્યના ખર્ચે શિક્ષકો નીમવાની મનાઈ ફરમાવતા અથવા યહૂદી, આર્મેનિયન, અને રુમાનિયન બાળકો માટે કે પછી એક જ જ્યોર્જિયન બાળક માટે રાજ્ય તરફથી શિક્ષણની વ્યવસ્થા કરવાની મનાઈ ફરમાવતા હુકમોને પાછા ખેંચી લેવામાં આવે. ગમે તેમ પણ રાષ્ટ્રીય લઘુસંખ્યાઓની સઘળી વાજબી અને ન્યાયોચિત ઈચ્છાઓને સમાનતાના આધારે સંતોષવાનું અશક્ય તો કોઈ રીતે નથી જ, અને કોઈ એમ નહિ કહે કે સમાનતાની હિમાયત હાનિકારક છે. એથી ઊલટું, રાષ્ટ્રીયતા અનુસાર શાળાઓના વિભાજનની હિમાયત કરવી, દાખલા તરીકે પિટર્સબર્ગમાં યહૂદી બાળકો માટે ખાસ નિશાળોની હિમાયત કરવી, એ ચોક્કસ રૂપે હાનિકારક સાબિત થશે જ; અને પ્રત્યેક રાષ્ટ્રીય લઘુસંખ્યા માટે, એક કે બે કે ત્રણ બાળકો માટે, અલગ અલગ રાષ્ટ્રીય શાળાઓની સ્થાપના કરવી એ તો તદ્દન અશક્ય જ બની જશે.

એ ઉપરાંત, ખાસ નિશાળો અને પૂરક વિષયો માટે ખાસ શિક્ષકો ઈત્યાદિ ધરાવવાનો અધિકાર હાંસલ કરવા માટે રાષ્ટ્રીય લઘુસંખ્યા કેવડી હોવી જોઈએ એ બાબતને આખા રાજ્ય માટે ઘડવામાં આવતા કોઈ કાનૂનમાં નિરૂપિત કરવાનું અશક્ય છે.

એથી ઊલટું, સમાનતા સ્થાપિત કરતો અને આખા રાજ્યને આવરી લેતો કાનૂન વિગતવાર ઘડી શકાય અને પ્રાદેશિક વિધાનસભાઓ તથા નગર, તાલુકો, ગામ, ઈત્યાદિની અધિકારી સંસ્થાઓના ખાસ નિયમો અને નિર્ણયો દ્વારા એ કાનૂનને વિકસાવી શકાય.

## ૬. કેંદ્રીકરણ અને સ્વાયત્તતા

પોતાના વળતા જવાબમાં મિ. લીબમાન લખે છે:

"આપણા લિથુઆનિયા, બાલ્ટિક પ્રાંતો, પોલેંડ, વોલીનિયા, દક્ષિણ રશિયા, ઈત્યાદિને લો—દરેક ઠેકાણે તમને **મિશ્રિત** વસતિ જોવા મળશે; વિશાળ રાષ્ટ્રીય લઘુસંખ્યા ન ધરાવતું હોય એવું એક પણ શહેર નથી. ભલે ગમે એટલું વધારે વિકેંદ્રીકરણ કરવામાં આવે તોપણ વિવિધ સ્થળોમાં હંમેશાં વિવિધ પ્રજાઓ એકસાથે રહેતી જોવા મળશે (ખાસ કરીને શહેરી વસતિઓમાં), અને લોકશાહી જ લઘુસંખ્યાને બહુસંખ્યાના તાબામાં સોંપી દે છે. પરંતુ આપણે જાણીએ છીએ તેમ વ્લા. ઇ. તો ફેડરલ રાજ્ય-રચનાના અને સ્વિસ ફેડરેશનમાં છે એવા અંતહીન વિકેંદ્રીકરણના કટ્ટર વિરોધી છે. એટલે આવો સવાલ ઊભો થાય છે: સ્વિટ્ઝર્લૅન્ડનું ઉદાહરણ ટાંકવામાં તેમનો ઉદ્દેશ શો હશે?"

સ્વિટ્ઝર્લૅન્ડનું ઉદાહરણ ટાંકવામાં મારો ઉદ્દેશ હું ઉપર સમજાવી ચૂક્યો છું. અને હું એ પણ સમજાવી ચૂક્યો છું કે રાષ્ટ્રીય લઘુસંખ્યાના અધિકારોના રક્ષણની સમસ્યા **ફક્ત** એક જ રીતે ઉકેલી શકાય—સમાનતાના સિદ્ધાંતથી પીછેહઠ ન કરતું હોય એવા સુસંગત લોકશાહીવાદી રાજ્યમાં આખા દેશને આવરી લેતો કાનૂન ઘડીને. પરંતુ ઉપર ટાંકવામાં આવેલા ફકરામાં મિ. લીબમાને વળી એક બીજા વાંધાનું પુનરુચ્ચારણ કર્યું છે જે માર્ક્સવાદી રાષ્ટ્રીય કાર્યક્રમની સામે આગળ ધરવામાં આવતા અત્યંત સાધારણ (અને અત્યંત ભ્રમભરેલા) વાંધાઓમાંનો (અથવા સંદેહપૂર્ણ ખયાલોમાંનો) એક છે. એટલે, એ પરીક્ષણને લાયક છે.

માર્ક્સવાદીઓ ફેડરેશનના અને વિકેંદ્રીકરણના બેશક કટ્ટર વિરોધીઓ છે. તેનું સાદું કારણ એ છે કે મૂડીવાદને પોતાના વિકાસ માટે મોટામાં મોટાં અને શક્ય એટલું વધારે કેંદ્રીકરણ ધરાવતાં રાજ્યોની જરૂર પડે છે. **બીજા સંજોગો સમાન હોય** તો વર્ગજાગ્રત સર્વહારા વર્ગ હંમેશાં અધિક વિશાળ રાજ્યની તરફેણ કરશે. મધ્યકાલીન પૃથગાત્મકતાની વિરુદ્ધ તે હંમેશાં લડશે અને વિશાળ પ્રદેશોના એવા શક્ય એટલા ગાઢતમ આર્થિક મેળમિલનનું હંમેશાં સ્વાગત કરશે કે જેમાં મૂડીદાર વર્ગની વિરુદ્ધ સર્વહારા વર્ગનો સંઘર્ષ વ્યાપક પાયા ઉપર વિકસી શકે.

મૂડીવાદ દ્વારા ઉત્પાદક બળોનો વિસ્તૃત અને ઝડપી વિકાસ વિશાળ અને રાજકીય રીતે સુઘટિત તથા સંયુક્ત પ્રદેશોનો **તકાદો કરે છે** કેમ કે માત્ર એવા પ્રદેશોમાં જ મૂડીદાર વર્ગ—અને તેની સાથે સાથે તેનો અનિવાર્ય પ્રતિદ્વંદ્વી સર્વહારા વર્ગ પણ—એકતા સાધી શકે અને સમગ્ર પુરાણા, મધ્યકાલીન, કોમી, સ્થાનગત, લઘુ-રાષ્ટ્રીય, ધાર્મિક, અને બીજા અવરોધોને તોડીને ખતમ કરી નાખી શકે.

રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની છણાવટ, અર્થાત્ પાર્થક્યના અને સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યો સ્થાપવાના અધિકારની છણાવટ, અન્યત્ર કરીશું.* પરંતુ જ્યાં સુધી અને જેટલે સુધી વિભિન્ન રાષ્ટ્રો મળીને એક અખંડ રાજ્ય બની રહે ત્યાં સુધી અને તેટલે સુધી માર્ક્સવાદીઓ કોઈ પણ જાતના સંજોગોમાં ફેડરેશનના સિદ્ધાંતની કે વિકેંદ્રીકરણની હિમાયત નહિ જ કરે. વિશાળ કેંદ્રીકૃત રાજ્ય મધ્યકાલીન કુસંપમાંથી આખી દુનિયાની ભાવિ સમાજવાદી એકતાની દિશામાં એક પ્રચંડ આગેકદમ અંકિત કરે છે, અને સિવાય એવા રાજ્ય (**અવિભાજ્ય રીતે** મૂડીવાદ જોડે સંકળાયેલા) **મારફત** સમાજવાદ સુધી પહોંચવાનો બીજો કોઈ માર્ગ છે નહિ અને હોઈ શકે નહિ.

પરંતુ એ વાતનું વિસ્મરણ અક્ષમ્ય ગણાશે કે અમારી કેંદ્રીકરણની હિમાયત **લોકશાહીવાદી** કેંદ્રીકરણની હિમાયત છે. આ મુદ્દાના સંબંધમાં સામાન્ય રૂપે સર્વ કૂપમંડૂકોએ અને ખાસ કરીને રાષ્ટ્રવાદી કપમંડકોએ (મરહૂમ દ્રાગોમાનોવ સહિત) સવાલને એટલો બધો ગૂંચવી નાખ્યો છે કે તેને ફરી ફરીને સ્પષ્ટ કરવામાં વખતનો વ્યય કરવો પડે છે.

વિશિષ્ટ આર્થિક અને સામાજિક સંજોગો, વસતિનું વિશિષ્ટ રાષ્ટ્રીય સંઘટન, ઈત્યાદિ ધરાવતા પ્રદેશો માટે **સ્વાયત્તતાની** સાથે સ્થાનિક સ્વશાસનને લોકશાહીવાદી કેંદ્રીકરણ બકાત નથી રાખતું એટલું જ નહિ, પરંતુ એથી ઊલટું એ તો સ્વાભાવિક રીતે જ **એકની અને બીજાની એમ બન્નેની** માંગ ઉઠાવે છે. રશિયામાં કેંદ્રીકરણવાદને હંમેશાં જુલમશાહી અને નોકરશાહી સાથે ભેળવી દઈને ગોટાળો ઊભો કરવામાં આવે છે. રશિયાનો ઈતિહાસ એવો છે કે તે સ્વાભાવિક રીતે જ એવી ગેરસમજણ ઊભી કરે, પરંતુ તે છતાંયે માર્ક્સવાદી માટે તો એવી ગેરસમજણ તદ્દન અક્ષમ્ય છે.

આ વાતને નક્કર ઉદાહરણ વડે સમજવવાનું સૌથી સહેલું પડશે.

---

*જુઓ આ પુસ્તકનાં પૃષ્ઠ ૫૧—૧૨૨.—સં.

'રાષ્ટ્રીય સવાલ અને સ્વાયત્તતા'* નામના પોતાના સર્વાંગી લેખમાં રોઝા લુક્ઝેમ્બુર્ગ બીજી ઘણી રમૂજી ભૂલોની સાથે (તેની છણાવટ અમે નીચે કરીશું) એક અસાધારણ રમૂજી ભૂલ કરે છે—એ ભૂલ છે સ્વાયત્તતાની માંગને પોલૅંડ પૂરતી **મર્યાદિત રાખવાની** કોશિશની.

પરંતુ સ્વાયત્તતાની વ્યાખ્યા તેણે **કેવી** કરી છે એ પહેલાં જોઈ લઈએ.

રોઝા લુક્ઝેમ્બુર્ગ કબૂલ કરે છે—અને માર્ક્સવાદી હોવાને કારણે તેણે બેશક કબૂલ કરવું જ રહ્યું—કે મૂડીવાદી સમાજના સઘળા મોટા અને મહત્ત્વના આર્થિક અને રાજકીય સવાલો અલગ અલગ પ્રદેશોની સ્વાયત્ત વિધાનસભાઓના અખત્યારમાં નહિ પણ આખા દેશની કેંદ્રસ્થ પાર્લમેન્ટના નિર્વિઘ્ન અખત્યારમાં જ રહેવા જોઈએ. એ સવાલોમાં જકાત નીતિ, વાણિજ્ય અને ઉદ્યોગો સંબંધી કાનૂન-રચના, ટ્રાન્સપોર્ટ અને સંદેશવ્યવહારનાં સાધનો (રેલવે, પોસ્ટ, ટેલિગ્રાફ, ટેલિફોન, વગેરે), સશસ્ત્ર દળો, કરવેરાની પદ્ધતિ, દીવાની** અને ફોજદારી કાનૂનો, શિક્ષણને નિર્ધારિત કરતા સામાન્ય સિદ્ધાંતો (દાખલા તરીકે, શાળાઓને ધર્મસંસ્થાઓથી તદ્દન અલગ કરી નાખતો કાનૂન, સાર્વત્રિક કેળવણીને લગતો કાનૂન, ન્યૂનતમ કાર્યક્રમ અને શાળાઓના લોકશાહીવાદી પ્રબંધને લગતા કાનૂનો, ઇત્યાદિ), શ્રમ-સુરક્ષા કાનૂનો, અને રાજકીય સ્વતંત્રતાઓ (સંઘરચનાનો અધિકાર), ઇત્યાદિનો સમાવેશ થાય છે.

સ્વાયત્ત વિધાનસભાઓના અખત્યારમાં—આખા દેશ માટેના સામાન્ય કાનૂનોના આધાર ઉપર—શુદ્ધ સ્થાનિક, પ્રાદેશિક, અથવા રાષ્ટ્રીય મહત્ત્વ ધરાવતા સવાલો રહે છે. પોતાના વિચારોની ખૂબ વિગતમાં—અતિશય વિગત ન કહીએ તો—સવિસ્તર રજૂઆત કરતાં રોઝા લુક્ઝેમ્બુર્ગ સ્થાનિક રેલવે લાઇનો (અંક ૧૨, પૃષ્ઠ ૧૪૯) અને સ્થાનિક રાજમાર્ગો (અંક ૧૪—૧૫, પૃષ્ઠ ૩૭૬) ઇત્યાદિના નિર્માણ પ્રત્યે નિર્દેશ કરે છે.

સાવ સ્પષ્ટ છે કે મહત્ત્વનાં અને વિશિષ્ટ ગણાય એવાં આર્થિક અને સામાજિક લક્ષણો, વિશિષ્ટ રાષ્ટ્રીય સંઘટનની વસતિઓ, ઇત્યાદિ ધરાવતા પ્રત્યેક

---

* *«Przegląd Socjaldemokratyczny»*[34] *Krakow*, ૧૯૦૮ અને ૧૯૦૯.

** પોતાના વિચારોને સવિસ્તર રજૂ કરતાં રોઝા લુક્ઝેમ્બુર્ગ વિગતોમાં ઊતરે છે અને દાખલા તરીકે—તદ્દન ઉચિત રીતે જ—છૂટાછેડાના કાનૂનોનો ઉલ્લેખ કરે છે (ઉપરોક્ત સામયિકનો અંક ૧૨, પૃષ્ઠ ૧૬૨).

પ્રદેશને સ્વાયત્તતા **ન** આપે એવા આધુનિક અને સાચેસાચ લોકશાહીવાદી રાજ્યની કલ્પના અશક્ય છે. મૂડીવાદના વિકાસને પ્રવેગ આપવા માટે જરૂરી કેંદ્રીકરણવાદના સિદ્ધાંતનો એવી (સ્થાનિક અને પ્રાદેશિક) સ્વાયત્તતા ભંગ નથી કરતી, પણ એથી ઊલટું એવી સ્વાયત્તતાના અસ્તિત્વને કારણે એ સિદ્ધાંત નોકરશાહીની રીતે નહિ પણ **લોકશાહીવાદી** રીતે લાગુ થાય છે. મૂડીના કેંદ્રીકરણમાં, ઉત્પાદક બળોના વિકાસમાં, મૂડીદાર વર્ગની એકતામાં, અને સર્વહારા વર્ગની એકતામાં **દેશવ્યાપી** પાયા ઉપર **સહાયક બનતી** એવી સ્વાયત્તતાના **અભાવમાં** મૂડીવાદનો વિસ્તૃત, મુક્ત, અને ઝડપી વિકાસ અશક્ય બની જાય અથવા ઓછામાં ઓછું એ વિકાસમાં મોટી અડચણો તો ઊભી થાય જ. તેનું કારણ એ છે કે **શુદ્ધ રીતે** સ્થાનિક (પ્રાદેશિક, રાષ્ટ્રીય, ઇત્યાદિ) બાબતોમાં નોકરશાહીની દખલગીરી સામાન્ય રૂપે આર્થિક અને રાજકીય વિકાસના માર્ગમાં મોટામાં મોટી અડચણ બની રહે છે અને ગંભીર, મહત્ત્વની તથા મૂળભૂત બાબતોમાં **કેંદ્રીકરણના માર્ગમાં** ખાસ અડચણ બની જાય છે.

એટલે આપણી તેજસ્વી રોઝા લુક્ઝેમ્બુર્ગ જ્યારે ખૂબ ગંભીર ભાવ ધારણ કરીને "**શુદ્ધ માર્ક્સવાદી**" શબ્દો વડે એમ સાબિત કરવાની કોશિશ કરે છે કે સ્વાયત્તતાની માગણી **માત્ર** પોલૅંડને જ લાગુ થાય છે અને તે પણ **કેવળ** એક અપવાદ રૂપે જ લાગુ થાય છે ત્યારે હસવું ખાળવાનું અશક્ય બની જાય છે! એ કહેવાની જરૂર નથી કે આમાં "સંકુચિત સ્થાનિક" દેશભક્તિનો અંશ પણ નથી—આમાં તો આપણને માત્ર "વ્યાવહારિક" ગણતરીઓ જોવા મળે છે... દાખલા તરીકે લિથુઆનિયાની બાબતમાં.

રોઝા લુક્ઝેમ્બુર્ગ ચાર પ્રાંતોનો ઉલ્લેખ કરે છે — વિલનો, કોવનો, ગ્રોદનો, અને સુવાલકી—અને પોતાના વાચકોને (તથા પોતાને) ખાતરીપૂર્વક જણાવે છે કે લિથુઆનિયન લોકોની વસતિ "મુખ્યત્વે" એ પ્રાંતોમાં કેંદ્રિત છે. એ પ્રાંતોના રહેવાસીઓનો સરવાળો કરતાં તેને જાણવા મળે છે કે કુલ વસતિમાં લિથુઆનિયન લોકોની વસતિ ૨૩ ટકા જેટલી છે અને જમુદ લોકોને તેમાં ઉમેરવામાં આવે તો ૩૧ ટકા થઈ જાય છે, અર્થાત્ ત્રીજા ભાગથી ઓછી છે. બેશક તે એવો નિષ્કર્ષ તારવે છે કે લિથુઆનિયા માટે સ્વાયત્તતાનો ખયાલ "આપમતીલો અને કૃત્રિમ" છે (અંક ૧૦, પૃષ્ઠ ૮૦૭).

આપણા રશિયન સત્તાવાર આંકડાઓની સામાન્ય રીતે જાણીતી ખામીઓથી પરિચિત વાચકો રોઝા લુક્ઝેમ્બુર્ગની ભૂલને સહેલાઈથી પારખી કાઢશે. જ્યાં લિથુઆનિયન લોકોની વસતિ માત્ર ૦.૨ ટકા જેટલી છે, **એક ટકાના પાંચમા**

**ભાગ** જેટલી જ છે, એ ગ્રોદનો પ્રાંતને ગણતરીમાં લેવાનું શા માટે જરૂરી હતું? જ્યાં લિથુઆનિયન લોકો વસતિમાં **બહુસંખ્યા** ધરાવે છે એ ત્રોકી જિલ્લાને જ માત્ર ગણતરીમાં લેવાને બદલે આખા વિલનો પ્રાંતને ગણતરીમાં લેવાનું શા માટે જરૂરી હતું? આખા સુવાલકી પ્રાંતને ગણતરીમાં લઈને લિથુઆનિયન લોકોની સંખ્યાને બાવન ટકા ગણાવવાનું શા માટે જરૂરી હતું, અને એ પ્રદેશના સાત જિલ્લામાંથી ૭૨ ટકા લિથુઆનિયન વસતિ ધરાવતા પાંચ લિથુઆનિયન જિલ્લાને જ ગણતરીમાં કેમ ન લેવામાં આવ્યા?

આધુનિક મૂડીવાદના સંજોગો અને તકાદાઓની વાતો કરવી પણ રશિયાના "આધુનિક" અથવા "મૂડીવાદી"ને બદલે મધ્યકાલીન, સામંતશાહી, અને અફસરશાહી-નોકરશાહી વહીવટી વિભાજનોને ગણતરીમાં લેવાં, અને તે પણ અત્યંત કઢંગા રૂપનાં વિભાજનોને (ઉયેઝ્દોને બદલે ગુબેર્નિયાઓને) ગણતરીમાં લેવાં, એ હાસ્યાસ્પદ બિના છે. દીવા જેવી સાફ વાત છે કે એવાં વિભાજનોને ખતમ કરી નાખવામાં આવે નહિ અને તેમની જગ્યાએ નાણાવિભાગની **નહિ**, નોકરશાહીની **નહિ**, રોજિંદી ઘટમાળની **નહિ**, જમીનદારોની **નહિ**, મહંતશાહીની **નહિ**, પણ મૂડીવાદની આવશ્યકતાઓને ખરેખર પૂરાં કરતાં હોય એવાં **સાચેસાચ** "આધુનિક" વિભાજનો સ્થાપવામાં આવે નહિ ત્યાં સુધી રશિયામાં કોઈ ગંભીર સ્થાનિક સુધારાનો સવાલ મુદ્દલ ઊઠતો જ નથી. અને મૂડીવાદની આધુનિક આવશ્યકતાઓમાં વસતિની શક્ય એટલી અધિકતમ રાષ્ટ્રીય સમરૂપતાનો સમાવેશ નિસ્સંદેહ થાય જ છે કેમ કે દેશના બજાર ઉપર પૂર્ણ રૂપે કબજો જમાવવામાં અને આર્થિક વહેવારની સંપૂર્ણ આઝાદીમાં રાષ્ટ્રીયતા અને ભાષાની એકરૂપતા મહત્ત્વનું ઉપાદાન છે.

વિચિત્ર વાત છે કે બુંદવાદી મેદેમ પણ રોઝા લુક્ઝેમ્બુર્ગની આ સાફ ભૂલનું પુનરાવર્તન કરે છે પણ પોલૅંડનાં વિશિષ્ટ લક્ષણો "અપવાદરૂપ" છે એમ નહિ પરંતુ રાષ્ટ્રીય-પ્રાદેશિક સ્વાયત્તતા બિનમાફક છે એમ સાબિત કરવા બહાર પડે છે (બુંદવાદીઓ રાષ્ટ્રીય-પ્રદેશાતીત સ્વાયત્તતાની તરફેણ કરે છે!) આખી દુનિયાના વિવિધ દેશો અને વિવિધ રાષ્ટ્રોના સામાજિક-લોકશાહીવાદીઓની બધી ભૂલો અને બધી તકવાદી દુવિધાઓને આપણા બુંદવાદીઓ અને વિસર્જનવાદીઓ એકઠી કરે છે અને વિશ્વ સામાજિક-લોકશાહીવાદમાં જે **કંઈ બદતરીન** હોય તેને પોતાના થેલામાં ભરી લે છે. બુંદવાદી અને વિસર્જનવાદી લખાણોની કાપલીઓને એકત્રિત કરવામાં આવે તો એ સામાજિક-લોકશાહીવાદી **કુરુચિનું એક નમૂનેદાર મ્યુઝિયમ બની શકે.**

મેદેમ ઉપદેશાત્મક રીતે દલીલ કરે છે કે પ્રાદેશિક સ્વાયત્તતા "પ્રદેશ" માટે માફક ગણાય પણ પાંચ લાખથી વીશ લાખ સુધીની વસતિઓ ધરાવતા અને પ્રાંત (ગુબેર્નિયા) જેવડા ભૂમિવિસ્તારો ધરાવતા લાતવિયન, એસ્તોનિયન, તથા અન્ય વિસ્તારો માટે એવી સ્વાયત્તતા માફક નથી. **"એ સ્વાયત્તતા નહિ હોય પણ માત્ર તાલુકા-પરિષદ (ઝેમ્સ્ત્વો) હશે...** એ તાલુકા-પરિષદથી ઉપર સાચી સ્વાયત્તતાની સ્થાપના કરવી પડશે..." અને પુરાણા જિલ્લાઓ તથા પ્રાંતોના "ખંડનને" લેખક વખોડી કાઢે છે.*

હકીકતમાં મધ્યકાલીન, સામંતી, અને નોકરશાહી વહીવટી વિભાજનોને જાળવી રાખવાં એટલે આધુનિક મૂડીવાદના સંજોગોને "છિન્નભિન્ન" અને વિકૃત કરી નાખવા. એ વિભાજનોની વૃત્તિથી રંગાયેલા લોકો જ "નિષ્ણાતોની વિદ્વતાનો ભાવ ધારણ કરીને" "તાલુકા-પરિષદ" (ઝેમ્સ્ત્વો) અને "સ્વાયત્તતા" વચ્ચેની ભિન્નતા વિશે ચિંતનમાં પડી જઈ શકે અને મોટા પ્રદેશોને "સ્વાયત્તતા" તથા નાના પ્રદેશોને તાલુકા-પરિષદ આપવા બાબત રૂઢિગત રીતે ફિકરમંદ બની જઈ શકે. આધુનિક મૂડીવાદને એવાં નોકરશાહી રૂઢિગત રૂપોની જરા પણ જરૂર નથી. પાંચ લાખની વસતિ ધરાવતા વિસ્તારો જ નહિ પરંતુ ૫૦૦૦૦ની વસતિ ધરાવતા વિસ્તારો પણ સ્વાયત્ત રાષ્ટ્રીય વિસ્તારો કેમ ન બની શકે—એવા વિસ્તારો અનુકૂળતા હોય તો અથવા આર્થિક વહેવારની દૃષ્ટિએ આવશ્યક હોય તો વિવિધ પ્રમાણો ધરાવતા પાડોશી વિસ્તારોની જોડે અધિકતમ વૈવિધ્યભરી રીતોએ એક સ્વાયત્ત "પ્રદેશમાં" એકતાબદ્ધ કેમ ન થઈ શકે— આ બધી બાબતો બુંદવાદી મેદેમનું રહસ્ય બની રહે છે.

અમારે એ વાતનો ઉલ્લેખ કરવો જ જોઈએ કે બ્રૂન સામાજિક-લોકશાહીવાદી રાષ્ટ્રીય કાર્યક્રમનું ધોરણ પૂર્ણ રૂપે રાષ્ટ્રીય-પ્રાદેશિક સ્વાયત્તતાના આધારે ઘડાયેલું છે કેમ કે તે એવી રજૂઆત કરે છે કે ઑસ્ટ્રિયાનું વિભાજન "ઐતિહાસિક શાહી ભૂમિઓ"ને બદલે "રાષ્ટ્રીય આધારે નિર્ધારિત" વિસ્તારોમાં થવું જોઈએ (બ્રૂન કાર્યક્રમની કલમ ૨). અમે એટલી હદ સુધી ન જાત. એ વાતમાં મુદ્દલ સંદેહ નથી કે મુક્ત, વિસ્તૃત, અને સાચેસાચ આધુનિક વાણિજ્ય વહેવાર માટેનાં અધિકતમ ખાતરીભર્યાં ઉપાદાનોમાંનું એક છે સમરૂપ રાષ્ટ્રીય સંઘટના ધરાવતી વસતિ. એ વાતમાં મુદ્દલ સંદેહ નથી કે એક પણ માર્ક્સવાદી

---

* વી. મેદેમ: 'રશિયામાં રાષ્ટ્રીય સવાલની રજૂઆતમાં ફાળો', 'વેસ્તનિક યેવ્રોપી'[35] અંક ૮ અને ૯, ૧૯૧૨.

કે એક પણ દૃઢનિશ્ચયી લોકશાહીવાદી ઑસ્ટ્રિયન શાહી ભૂમિઓનું કે રશિયન ગુબેર્નિયાઓનું અને ઉયેઝ્દોનું (રશિયન ગુબેર્નિયાઓ અને ઉયેઝ્દો ઑસ્ટ્રિયન શાહી ભૂમિઓ જેટલા ખરાબ નથી પણ તોયે ખૂબ ખરાબ તો છે જ) સમર્થન કરવા ખડો નહિ જ થાય, કે પછી એ કાલગ્રસ્ત વિભાજનોને બદલે વસતિના રાષ્ટ્રીય સંઘટનને શક્ય એટલાં અનુરૂપ નવાં વિભાજનોની જરૂરિયાતનો વિરોધ નહિ જ કરે. અને છેલ્લે, એ વાતમાં મુદ્દલ સંદેહ નથી કે સમગ્ર રાષ્ટ્રીય ઉત્પીડનને નાબૂદ કરી નાખવા માટે એવા સ્વાયત્ત વિસ્તારોના સર્જનની બાબત અત્યંત મહત્ત્વપૂર્ણ છે કે જેમાં નાનામાં નાનાં પ્રમાણો ધરાવતા વિસ્તારોનો પણ સમાવેશ થતો હોય, જેમાંનો પ્રત્યેક વિસ્તાર અખંડ અને સમરૂપ રાષ્ટ્રીય સંઘટન ધરાવતો હોય, જેમાંના પ્રત્યેક વિસ્તારની તરફ દેશભરમાં અને દુનિયાના બીજા બધા દેશોમાં પણ વેરવિખેર પડેલા તેની પ્રજાના સભ્યો "ખેંચાતા રહે" અને તેની જોડે સંબંધો સ્થાપિત કરી શકે તેમ જ પ્રત્યેક પ્રકારનાં મુક્ત મંડળોની રચના કરી શકે. આ બધી વાતો નિર્વિવાદ છે અને માત્ર દુરાગ્રહી નોકરશાહીના દૃષ્ટિકોણથી જ એ વાતોનો વિરોધ થઈ શકે.

પરંતુ વસતિનું રાષ્ટ્રીય સંઘટન તો અધિકતમ મહત્ત્વનાં આર્થિક ઉપાદાનોમાંનું ફક્ત **એક જ** છે, એ **કંઈ એકમાત્ર** કે **સૌથી વધારે** મહત્ત્વનું ઉપાદાન નથી. દાખલા તરીકે, મૂડીવાદી સમાજમાં **અધિકતમ મહત્ત્વની** આર્થિક ભૂમિકા શહેરો ભજવે છે અને દરેક ઠેકાણે—પોલૅંડમાં, લિથુઆનિયામાં, ઉક્રાઈનામાં, રશિયામાં, તથા અન્યત્ર—મોટે ભાગે શહેરો જ મિશ્રિત વસતિની વિશિષ્ટતા ધરાવે છે. આર્થિક રીતે શહેરો તરફ ખેંચાતાં ગામો અને વિસ્તારોથી શહેરોને "રાષ્ટ્રીય" ઉપાદાનને ખાતર અળગાં કરી દેવાં એ કઢંગું અને અશક્ય ગણાય. એટલે માર્ક્સવાદીઓએ પોતાનું ધોરણ પૂર્ણ રૂપે અને એકમાત્ર રીતે "રાષ્ટ્રીય-પ્રાદેશિક" સિદ્ધાંતના આધારે ન જ ઘડવું જોઈએ.

આ સમસ્યાનો રશિયન માર્ક્સવાદીઓના છેલ્લા સંમેલને નિર્દેશિત કરેલો ઉકેલ ઑસ્ટ્રિયન ઉકેલ કરતાં ઘણો વધારે સાચો છે. આ સવાલના સંબંધમાં સંમેલને નીચે મુજબની થિસિસ આગળ ધરી છે:

"...વિસ્તૃત પ્રાદેશિક સ્વાયત્તતા" (બેશક માત્ર પોલૅંડ માટે નહિ પણ રશિયાના બધા પ્રદેશો માટે) "અને પૂર્ણ રૂપે લોકશાહીવાદી સ્થાનિક સ્વશાસનની સ્થાપના જરૂરી છે, સ્વશાસિત અને સ્વાયત્ત પ્રદેશોની સીમાઓ નિર્ધારિત કરવામાં આવે" (વર્તમાન ગુબેર્નિયાઓ, ઉયેઝ્દો, ઇત્યાદિની સીમાઓ અનુસાર

નહિ) "પણ તે સ્થાનિક રહેવાસીઓનું આર્થિક અને સામાજિક પરિસ્થિતિઓનું મૂલ્યાંકન અને વસતિનું રાષ્ટ્રીય સંઘટન, ઇત્યાદિના આધારે કરવામાં આવે."*

અહીં વસતિના રાષ્ટ્રીય સંઘટનને બીજી પરિસ્થિતિઓની (પ્રથમ સ્થાને આર્થિક અને પછી સામાજિક ઇત્યાદિ) **જોડાજોડ** મૂકવામાં આવ્યું છે. એ પરિસ્થિતિઓ જ નોકરશાહી અને એશિયાઈ બર્બરતાને નહિ પણ આધુનિક મૂડીવાદને અનુકૂળ નવી સીમાઓ નિર્ધારિત કરવાના આધારની કામગીરી બજાવશે. એ બધી પરિસ્થિતિઓનું સંપૂર્ણ "મૂલ્યાંકન" કેવળ સ્થાનિક વસતિ જ કરી શકે અને રાજ્યની કેંદ્રસ્થ પાર્લમેન્ટ સ્વાયત્ત પ્રદેશોની સીમાઓને તથા સ્વાયત્ત વિધાનસભાઓના અખત્યારોને એ મૂલ્યાંકનના આધારે નિર્ધારિત કરશે.

* * *

અમારે રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનું પરીક્ષણ કરવાનું બાકી રહે છે. એ સવાલના સંબંધમાં બધી પ્રજાઓના તકવાદીઓનો આખો સમૂહ — વિસર્જનવાદી સેમ્કોવ્સ્કી, બુંદવાદી લીબમાન, અને ઉક્રાઈનિયન રાષ્ટ્રવાદી-સમાજવાદી લેવ યુર્કેવિચ — રોઝા લુક્ઝેમ્બુર્ગની ભૂલોનો "ફેલાવો" કરવા બહાર પડયો છે. અમારા આગલા લેખમાં અમે તકવાદીઓના આખા સમૂહે તદ્દન ગૂંચવી નાખેલા એ સવાલની છણાવટ કરીશું.

૧૯૧૩ના ઑક્ટોબર — ડિસેંબર દરમિયાન લિખિત
૧૯૧૩માં 'પ્રોસ્વેશ્ચેનિયે' સામયિકના અંક ૧૦,૧૧, અને
૧૨માં પ્રકાશિત

હસ્તાક્ષર: વ્લા. ઇલ્યીન

---

*જુઓ વ્લા. ઇ. લેનિન 'રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની સેંટ્રલ કમિટી અને પાર્ટીના મુખ્ય કાર્યકરોના ૧૯૧૩ના ગ્રીષ્મ સંમેલનની નોટિસ અને ઠરાવો' નામક પુસ્તિકામાં 'રાષ્ટ્રીય સવાલ વિશે ઠરાવો' વિભાગ. — સં.

# રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર

રશિયન માર્ક્સવાદીઓના કાર્યક્રમના રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને છણતા નવમા મુદ્દાએ થોડા વખતથી (અમે 'પ્રોસ્વેશ્ચેનિયે'માં આ પહેલાં જ નિર્દેશ કરી ચૂક્યા છીએ તેમ) તકવાદીઓની એક ખરેખરી જેહાદ ઉત્પન્ન કરી છે. રશિયન વિસર્જનવાદી સેમ્કોવ્સ્કીએ સેંટ પિટર્સબર્ગના વિસર્જનવાદી અખબારમાં અને બુંદવાદી લીબમાને તથા ઉક્રાઈનિયન સામાજિક-રાષ્ટ્રવાદી યુર્કેવિચે પોતપોતાનાં અખબારોમાં એ મુદ્દા ઉપર સખત પ્રહારો કર્યા છે અને તેના પ્રત્યે તીવ્રતમ ધૃણાનું વલણ દાખવ્યું છે. એ વાતમાં મુદ્દલ સંદેહ નથી કે આપણા માર્ક્સવાદી કાર્યક્રમની ઉપર આ "દસ ભાષાની ચડાઈ" વર્તમાન સમયની સામાન્ય રાષ્ટ્રવાદી અનિશ્ચિતતાઓ જોડે ગાઢ રીતે સંકળાયેલી છે. એટલે, આ સવાલનું વિગતવાર પૃથક્કરણ અમને વખતસરનું લાગે છે. અમે ફક્ત એટલો જ ઉલ્લેખ કરીશું કે ઉપરોક્ત તકવાદીઓમાંથી કોઈએ એક પણ સ્વતંત્ર દલીલ આગળ ધરી નથી, બધાએ રોઝા લુક્ઝેમ્બુર્ગના ૧૯૦૮—૧૯૦૯ના 'રાષ્ટ્રીય સવાલ અને સ્વાયત્તતા' નામના લાંબા પોલિશ ભાષાના લેખનું માત્ર રટણ જ કર્યું છે. અમારા વિવરણમાં અમે મુખ્યત્વે એ અંતિમ-ઉલ્લેખિત લેખિકાની "મૌલિક" દલીલોની છણાવટ કરીશું.

## ૧. રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર એટલે શું?

આત્મનિર્ણય તરીકે ઓળખાતા ખયાલને માર્ક્સવાદી રીતે તપાસવાનો કોઈ પણ પ્રયત્ન કરવામાં આવે ત્યારે સ્વાભાવિક રીતે જ સૌપ્રથમ આ સવાલ ઊઠે: એ શબ્દથી આપણે શું સમજવું? એ સવાલના જવાબને શું આપણે કાનૂનના ભાતભાતના "સામાન્ય ખયાલો"માંથી તારવવામાં આવેલી કાનૂની વ્યાખ્યાઓમાં ખોળવો જોઈએ? કે પછી એ જવાબને આપણે રાષ્ટ્રીય આંદોલનોના ઐતિહાસિક તથા આર્થિક અભ્યાસમાં શોધવો જોઈએ?

એ વાતમાં કશું આશ્ચર્ય નથી કે શ્રીમાનો સેમ્કોવ્સ્કીઓ, લીબમાનો, અને યુર્કેવિચોએ આ સવાલ ઉઠાવવાનો વિચાર સુદ્ધાં નથી કર્યો અને પોતાને માર્ક્સવાદી કાર્યક્રમની "અસ્પષ્ટતા" વિશે માત્ર ઉપહાસપૂર્વક નાક ચઢાવવા પૂરતા જ મર્યાદિત રાખ્યા છે. રાષ્ટ્રોના આત્મનિર્ણયના સવાલની છણાવટ ફક્ત ૧૯૦૩ના રશિયન કાર્યક્રમમાં[36] જ નહિ પરંતુ ૧૮૯૬ની લંડન આંતરરાષ્ટ્રીય કોંગ્રેસના ઠરાવમાં (તેની વિગતવાર છણાવટ હું યોગ્ય સ્થળે કરીશ) પણ કરવામાં આવી છે એ હકીકત તેઓ પોતાના ભોળપણમાં કદાચ નહિ જાણતા હોય એમ લાગે છે. એથી ઘણી વધારે આશ્ચર્યની હકીકત તો એ છે કે સંબંધિત મુદ્દાના કહેવાતા અમૂર્ત તથા આધિભૌતિકવાદી સ્વરૂપ વિશે ભારે મોટાં ભાષણો આરડતી રોઝા લુક્ઝેમ્બુર્ગ પોતે જ અમૂર્તતા તથા આધિભૌતિકવાદના પાપમાં લપસી પડે છે. સમસ્યાનું હાર્દ કાનૂની વ્યાખ્યાઓમાં છે કે આખી દુનિયાનાં રાષ્ટ્રીય આંદોલનોના અનુભવમાં છે એ સવાલ પોતાની જાતને સ્પષ્ટ તથા ચોક્કસ રીતે ક્યાંય પણ પૂછ્યા વગર વારંવાર આત્મનિર્ણય વિશેની સામાન્યોક્તિઓમાં (રાષ્ટ્રની ઇચ્છાની કેવી રીતે ખાતરી કરવી એ બાબત પરત્વેના ખૂબ રમૂજી અન્વીક્ષણ સહિત) ભટકનાર તો રોઝા લુક્ઝેમ્બુર્ગ પોતે જ છે.

આ સવાલના કોઈ માર્ક્સવાદીથી ટાળી ન શકાય એવા ચોક્કસ નિરૂપણે રોઝા લુક્ઝેમ્બુર્ગની નવ-દશાંશ દલીલોના પાયા સત્વર ઉખેડી નાખ્યા હોત. રાષ્ટ્રીય આંદોલનો રશિયામાં કંઈ પહેલી જ વાર નથી ઉત્પન્ન થયાં, વળી એ આંદોલનો આ એક જ દેશનું વિશિષ્ટ લક્ષણ પણ નથી. સામંતશાહી ઉપરના મૂડીવાદના વિજયનો યુગ આખી દુનિયામાં રાષ્ટ્રીય આંદોલનો સાથે સંકળાયેલો રહ્યો છે. એ આંદોલનોનો આર્થિક આધાર એ હકીકત છે કે પણ્ય-ઉત્પાદનનો સંપૂર્ણ વિજય સિદ્ધ કરવા માટે મૂડીદાર વર્ગે પોતાના દેશનું બજાર સર કરવું જ પડે, એક જ ભાષા બોલતી પ્રજાના રાજકીય રીતે સંયુક્ત પ્રદેશો ધરાવવા જ પડે, અને એ ભાષાના વિકાસના માર્ગમાંથી તેમ જ સાહિત્યમાં તેના દૃઢીકરણના માર્ગમાંથી સર્વ અવરોધોને હઠાવવા જ પડે. ભાષા માનવીય વહેવારનું અધિકતમ મહત્ત્વનું સાધન છે. આધુનિક મૂડીવાદને અનુરૂપ પાયા ઉપરના યથાર્થ રીતે મુક્ત અને વિસ્તૃત વેપારી વહેવાર માટે, પોતાના બધા અલગ અલગ વર્ગોમાં વસતિના મુક્ત અને બહોળા વર્ગીકરણ માટે, અને છેલ્લે, બજાર અને નાના કે મોટા દરેકે દરેક માલિક, ખરીદદાર, તથા વેચનાર વચ્ચે ગાઢ સંબંધ સ્થાપિત કરવા માટે ભાષાની એકતા અને તેનો વણઅવરોધિત વિકાસ સૌથી વધારે મહત્ત્વની શરતોમાંની એક છે.

એટલે આપણા રાષ્ટ્રીય આંદોલનનું વલણ એવાં **રાષ્ટ્રીય રાજ્યોની** સ્થાપના તરફ છે કે જેમાં આધુનિક મૂડીવાદની આ જરૂરિયાતો વધારેમાં વધારે સંતોષાય. અધિકતમ ગહનગંભીર આર્થિક બળો એ લક્ષ્યની દિશામાં લઈ જઈ રહ્યાં છે અને એટલે મૂડીવાદી યુગમાં આખા પશ્ચિમી યુરોપ માટે જ નહિ પરંતુ સમગ્ર સભ્ય દુનિયા માટે રાષ્ટ્રીય રાજ્ય જ **લાક્ષણિક** અને ધોરણસરની અવસ્થા છે.

ફળસ્વરૂપ, રાષ્ટ્રોના આત્મનિર્ણયનો અર્થ આપણે કાનૂની વ્યાખ્યાઓની ચાલાકીભરી રમત વડે અથવા અમૂર્ત વ્યાખ્યાઓ "ઉપજાવી કાઢીને" નહિ પરંતુ રાષ્ટ્રીય આંદોલનોની ઐતિહાસિક તથા આર્થિક પરિસ્થિતિનું પરીક્ષણ કરીને સમજવા ઈચ્છીએ તો આપણે અનિવાર્ય રીતે એવા નિષ્કર્ષ પર પહોંચીશું કે રાષ્ટ્રોના આત્મનિર્ણયનો અર્થ છે એ રાષ્ટ્રોનું પરાયા રાષ્ટ્રીય લોકસમૂહોથી રાજકીય પાર્થક્ય, સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યની સ્થાપના.

આત્મનિર્ણયના અધિકારનો અર્થ રાજ્ય રૂપે અલગ અસ્તિત્વ સિવાય બીજો કશો સમજવો એ કેમ ખોટું ગણાશે તેનાં હજુ વધારે કારણો આપણે આગળ જતાં જોઈશું. અત્યારે તો અમે એવા અનિવાર્ય નિષ્કર્ષનું "ખંડન" કરવાના રોઝા લુક્ઝેમ્બુર્ગના પ્રયાસોની છણાવટ કરીશું કે રાષ્ટ્રીય રાજ્યની સ્થાપનાની જહેમત ઊંડા આર્થિક પાયાઓ ઉપર આધારિત છે.

'રાષ્ટ્રીયતા અને આંતરરાષ્ટ્રીયતા' નામની કાઉત્સ્કીની પુસ્તિકાથી રોઝા લુક્ઝેમ્બુર્ગ પૂરી રીતે પરિચિત છે. (*«Die Neue Zeit»*[37] અંક ૧ની પુરવણી, ૧૯૦૭–૧૯૦૮; રશિયન ભાષાંતર રીગાના સામયિક 'નાઊચનાયા મીસ્લ'[38]માં ૧૯૦૮માં પ્રકાશિત.) એ પુસ્તિકાના ચોથા ફકરામાં રાષ્ટ્રીય રાજ્યના સવાલનું ચીવટભર્યું પૃથક્કરણ કર્યા પછી કાઉત્સ્કી* એવા નિષ્કર્ષ પર આવે છે કે ઓટો બાઉએર "રાષ્ટ્રીય રાજ્યનું સર્જન કરવાની ઝંખનાની તાકાતનું **ન્યૂનમૂલ્યાંકન** કરે છે" (પૃષ્ઠ ૨૩), એ વાત રોઝા લુક્ઝેમ્બુર્ગ જાણે છે. તે પોતે જ કાઉત્સ્કીના નીચેના શબ્દો ટાંકે છે: "રાષ્ટ્રીય રાજ્ય રાજ્યનું એવું રૂપ છે કે જે

---

*૧૯૧૬માં લેખના પુનર્મુદ્રણની તૈયારી કરતી વેળા લેનિને આ જ જગ્યાએ એક ખાસ નોંધ ઉમેરી હતી: "વાચકને એ વાત યાદ કરવાની વિનંતિ કરવામાં આવે છે કે ૧૯૦૯ સુધી, કાઉત્સ્કીની સરસ પુસ્તિકા 'સત્તાના માર્ગે' બહાર પડી ત્યાં સુધી, કાઉત્સ્કી તકવાદનો વિરોધી હતી અને તે પોતાના વિચારો બદલી નાખીને તકવાદનો સમર્થક તો ૧૯૧૦–૧૯૧૧ દરમિયાન તથા વિશેષ રૂપે ૧૯૧૪–૧૯૧૬ દરમિયાન બન્યો."

વર્તમાન સમયની પરિસ્થિતિમાં **અધિકતમ અનુકૂળ છે**" (અર્થાત્ મધ્યકાલીન, મૂડીવાદપૂર્વેની, વગેરે પરિસ્થિતિથી ભિન્ન એવી મૂડીવાદી, સભ્ય, આર્થિક રીતે પ્રગતિશીલ પરિસ્થિતિ), "એ એવું રૂપ છે કે જેમાં તે પોતાનાં કર્ત્તવ્યોને વધારેમાં વધારે સફળતાથી પૂરાં કરી શકે" (અર્થાત્ મૂડીવાદનો અધિકતમ મુક્ત, અધિકતમ બહોળો, અને વધારેમાં વધારે ઝડપી વિકાસ સિદ્ધ કરવાનું કર્ત્તવ્ય). આમાં આપણે કાઉત્સ્કીની છેવટની એથી પણ વધારે ચોક્કસ વાત ઉમેરવી જ જોઈએ: બહુરાષ્ટ્રીય રાજ્યો (રાષ્ટ્રીય રાજ્યોથી ભિન્ન એવાં પ્રજા-રાજ્યોના નામે ઓળખાતાં રાજ્યો) "હંમેશાં એવાં રાજ્યો હોય છે કે જેમાં આંતરિક બંધારણ એક યા બીજા કારણસર વિકૃત અથવા અલ્પવિકસિત" (પછાત) "રહી ગયું હોય છે." એ કહેવાની જરૂર નથી કે કાઉત્સ્કી વિકૃતિનો ઉલ્લેખ વિકસતા મૂડીવાદની જરૂરિયાતોને જે વધારેમાં વધારે અનુકૂળ હોય તેની સાથેની સુસંગતતાના અભાવના એકમાત્ર અર્થમાં કરે છે.

હવે સવાલ એ છે કે કાઉત્સ્કીના આ ઐતિહાસિક આર્થિક નિષ્કર્ષો પ્રત્યે રોઝા લુક્ઝેમ્બુર્ગે કેવું વલણ ધારણ કર્યું છે? એ નિષ્કર્ષો સાચા છે કે ખોટા? પોતાના ઐતિહાસિક-આર્થિક સિદ્ધાંતમાં કાઉત્સ્કી સાચો છે, કે જેનો સિદ્ધાંત પાયામાં મનોવૈજ્ઞાનિક છે એ બાઉએર સાચો છે? બાઉએરનો અસંદિગ્ધ "રાષ્ટ્રીય તકવાદ," સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાનો તેનો બચાવ, તેની રાષ્ટ્રવાદી ઘેલછા (કાઉત્સ્કીના શબ્દોમાં "રાષ્ટ્રીય પાસા ઉપર ક્યાંક ક્યાંક ભાર"), તેણે કરેલી "રાષ્ટ્રીય પાસાની ભારે મોટી અતિશયોક્તિ" તથા તેને થઈ ગયેલું "આંતરરાષ્ટ્રીય પાસાનું તદ્દન વિસ્મરણ" (કાઉત્સ્કી)—અને રાષ્ટ્રીય રાજ્યના સર્જનની ઝંખનાની તાકાતના તેના ન્યૂનમૂલ્યાંકન વચ્ચે શો સંબંધ છે?

રોઝા લુક્ઝેમ્બુર્ગે આ સવાલને તો ઉઠાવ્યો પણ નથી. એ સંબંધ તેના ધ્યાનમાં જ નથી આવ્યો. બાઉએરના સૈદ્ધાંતિક વિચારોની **સમગ્રતાને** તેણે તોળી નથી જોઈ. તેણે રાષ્ટ્રીય સવાલના ઐતિહાસિક-આર્થિક અને મનોવૈજ્ઞાનિક સિદ્ધાંતોની ભિન્નતાદર્શી તુલના પણ નથી કરી. કાઉત્સ્કીની ટીકામાં તે નીચેના શબ્દો પૂરતી જ મર્યાદિત રહી છે:

> "...આ 'ઉત્તમ' રાષ્ટ્રીય રાજ્ય ફક્ત અમૂર્ત વિચારણા છે જેનો સૈદ્ધાંતિક રીતે સહેલાઈથી વિકાસ સાધી શકાય અને બચાવ કરી શકાય, પરંતુ જેનો વાસ્તવિકતા સાથે મેળ ખાતો નથી." (*«Przegląd Socjaldemokratyczny»* ૧૯૦૮, નંબર ૬, પૃષ્ઠ ૪૯૯.)

અને આ હિંમતભર્યા નિવેદનની પુષ્ટિ રૂપે તેની પાછળ પાછળ એવા અર્થની દલીલો આવે છે કે નાનાં રાજ્યોના "આત્મનિર્ણયના અધિકાર"ને મોટી મૂડીવાદી સત્તાઓના વિકાસે તથા સામ્રાજ્યવાદે માયાવત્ બનાવી દીધો છે. રોઝા લુક્ઝેમ્બુર્ગ પૂછે છે: "જેની સ્વતંત્રતા જ 'યુરોપના સંઘ'ની રાજકીય લડત તથા રાજનૈતિક રમતનું પરિણામ છે એવા ઔપચારિક રીતે સ્વતંત્ર મોન્તેનેગ્રિનો, બલ્ગારિયનો, રુમાનિયનો, સર્બો, ગ્રીકો અને અમુક અંશે સ્વિટ્ઝરર્લૅન્ડવાસીઓ પણ, ઇત્યાદિના 'આત્મનિર્ણય' વિશે કોઈ ગંભીરતાથી વાત કરી શકે ખરું?"! (પૃષ્ઠ ૫૦૦). પરિસ્થિતિને અધિકતમ અનુકૂળ રાજ્ય "કાઉત્સ્કી માને છે તેમ રાષ્ટ્રીય રાજ્ય નહિ પરંતુ ધાડપાડુ રાજ્ય છે." બ્રિટિશ, ફ્રેંચ, અને બીજા સાંસ્થાનિક પ્રદેશોના કદવિસ્તારને લગતા કેટલાક ડઝન આંકડા ટાંકવામાં આવ્યા છે.

એવી દલીલો વાંચતાં **કઈ બાબત શી** છે એ ન સમજવા માટે લેખિકાએ કેવી હિકમત કરી છે તેના વિશે અજાયબી અનુભવ્યા વગર રહી શકાય નહિ. ગંભીરતાનો ડોળ કરીને કાઉત્સ્કીને એમ શીખવવું કે નાનાં રાજ્યો આર્થિક રીતે મોટાં રાજ્યોને પરાધીન હોય છે, બીજાં રાષ્ટ્રોના લૂંટફાટિયા દમન માટે મૂડીવાદી રાજ્યોની વચ્ચે સંઘર્ષ ચાલી રહ્યો છે, સામ્રાજ્યવાદ અને સંસ્થાનો અસ્તિત્વ ધરાવે છે — આ સર્વમાં ચાલાકી બતાવવાની હાસ્યાસ્પદ રીતે બાલિશ કોશિશોની ગંધ આવે છે કેમ કે એ બધાને વિષય સાથે જરા પણ સંબંધ નથી. ફક્ત નાનાં રાજ્યો જ નહિ પરંતુ, દાખલા તરીકે, રશિયા પણ "સમૃદ્ધ" મૂડીવાદી દેશોની સામ્રાજ્યવાદી ધિરાણ-મૂડીની તાકાતને આર્થિક રીતે તદ્દન પરાધીન છે. ફક્ત નાનકડાં બાલ્કન રાજ્યો જ નહિ પરંતુ માર્ક્સે 'મૂડી'[39]માં નિર્દેશ કર્યો છે તેમ ઓગણીસમી સદીમાં અમેરિકા પણ આર્થિક રીતે યુરોપનું સંસ્થાન હતું. કાઉત્સ્કી અને પ્રત્યેક માર્ક્સવાદી એ વિશે બેશક વાકેફ છે, પરંતુ રાષ્ટ્રીય આંદોલનો તથા રાષ્ટ્રીય રાજ્યના સંબંધમાં તેનું આમ કે તેમ કશું મહત્ત્વ નથી.

રોઝા લુક્ઝેમ્બુર્ગે મૂડીવાદી સમાજમાં રાષ્ટ્રોના રાજકીય આત્મનિર્ણયને સ્થાને અને રાજ્યો તરીકેની તેમની સ્વતંત્રતાને સ્થાને, તેમની આર્થિક સ્વતંત્રતાનો સવાલ મૂકી દીધો છે. મૂડીવાદી રાજ્યમાં સંસદની સર્વોચ્ચતાની, અર્થાત્ લોકોના પ્રતિનિધિઓની સભાની સર્વોચ્ચતાની, જે માગણી કાર્યક્રમમાં રજૂ થયેલી છે તેને વિશે ચર્ચા કરતી વખતે કોઈ માણસ પૂર્ણ રીતે સાચી પ્રતીતિનું વિવરણ કરે કે મૂડીવાદી દેશમાં રાજ્યનો અમલ ભલે ગમે તેવો હોય તોપણ

તેમાં મોટી મૂડીનું જ વર્ચસ્વ હોય છે, તો તેમાં જેટલી બુદ્ધિમતા હોય એટલી જ બુદ્ધિમતા ઉપરોક્ત વાતમાં છે.

એ વાતમાં મુદ્દલ સંદેહ નથી કે અધિકતમ વસતિ ધરાવતા એશિયા ખંડનો મોટો ભાગ કાં તો "પ્રબળ રાજ્યો"નાં સંસ્થાનોનો બનેલો છે અથવા રાષ્ટ્રો તરીકે અત્યંત પરાધીન અને ઉત્પીડિત હોય એવાં રાજ્યોનો બનેલો છે. પરંતુ આ સર્વવિદિત સંજોગ શું એ નિર્વિવાદ હકીકતને કોઈ પણ રીતે હચમચાવી દઈ શકે ખરો કે ખુદ એશિયામાં પણ્ય-ઉત્પાદનના અધિકતમ પરિપૂર્ણ વિકાસ માટેની પરિસ્થિતિ, મૂડીવાદની અધિકતમ મુક્ત અધિકતમ બહોળી અને વધારેમાં વધારે ઝડપી વૃદ્ધિ માટેની પરિસ્થિતિ, ફક્ત જાપાનમાં જ, અર્થાત્ એક સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યમાં જ, ઉત્પન્ન થઈ છે? એ રાજ્ય મૂડીવાદી રાજ્ય છે અને એટલે તેણે પોતે જ બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરવાનું અને સંસ્થાનોને ગુલામ બનાવી દેવાનું શરૂ કરી દીધું છે. અમે એ કહી શકીએ એમ નથી કે મૂડીવાદની પડતી થતાં પહેલાં યુરોપની જેમ સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યોની પદ્ધતિનું સાફ રૂપ ધારણ કરવાનો સમય એશિયાને મળશે કે નહિ; પરંતુ એ તો નિર્વિવાદ હકીકત રહે જ છે કે એશિયાને જાગ્રત કરી દઈને મૂડીવાદે એ ખંડમાં પણ દરેક ઠેકાણે રાષ્ટ્રીય આંદોલનો ઉત્પન્ન કરી દીધાં છે, એ આંદોલનોનું વલણ એશિયામાં રાષ્ટ્રીય રાજ્યોના સર્જનની દિશામાં છે, મૂડીવાદના વિકાસ માટેની ઉત્તમ પરિસ્થિતિ ચોક્કસ રીતે એવાં રાજ્યો જ સુનિશ્ચિત કરે છે. એશિયાનો અનુભવ કાઉત્સ્કીની **તરફેણમાં** અને રોઝા લુક્ઝેમ્બુર્ગની **વિરુદ્ધમાં** બોલે છે.

એ જ પ્રમાણે બાલ્કન રાજ્યોનો અનુભવ પણ તેની વિરુદ્ધ જ બોલે છે કેમ કે હવે તો સૌકોઈ જોઈ શકે છે કે બાલ્કન પ્રદેશમાં મૂડીવાદના વિકાસ માટેની ઉત્તમ પરિસ્થિતિ એ દ્વીપકલ્પમાં સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યોના સર્જનના ચોક્કસ પ્રમાણમાં જ સર્જાય છે.

એટલે રોઝા લુક્ઝેમ્બુર્ગ ગમે તેમ કરે તોપણ આખી પ્રગતિશીલ સભ્ય માનવજાતિનો દાખલો, બાલ્કન પ્રદેશોનો દાખલો, તથા એશિયાનો દાખલો એ વાત સાબિત કરે છે કે કાઉત્સ્કીની રજૂઆત તદ્દન સાચી છે: રાષ્ટ્રીય રાજ્ય મૂડીવાદનો નિયમ અને તેનું "ધોરણ" છે; બહુરાષ્ટ્રીય રાજ્ય કાં તો પછાતપણાનું પ્રતિનિધિત્વ કરતું હોય છે અથવા અપવાદ હોય છે. રાષ્ટ્રીય સંબંધોની દૃષ્ટિએ મૂડીવાદના વિકાસ માટેની ઉત્તમ પરિસ્થિતિ નિસ્સંદેહ રાષ્ટ્રીય રાજ્ય જ પૂરી પાડે છે. અલબત્ત, આનો અર્થ એ નથી કે મૂડીવાદી સંબંધો

ઉપર આધારિત એવું રાજ્ય રાષ્ટ્રોના શોષણ તથા ઉત્પીડનનો અંત આણી દઈ શકે. તેનો અર્થ ફક્ત એટલો જ છે કે રાષ્ટ્રીય રાજ્યોના સર્જનની જહેમત પેદા કરતાં પ્રબળ **આર્થિક** પરિબળોની બાબતમાં માર્ક્સવાદીઓ નજરચૂક ન જ કરી શકે. તેનો અર્થ એ છે કે માર્ક્સવાદીઓના કાર્યક્રમમાં "રાષ્ટ્રોનો આત્મનિર્ણય" ઐતિહાસિક-આર્થિક દૃષ્ટિએ રાજકીય આત્મનિર્ણય સિવાય, રાજકીય સ્વાધીનતા સિવાય, રાષ્ટ્રીય રાજ્યની સ્થાપના સિવાય, બીજો કશો અર્થ **ન જ** ધરાવી **શકે**.

"રાષ્ટ્રીય રાજ્ય"ની મૂડીવાદી-લોકશાહીવાદી માગણીનું માર્ક્સવાદી, અર્થાત્ સર્વહારા વર્ગીય, દૃષ્ટિબિંદુથી સમર્થન કઈ શરતે કરી શકાય તેની વિગતવાર છણાવટ આગળ ઉપર કરવામાં આવશે. અત્યારે તો અમે "આત્મનિર્ણયના" **ખયાલની** વ્યાખ્યા પૂરતા જ મર્યાદિત રહીશું, અને ફક્ત એ વાતની નોંધ લઈશું કે રોઝા લુક્ઝેમ્બુર્ગ એ ખયાલના અર્થની ("રાષ્ટ્રીય રાજ્ય") **જાણકારી ધરાવે** છે પરંતુ લીબમાનો, સેમ્કોવ્સ્કીઓ, તથા યુર્કેવિચો જેવા તેના તકવાદી પક્ષપાતીઓ તો **એટલું પણ નથી જાણતા**!

## ૨. સવાલની ઐતિહાસિક રીતે નક્કર રજૂઆત

કોઈ પણ સામાજિક સવાલના પરીક્ષણની બાબતમાં માર્ક્સવાદી સિદ્ધાંતની અસંદિગ્ધ માગણી એ છે કે સવાલનું પરીક્ષણ **નિશ્ચિત** ઐતિહાસિક મર્યાદાઓની અંતર્ગત કરવામાં આવે, અને એ સવાલ કોઈ ખાસ દેશને લગતો હોય (ઉદાહરણાર્થ, કોઈ એક ખાસ દેશ માટેનો રાષ્ટ્રીય કાર્યક્રમ) તો એ દેશને એ જ ઐતિહાસિક યુગની અંતર્ગત બીજા દેશોથી ભિન્ન દર્શાવતાં વિશિષ્ટ લક્ષણોની ઉપર ઉચિત ધ્યાન આપવામાં આવે.

માર્ક્સવાદની એ અસંદિગ્ધ માગણીને આપણી ચર્ચાના સવાલ ઉપર લાગુ કરવામાં આવે તો એ શું સૂચવે છે?

સૌપ્રથમ તો એ એવું અર્થસૂચન કરે છે કે રાષ્ટ્રીય આંદોલનના સંબંધમાં મૂડીવાદના એકબીજાથી મૂળભૂત રીતે જુદા પડતા બે યુગો વચ્ચે સ્પષ્ટ ભિન્નતાદર્શક રેખા અંકિત થવી જ જોઈએ. એક તરફ, સામંતશાહી અને આપખુદશાહીના પતનનો યુગ, મૂડીવાદી-લોકશાહીવાદી સમાજ તથા રાજ્યના નિર્માણનો યુગ, જ્યારે રાષ્ટ્રીય આંદોલનો પહેલી જ વાર આમ આંદોલનો બને છે અને એક યા બીજી રીતે વસતિના **તમામ** વર્ગોને અખબારો, પ્રતિનિધિ-સંસ્થાઓમાં કાર્ય, ઇત્યાદિ દ્વારા રાજકારણમાં ખેંચે છે. બીજી બાજુ આપણને

ઉપર આધારિત એવું રાજ્ય રાષ્ટ્રોના શોષણ તથા ઉત્પીડનનો અંત આણી દઈ શકે. તેનો અર્થ ફક્ત એટલો જ છે કે રાષ્ટ્રીય રાજ્યોના સર્જનની જહેમત પેદા કરતાં પ્રબળ **આર્થિક** પરિબળોની બાબતમાં માર્ક્સવાદીઓ નજરચૂક ન જ કરી શકે. તેનો અર્થ એ છે કે માર્ક્સવાદીઓના કાર્યક્રમમાં "રાષ્ટ્રોનો આત્મનિર્ણય" ઐતિહાસિક-આર્થિક દૃષ્ટિએ રાજકીય આત્મનિર્ણય સિવાય, રાજકીય સ્વાધીનતા સિવાય, રાષ્ટ્રીય રાજ્યની સ્થાપના સિવાય, બીજો કશો અર્થ **ન જ** ધરાવી શકે.

"રાષ્ટ્રીય રાજ્ય"ની મૂડીવાદી-લોકશાહીવાદી માગણીનું માર્ક્સવાદી, અર્થાત્ સર્વહારા વર્ગીય, દૃષ્ટિબિંદુથી સમર્થન કઈ શરતે કરી શકાય તેની વિગતવાર છણાવટ આગળ ઉપર કરવામાં આવશે. અત્યારે તો અમે "આત્મનિર્ણયના" **ખયાલની** વ્યાખ્યા પૂરતા જ મર્યાદિત રહીશું, અને ફક્ત એ વાતની નોંધ લઈશું કે રોઝા લુક્ઝેમ્બુર્ગ એ ખયાલના અર્થની ("રાષ્ટ્રીય રાજ્ય") **જાણકારી ધરાવે** છે પરંતુ લીબમાનો, સેમ્કોવ્સ્કીઓ, તથા યુર્કેવિચો જેવા તેના તકવાદી પક્ષપાતીઓ તો **એટલું પણ નથી જાણતા!**

## ૨. સવાલની ઐતિહાસિક રીતે નક્કર રજૂઆત

કોઈ પણ સામાજિક સવાલના પરીક્ષણની બાબતમાં માર્ક્સવાદી સિદ્ધાંતની અસંદિગ્ધ માગણી એ છે કે સવાલનું પરીક્ષણ **નિશ્ચિત** ઐતિહાસિક મર્યાદાઓની અંતર્ગત કરવામાં આવે, અને એ સવાલ કોઈ ખાસ દેશને લગતો હોય (ઉદાહરણાર્થ, કોઈ એક ખાસ દેશ માટેનો રાષ્ટ્રીય કાર્યક્રમ) તો એ દેશને એ જ ઐતિહાસિક યુગની અંતર્ગત બીજા દેશોથી ભિન્ન દર્શાવતાં વિશિષ્ટ લક્ષણોની ઉપર ઉચિત ધ્યાન આપવામાં આવે.

માર્ક્સવાદની એ અસંદિગ્ધ માગણીને આપણી ચર્ચાના સવાલ ઉપર લાગુ કરવામાં આવે તો એ શું સૂચવે છે?

સૌપ્રથમ તો એ એવું અર્થસૂચન કરે છે કે રાષ્ટ્રીય આંદોલનના સંબંધમાં મૂડીવાદના એકબીજાથી મૂળભૂત રીતે જુદા પડતા બે યુગો વચ્ચે સ્પષ્ટ ભિન્નતાદર્શક રેખા અંકિત થવી જ જોઈએ. એક તરફ, સામંતશાહી અને આપખુદશાહીના પતનનો યુગ, મૂડીવાદી-લોકશાહીવાદી સમાજ તથા રાજ્યના નિર્માણનો યુગ, જ્યારે રાષ્ટ્રીય આંદોલનો પહેલી જ વાર આમ આંદોલનો બને છે અને એક યા બીજી રીતે વસતિના **તમામ** વર્ગોને અખબારો, પ્રતિનિધિ-સંસ્થાઓમાં કાર્ય, ઈત્યાદિ દ્વારા રાજકારણમાં ખેંચે છે. બીજી બાજુ આપણને

સુનિશ્ચિત રીતે સ્થપાઈ ગયેલાં એવાં મૂડીવાદી રાજ્યોનો યુગ જોવા મળે છે કે જે લાંબા સમયથી પ્રસ્થાપિત બંધારણીય અમલ ધરાવે છે અને જેમાં સર્વહારા વર્ગ તથા મૂડીદાર વર્ગ વચ્ચેની પ્રબળ રીતે વિકસિત દુશ્મનાવટ અસ્તિત્વ ધરાવે છે — જેને મૂડીવાદના પતનની પૂર્વવેળાનો યુગ કહી શકાય એવો યુગ આપણને જોવા મળે છે.

પ્રથમ યુગની લાક્ષણિક વિશેષતાઓ છે રાષ્ટ્રીય આંદોલનોનો ઉદ્ભવ, અને સામાન્ય રૂપે રાજકીય સ્વતંત્રતા તથા વિશેષ રૂપે પ્રજાકીય અધિકારોના સંબંધમાં વસતિના અધિકતમ સંખ્યા ધરાવતા તથા વધારેમાં વધારે "ઢીલા" વિભાગને, અર્થાત્ કિસાનોને, એ આંદોલનોમાં આકર્ષી લેવામાં આવ્યા તે. બીજા યુગની લાક્ષણિક વિશેષતાઓ છે આમ મૂડીવાદી-લોકશાહીવાદી આંદોલનોનો અભાવ અને એ હકીકત કે વેપારી વહેવાર દ્વારા પહેલેથી જ સંબંધિત રાષ્ટ્રોને વિકસિત મૂડીવાદ એકબીજાની વધારે નજીક લાવવાની સાથે, તથા વધતા જતા પ્રમાણમાં તેમને અરસપરસ હળતા મળતા કરવાની સાથે, આંતરરાષ્ટ્રીય પાયા પર એકતાબદ્ધ મૂડી અને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલન વચ્ચેની દુશ્મનાવટને મોખરે લાવે છે.

બેશક, કોઈ દીવાલ એ બે યુગોને નોખા પાડતી નથી; સંખ્યાબંધ સંક્રમણાત્મક કડીઓ વડે એ યુગો સંકળાયેલા છે, અને પોતપોતાના રાષ્ટ્રીય વિકાસની ઝડપ, પોતપોતાની રાષ્ટ્રીય સંરચના, તથા પોતપોતાની વસતિની વહેંચણી, ઇત્યાદિ બાબતોમાં વિભિન્ન દેશો એકબીજાથી જુદા પડે છે. કોઈ અમુક દેશના માર્ક્સવાદીઓ આ સામાન્ય ઐતિહાસિક તથા નક્કર રાજ્યવિષયક પરિસ્થિતિને ધ્યાનમાં લીધા વગર પોતાનો રાષ્ટ્રીય કાર્યક્રમ ઘડી શકે જ નહિ.

અને બરાબર અહીં જ રોઝા લુક્ઝેમ્બુર્ગની દલીલોનો નબળામાં નબળો મુદ્દો આપણી સમક્ષ આવી જાય છે. અમારા કાર્યક્રમના નવમા મુદ્દાની વિરુદ્ધ "આકરા" શબ્દોના સંગ્રહને તે પોતાના લેખમાં ઠાંસી ઠાંસીને ભરે છે અને એ મુદ્દાને "ચવાયેલી વાત" "ઉટપટાંગ રીત", "આધિભૌતિકવાદી વાક્ય", ઇત્યાદિ તરીકે જાહેર કરીને તેની અણથંભ વગોવણી કરે છે. આધિભૌતિકવાદને (માર્ક્સવાદી અર્થમાં, એટલે કે દ્વંદ્વવાદવિરોધના અર્થમાં) તથા ખાલી અમૂર્ત વિચારણાઓને આટલી ભવ્ય રીતે વખોડી કાઢનાર લેખિકા સવાલનું નક્કર ઐતિહાસિક પૃથક્કરણ કરવાની રીતનું ઉદાહરણ પૂરું પાડે એવી અપેક્ષા સ્વાભાવિક છે. આપણે એક ચોક્કસ દેશના — રશિયાના — માર્ક્સવાદીઓના એક ચોક્કસ સમય માટેના — વીશમી સદીના પ્રારંભના સમય માટેના —

રાષ્ટ્રીય કાર્યક્રમની ચર્ચા કરી રહ્યા છીએ. પરંતુ રોઝા લુક્ઝેમ્બુર્ગ એ સવાલ ઉઠાવે છે ખરી કે રશિયા **કયા ઐતિહાસિક** યુગમાંથી પસાર થઈ રહ્યું છે, એ **ખાસ** સમય દરમિયાન એ **ખાસ** દેશના રાષ્ટ્રીય સવાલનાં તથા રાષ્ટ્રીય આંદોલનોનાં **નક્કર** લક્ષણો **કયાં છે**?

**ના! એ વિશે તે મુદ્દલ કશું જ કહેતી નથી!** વર્તમાન ઐતિહાસિક સમયમાં **રશિયામાં** રાષ્ટ્રીય સવાલની શી સ્થિતિ છે તેના અથવા આ ખાસ બાબતમાં **રશિયાનાં** વિશિષ્ટ લક્ષણોના પૃથક્કરણની છાયા સરખી તમને તેની કૃતિમાં જોવા નહિ મળે.

આપણને કહેવામાં આવ્યું છે કે બાલ્કન-પ્રદેશમાં રાષ્ટ્રીય સવાલ આયર્લૅંડ કરતાં જુદી રીતનો છે, ૧૮૪૮ની નક્કર પરિસ્થિતિમાં પોલૅંડ તથા ઝેકોસ્લોવાકિયાનાં રાષ્ટ્રીય આંદોલનોનું મૂલ્યાંકન માર્ક્સે એ રીતે જ કર્યું હતું (પાનું ભરીને માર્ક્સનાં લખાણોમાંથી અવતરણો), ઑસ્ટ્રિયાની વિરુદ્ધ સ્વિટ્ઝર્લૅન્ડના વનપ્રદેશોના સંઘર્ષનું તથા ૧૩૧૫માં લડાયેલી મોર્ગાર્ટેનની લડાઈનું મૂલ્યાંકન ઍંગેલ્સે એ રીતે જ કરેલું (પાનું ભરીને ઍંગેલ્સનાં લખાણોમાંથી લીધેલાં અવતરણો અને કાઉત્સ્કીની યથોચિત ટિપ્પણીઓ), સોળમી સદીમાં જર્મનીમાં થયેલા કિસાન-જંગને લાસાલે પ્રત્યાઘાતી ગણાવ્યો હતો, ઇત્યાદિ.

એમ તો ન જ કહી શકાય કે આ વિચારો અને અવતરણો પોતાની નવીનતાને કારણે જુદાં તરી આવે છે, પરંતુ ગમે તેમ તોયે વાચક માટે એ વાતને ફરી ફરીને યાદ કરવાનું રસપ્રદ છે કે અલગ અલગ દેશોમાં ઉપસ્થિત નક્કર ઐતિહાસિક સવાલોનું પૃથક્કરણ માર્ક્સ, ઍંગેલ્સ, અને લાસાલ ચોક્કસ રૂપમાં કેવી રીતે કરતા. અને માર્ક્સ તથા ઍંગેલ્સનાં લખાણોમાંથી લીધેલાં આ બોધપ્રદ અવતરણોનું એક નિરીક્ષણ જ એ વાતને અત્યંત સચોટ રીતે જાહેર કરી દે છે કે રોઝા લુક્ઝેમ્બુર્ગે પોતાની જાતને કેવી હાસ્યાસ્પદ સ્થિતિમાં મૂકી દીધી છે. વિભિન્ન દેશોમાં વિભિન્ન સમયે નક્કર ઐતિહાસિક પૃથક્કરણની આવશ્યકતા વિશે તે છટાદાર અને રોષભરી વાણીમાં ઉપદેશ આપે છે, પરંતુ વીશમી સદીની શરૂઆતમાં **રશિયા** મૂડીવાદના વિકાસની **કઈ** ઐતિહાસિક કક્ષામાંથી પસાર થઈ રહ્યું છે કે પછી આ દેશમાં રાષ્ટ્રીય સવાલનાં **વિશિષ્ટ લક્ષણો** કયાં છે એ નક્કી કરવાનો **જરા પણ** પ્રયત્ન તે કરતી નથી. રોઝા લુક્ઝેમ્બુર્ગે તો **બીજાઓએ** આ સવાલ પ્રત્યે માર્ક્સવાદી ઢબે કેવું વલણ અપનાવ્યું છે તેનાં ઉદાહરણો આપ્યાં છે, જાણે કેમ જાણી જોઈને એ વાત ઉપર ભાર મૂકતી હોય

કે ઘણી વાર નેક ઇરાદાઓ પણ કેવી રીતે દોજખને રસ્તે લઈ જતા હોય છે, ઘણી વાર સારી સલાહ પણ અમલમાં એ સલાહ પ્રમાણે વર્તવાની અનિચ્છા અથવા અશક્તિને કેવી રીતે ઢાંકી દેતી હોય છે.

આ જુઓ તેની એક જ્ઞાનવર્ધક તુલના. પોલૅંડની સ્વાધીનતાની માગણીનો વિરોધ વ્યક્ત કરતી વેળા રોઝા લુક્ઝેમ્બુર્ગ પોતાની ૧૮૯૮ની કૃતિનો ઉલ્લેખ કરે છે. પોતાના ઔદ્યોગિક ઉત્પાદનનો માલ રશિયાને વેચતા "પોલૅંડનો" ઝડપી "ઔદ્યોગિક વિકાસ" તેણે એ કૃતિમાં પુરવાર કર્યો છે. એ કહેવાની જરૂર નથી કે એ બાબત ઉપરથી આત્મનિર્ણયના **અધિકારના** સવાલ વિશે કોઈ પણ જાતનો નિષ્કર્ષ ન જ તારવી શકાય; એથી તો ફક્ત એટલું જ સાબિત થાય છે કે પુરાણું જાગીરદારોથી ભરેલું પોલૅંડ હવે અદૃશ્ય થઈ ગયું છે, ઇત્યાદિ. પરંતુ રોઝા લુક્ઝેમ્બુર્ગ હંમેશાં અગમ્ય રીતે એવા નિષ્કર્ષ ઉપર ઊતરી જાય છે કે રશિયા અને પોલૅંડને સંયુક્ત કરતાં પરિબળોમાં હવે આધુનિક મૂડીવાદી સંબંધોનાં શુદ્ધ રીતે આર્થિક પરિબળો જ પ્રધાનતા ધરાવે છે.

એ પછી આપણી રોઝા સ્વાયત્તતાના સવાલ ઉપર પહોંચે છે, અને તેના લેખનું શીર્ષક **સામાન્ય રૂપમાં** 'રાષ્ટ્રીય સવાલ અને સ્વાયત્તતા' હોવા છતાં તે એવી દલીલ કરવાનું શરૂ કરી દે છે કે પોલૅંડના રાજ્યને સ્વાયત્તતાનો **વિશિષ્ટ** અધિકાર છે (જુઓ — 'પ્રોસ્વેશ્ચેનિયે' ૧૯૧૩, નંબર ૧૨*). પોલૅંડના સ્વાયત્તતાના અધિકારનું સમર્થન કરવા માટે રોઝા લુક્ઝેમ્બુર્ગ રશિયાની રાજ્ય-પ્રણાલીને દેખીતી રીતે જ તેનાં આર્થિક અને રાજકીય તથા સામાજિક લક્ષણો તેમ જ રોજિંદા જીવનના આધારે મૂલવે છે — વિશિષ્ટ લક્ષણોની એવી સમગ્રતાના આધારે મૂલવે છે કે જેને એકસાથે જોઈએ તો એ "એશિયાઈ આપખુદશાહી"નો ખયાલ ઉત્પન્ન કરે છે (*«Przegląd»*, નંબર ૧૨, પૃષ્ઠ ૧૩૭).

એ તો સામાન્ય રીતે સુવિદિત છે કે જ્યાં આર્થિક પદ્ધતિમાં મૂડીવાદપૂર્વેનાં પૂર્ણ રીતે પિતૃપ્રધાન વિશિષ્ટ લક્ષણો પ્રધાનતા ધરાવતાં હોય અને જ્યાં પણ્ય-ઉત્પાદન તથા વર્ગ-ભેદોનો ભાગ્યે જ વિકાસ થયો હોય એવી પરિસ્થિતિમાં એ પ્રકારની રાજ્ય-પ્રણાલી ખૂબ ભારે સ્થાયિત્વ ધરાવતી હોય છે.

---

*જુઓ લેનિનનો 'રાષ્ટ્રીય સવાલ વિશે ટીકાત્મક વિચારો' નામક લેખ. — સં.

પરંતુ, જ્યાં રાજ્ય-પ્રણાલી મૂડીવાદપૂર્વેના સમયનું ખૂબ સ્પષ્ટ લક્ષણ ધરાવતી હોય એવા દેશમાં જો સુનિશ્ચિત રાષ્ટ્રીય સીમાઓ તથા ઝડપી મૂડીવાદી વિકાસ ધરાવતો કોઈ પ્રદેશ હોય તો એ પ્રદેશનો મૂડીવાદ જેટલી વધારે ઝડપથી વિકસે એટલા વધારે પ્રમાણમાં તેની અને મૂડીવાદપૂર્વેની રાજ્ય-પ્રણાલી વચ્ચેની દુશ્મનાવટ વધશે, અને એટલી જ વધારે સંભવિત એ વાત બનશે કે અધિક પ્રગતિશીલ પ્રદેશ આખા દેશથી — જેની જોડે પોતે "આધુનિક મૂડીવાદી" બંધનોથી નહિ પરંતુ "એશિયાઈ આપખુદશાહી"નાં બંધનોથી બંધાયેલો હોય છે એ આખા દેશથી — અલગ થઈ જાય.

એ રીતે, મૂડીવાદી પોલૅંડના સંબંધમાં રશિયાની સરકારના સામાજિક માળખાના સવાલની બાબતમાં પણ રોઝા લુક્ઝેમ્બુર્ગની દલીલો ભૂલભરેલી છે; અને રશિયાનાં રાષ્ટ્રીય આંદોલનોનાં નક્કર ઐતિહાસિક, વિશિષ્ટ લક્ષણોના સવાલને લઈએ તો — એ સવાલને રોઝા લુક્ઝેમ્બુર્ગે ઉઠાવ્યો પણ નથી.

અને અમે હવે એ જ સવાલની છણાવટ કરીશું.

## ૩. રશિયામાં રાષ્ટ્રીય સવાલનાં નક્કર વિશિષ્ટ લક્ષણો અને રશિયાની મૂડીવાદી-લોકશાહીવાદી પુનર્ઘટના

"...'રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકાર'નો સિદ્ધાંત કે જે ખાલી પિષ્ટપેષણ છે તેની લચીલાઈ છતાં અને તે કેવળ રશિયામાં વસતી પ્રજાઓને જ નહિ પરંતુ જર્મની અને ઑસ્ટ્રિયામાં, સ્વિટ્ઝર્લૅન્ડ અને સ્વિડનમાં, અમેરિકા અને ઑસ્ટ્રેલિયામાં, વસતી પ્રજાઓને પણ સ્પષ્ટ રૂપે એકસરખી રીતે જ લાગુ થઈ શકે એવો હોવા છતાં, તેનો ઉલ્લેખ આપણને વર્તમાન સમયની એક પણ સમાજવાદી પાર્ટીના કાર્યક્રમમાં જોવા મળતો નથી..." (*«Przegląd»* નંબર ૬, પૃષ્ઠ ૪૮૩).

માર્ક્સવાદી કાર્યક્રમના નવમા મુદ્દાની વિરુદ્ધ પોતાની જેહાદની શરૂઆતમાં રોઝા લુક્ઝેમ્બુર્ગ આ શબ્દો લખે છે. કાર્યક્રમના આ મુદ્દાના ખયાલને "ખાલી પિષ્ટપેષણ" તરીકે આપણી ઉપર ઠોકી બેસાડવાના પોતાના પ્રયાસમાં રોઝા લુક્ઝેમ્બુર્ગ પોતે જ એ ભૂલનો ભોગ બની જાય છે અને રમૂજ ઉપજાવે એવી ઉદ્ધતાઈ સાથે દલીલ કરે છે કે એ મુદ્દો રશિયા, જર્મની, ઇત્યાદિને "સ્પષ્ટ રૂપે એકસરખી રીતે જ લાગુ થઈ શકે એવો" છે.

અમારો જવાબ આ છે: સાફ છે કે રોઝા લુક્ઝેમ્બુર્ગે પોતાના લેખને નિશાળનાં બાળકોના અભ્યાસ માટે તર્કની ભૂલોનો ઉચિત સંગ્રહ બનાવવાનું નક્કી કર્યું છે. કારણ કે રોઝા લુક્ઝેમ્બુર્ગની આ નિંદાવર્ષા તદ્દન બકવાદ છે અને સવાલની ઐતિહાસિક રીતે નક્કર રજૂઆતની ઠેકડી સમાન છે.

માર્ક્સવાદી કાર્યક્રમનું બાલિશ રીતે નહિ પરંતુ માર્ક્સવાદી રીતે અર્થઘટન કરવામાં આવે તો એ અનુમાન લગાવવું જરા પણ મુશ્કેલ નથી કે નિર્દેશ મૂડીવાદી-લોકશાહીવાદી રાષ્ટ્રીય આંદોલનો પ્રત્યે છે. જો બાબત એમ હોય, અને બાબત નિસ્સંદેહ એમ જ છે, તો "સ્પષ્ટ" છે કે એ કાર્યક્રમ "ચવાયેલી વાત", "ઉટપટાંગ રીત" વગેરે તરીકે મૂડીવાદી-લોકશાહીવાદી રાષ્ટ્રીય આંદોલનોના **બધા** જ દાખલાઓ પ્રત્યે નિર્દેશ કરે છે. અને રોઝા લુક્ઝેમ્બુર્ગે આ વાત વિશે જરા પણ વિચાર કર્યો હોત તો એવો નિષ્કર્ષ તેને માટે પણ જરાયે ઓછો સ્પષ્ટ ન બન્યો હોત કે અમારો કાર્યક્રમ **ફક્ત** એવા જ દાખલાઓ પ્રત્યે નિર્દેશ કરે છે જ્યાં એવું આંદોલન વસ્તુત: અસ્તિત્વમાં હોય.

આ સ્વાભાવિક વાતો ઉપર તેણે વિચાર કર્યો હોત તો રોઝા લુક્ઝેમ્બુર્ગને સહેલાઈથી સમજાઈ ગયું હોત કે પોતે કેવો અર્થહીન લવારો કરી રહી છે. **અમારી ઉપર** "ચવાયેલી વાત" રટવાનો આરોપ લગાવવામાં તે **અમારી વિરુદ્ધ** એવી દલીલનો ઉપયોગ કરે છે કે જ્યાં મૂડીવાદી-લોકશાહીવાદી આંદોલનો અસ્તિત્વમાં જ **નથી** એવા દેશોના કાર્યક્રમોમાં આત્મનિર્ણયના અધિકારનો કશો જ ઉલ્લેખ નથી. અસાધારણ ચાલાકીની દલીલ કરી છે!

વિભિન્ન દેશોના રાજકીય અને આર્થિક વિકાસની તેમ જ તેમના માર્ક્સવાદી કાર્યક્રમોની તુલના માર્ક્સવાદની દૃષ્ટિએ બેહદ મહત્ત્વ ધરાવે છે કેમ કે એ વાતમાં મુદ્દલ શંકા હોઈ શકે જ નહિ કે બધાં આધુનિક રાજ્યો સર્વસામાન્ય મૂડીવાદી પ્રકૃતિ ધરાવે છે અને વિકાસના સર્વસામાન્ય નિયમને આધીન છે. પરંતુ એવી તુલના સમજણપૂર્વક કરવી જોઈએ. એ માટે પ્રાથમિક રીતે આવશ્યક શરત એ છે કે જે દેશોની તુલના કરવામાં આવે એ દેશોના વિકાસના ઐતિહાસિક યુગો કોઈ રીતે **તુલનીય** છે કે નહિ એ બાબતનું સ્પષ્ટીકરણ થાય. દાખલા તરીકે, માત્ર તદ્દન નાદાન લોકો જ (જેમ કે 'રૂસ્સકાયા મીસ્લ'[40]માં લખનાર પ્રિન્સ યે૦ ત્રુબેત્સ્કોય) રશિયન માર્ક્સવાદીઓના જમીન સંબંધી કાર્યક્રમની પશ્ચિમ યુરોપના માર્ક્સવાદીઓના જમીન સંબંધી કાર્યક્રમોની સાથે "સરખામણી કરવાની" હિંમત કરે, કારણ કે અમારો કાર્યક્રમ તો **મૂડીવાદી-લોકશાહીવાદી** જમીન-સુધારાઓને લગતા સવાલનો

ઉકેલ રજૂ કરે છે જ્યારે પશ્ચિમી દેશોમાં એવો સવાલ અસ્તિત્વમાં જ નથી.

રાષ્ટ્રીય સવાલને પણ એ જ વાત લાગુ થાય છે. મોટા ભાગના પશ્ચિમી દેશોમાં એ સવાલ લાંબા વખત પહેલાં જ ઉકેલાઈ ગયો છે. જેનું અસ્તિત્વ જ ન હોય એવા સવાલોના ઉકેલોને પશ્ચિમ યુરોપના કાર્યક્રમોમાં ગોતવા એ હાસ્યાસ્પદ વાત છે. આ બાબતમાં અધિકતમ મહત્ત્વની વાત જ રોઝા લુક્ઝેમ્બુર્ગના ધ્યાન બહાર રહી ગઈ છે, અર્થાત્, જ્યાં મૂડીવાદી-લોકશાહીવાદી પુનર્ઘટના લાંબા વખત પહેલાં જ પરિપૂર્ણ થઈ ગઈ છે એવા દેશો અને જ્યાં એ હજુ સુધી પરિપૂર્ણ નથી થઈ એવા દેશો વચ્ચેના તફાવતની વાત.

એ તફાવત જ સમસ્યાનું હાર્દ છે.

એ તફાવતની રોઝા લુક્ઝેમ્બુર્ગે કરેલી તદ્દન અવગણના તેના અત્યંત લાંબા લેખને ખાલીખમ નિરર્થક પિષ્ટપેષણના સંગ્રહમાં પલટાવી નાખે છે.

યુરોપખંડના પશ્ચિમી દેશોમાં મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિઓનો યુગ સારી પેઠે સુનિશ્ચિત સમયને, લગભગ ૧૭૮૯થી ૧૮૭૧ સુધીના સમયને, આવરી લે છે. બરાબર એ જ સમય રાષ્ટ્રીય આંદોલનોનો અને રાષ્ટ્રીય રાજ્યોના સર્જનનો કાળ હતો. જ્યારે એ સમયનો અંત આવ્યો ત્યારે પશ્ચિમ યુરોપ એવાં મૂડીવાદી રાજ્યોની સુસ્થાપિત પદ્ધતિમાં રૂપાંતરિત થઈ ગયું હતું કે જે સામાન્ય નિયમ તરીકે રાષ્ટ્રીય દૃષ્ટિએ સમરૂપ રાજ્યો હતાં. એટલે, વર્તમાન સમયના પશ્ચિમ યુરોપિયન સમાજવાદીઓના કાર્યક્રમોમાં આત્મનિર્ણયના અધિકારને ગોતવો એ માર્ક્સવાદના **કખગના** પોતાના અજ્ઞાનને ઉઘાડું પાડવા સમાન છે.

પૂર્વ યુરોપમાં અને એશિયામાં મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિઓનો યુગ ૧૯૦૫માં જ શરૂ થયો. રશિયા, ઈરાન, તુર્કી અને ચીનમાં ક્રાંતિઓ તથા બાલ્કન-પ્રદેશમાં યુદ્ધો—આપણા "પૂર્વ"માં **આપણા** યુગની વિશ્વવ્યાપી મહત્ત્વ ધરાવતી ઘટનાઓની શૃંખલા એવી છે. અને ઘટનાઓની એ શૃંખલામાં, રાષ્ટ્રીય રીતે સ્વાધીન અને રાષ્ટ્રીય રીતે સમરૂપ રાજ્યોનું સર્જન કરવાની જહેમત કરતાં મૂડીવાદી-લોકશાહીવાદી રાષ્ટ્રીય આંદોલનોની **આખી હારમાળાના** ઉદ્ભવને ફક્ત અંધ માણસ જ ન જોઈ શકે. રશિયા અને તેના પાડોશી દેશો આ યુગમાંથી પસાર થઈ રહ્યા છે એ હકીકતરૂપી ચોક્કસ અને એકમાત્ર કારણસર જ આપણે માટે આપણા કાર્યક્રમમાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકાર વિશેની કલમ જરૂરી છે.

પરંતુ, રોઝા લુક્ઝેમ્બુર્ગના લેખના અવતરણને આપણે થોડુંક આગળ ચલાવીએ. તે લખે છે:

"...ખાસ કરીને, જેમાં અત્યંત પચરંગી પ્રજાઓ વસે છે અને જેને માટે રાષ્ટ્રીય સવાલ પ્રથમ કક્ષાનું મહત્ત્વ ધરાવે છે એવા રાજ્યમાં કામ કરતી પાર્ટીના — ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના — કાર્યક્રમમાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારના સિદ્ધાંતનો ઉલ્લેખ નથી" (એ જ લેખ).

આમ, "ખાસ કરીને" ઑસ્ટ્રિયાનો દાખલો આપીને વાચકને ખાતરી કરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એ દાખલાનું આપણે નક્કર ઐતિહાસિક હકીકતોના પ્રકાશમાં પરીક્ષણ કરીએ અને જોઈએ કે એ કેટલો સંગીન છે.

પહેલી વાત તો એ કે અમે મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિની પરિપૂર્ણતાનો મૂળભૂત સવાલ ઉઠાવીએ છીએ. ઑસ્ટ્રિયામાં એ ક્રાંતિ ૧૮૪૮માં શરૂ થઈ અને ૧૮૬૭માં પૂરી થઈ. ત્યારથી લગભગ અરધી સદી સુધી ત્યાં અમલમાં રહેલું બંધારણ સમગ્ર રૂપે જોતાં સુસ્થાપિત મૂડીવાદી બંધારણ છે, અને તેના અધારે કામદારોની કાનૂની પાર્ટી કાનૂની રીતે કાર્ય કરી રહી છે.

એટલે, ઑસ્ટ્રિયાના વિકાસની અંતર્વર્તી પરિસ્થિતિમાં (અર્થાત્, સામાન્ય રૂપે ઑસ્ટ્રિયામાં અને વિશેષ રૂપે તેનાં અલગ અલગ રાષ્ટ્રોમાં મૂડીવાદના વિકાસના દૃષ્ટિકોણથી) એવી છલંગો ઉત્પન્ન કરનારાં કોઈ પરિબળો **નથી** કે જેના સહગામીઓમાં એક સંજોગ રાષ્ટ્રીય રીતે સ્વાધીન રાજ્યોનું નિર્માણ હોઈ શકે. પોતાની તુલનામાં એવી ધારણા કરી લઈને કે આ બાબતમાં રશિયાની સ્થિતિ એવી જ છે, રોઝા લુક્ઝેમ્બુર્ગ મૂળભૂત રીતે ખોટી ઐતિહાસિકતાવિરોધી ધારણા કરે છે એટલું જ નહિ, પરંતુ તે અનાયાસે વિસર્જનવાદમાં પણ લપસી પડે છે.

બીજી વાત એ કે આપણે જે સવાલની ઉપર વિચાર કરી રહ્યા છીએ એ સવાલની બાબતમાં, ઑસ્ટ્રિયાની પ્રજાઓ વચ્ચેના અને રશિયાની પ્રજાઓ વચ્ચેના તદ્દન ભિન્ન સંબંધો ખાસ રીતે મહત્ત્વના છે. લાંબા સમય સુધી ઑસ્ટ્રિયા જર્મનોની પ્રબળતા ધરાવતું રાજ્ય હતું એટલું જ નહિ, પરંતુ ઑસ્ટ્રિયન જર્મનોએ સમગ્ર જર્મન રાષ્ટ્રની આગેવાનીનો દાવો કરેલો. રોઝા લુક્ઝેમ્બુર્ગ (જેને ચવાયેલી વાતો, પિષ્ટપેષણ, અને અમૂર્ત વિચારણાઓ... પ્રત્યે દેખીતી રીતે ખૂબ અણગમો છે) એટલું યાદ કરવાની ભલમનસાઈ કદાચ બતાવશે કે એ "દાવા"નો ૧૮૬૬ના યુદ્ધમાં પરાજય થયો હતો. ઑસ્ટ્રિયામાં પ્રબળતા ધરાવતી જર્મન પ્રજા, આખરે ૧૮૭૧માં અસ્તિત્વમાં આવેલા સ્વાધીન જર્મન રાજ્યની **સીમાઓની બહાર** રહી ગઈ. બીજી બાજુ, સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યનું

સર્જન કરવાનો હંગેરિયનોનો પ્રયત્ન, ખેતગુલામોના બનેલા રશિયન લશકરના પ્રહારોના પરિણામે, ૧૮૪૯ જેટલો વહેલો જ પડી ભાંગ્યો.

આ રીતે એક વિચિત્ર પરિસ્થિતિ ઉત્પન્ન થઈ: હંગેરિયનોએ અને પછી ઝેક લોકોએ પણ, ઑસ્ટ્રિયાથી અલગ થવાની નહિ પરંતુ એથી ઊલટું ઑસ્ટ્રિયાની અખંડતાને કાયમ રાખવાની કોશિશ કરી, અને એ કોશિશ ચોક્કસ રીતે રાષ્ટ્રીય સ્વાધીનતાના રક્ષણના ઉદ્દેશથી જ થઈ, કારણ કે એવી કોશિશ ન થઈ હોત તો વધારે ઘાતકી અને જોરાવર પાડોશીઓએ એ રાષ્ટ્રીય સ્વાધીનતાને તદ્દન કચડી જ નાખી હોત! આવી વિચિત્ર પરિસ્થિતિને કારણે ઑસ્ટ્રિયાએ એક દ્વિકેંદ્રીય (દ્વિવિધ) રાજ્યનું રૂપ ધારણ કર્યું, અને હવે તે એક ત્રિકેંદ્રીય (ત્રિવિધ) રાજ્યમાં રૂપાંતરિત થઈ રહ્યું છે (જર્મનો, હંગેરિયનો, સ્લાવ લોકો).

આની સાથે સરખાવી શકાય એવું કશું રશિયામાં છે ખરું? આપણા દેશમાં બદતર રાષ્ટ્રીય ઉત્પીડનના ભયને કારણે રશિયનોની જોડે એકતા સાધવાની "બિનરશિયનો"ની કોશિશો ચાલે છે ખરી?

આ એક જ સવાલ પૂછો એટલે સમજાઈ જશે કે રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની બાબતમાં રશિયા અને ઑસ્ટ્રિયાની તુલના કરવી એ નિરર્થક, પિષ્ટપેષણનું, અને અબુધતાનું કામ છે.

રાષ્ટ્રીય સવાલને લગતી રશિયાની વિશિષ્ટ પરિસ્થિતિ ઑસ્ટ્રિયામાં જોવામાં આવતી પરિસ્થિતિ કરતાં તદ્દન ઊલટી છે. રશિયા એક જ રાષ્ટ્રીય કેંદ્ર ધરાવતું રાજ્ય છે—એ કેંદ્ર છે રશિયા. રશિયનો એક વિશાળ અને અખંડ ભૂમિ ધરાવતા પ્રદેશમાં વસે છે અને તેમની સંખ્યા લગભગ સાત કરોડની છે. આ રાષ્ટ્રીય રાજ્યનાં વિશિષ્ટ લક્ષણો નીચે મુજબ છે: પ્રથમ—"બિનરશિયનો" (જે સમગ્ર રૂપે જોતાં આખી વસતિની બહુસંખ્યા—૫૭ ટકા—બની રહે છે) સીમાવર્તી ક્ષેત્રોમાં વસે છે. બીજું—એ બિનરશિયનોનું ઉત્પીડન પાડોશી રાજ્યોમાં થતા ઉત્પીડન કરતાં (અને કેવળ યુરોપીય રાજ્યોની સરખામણીમાં જ નહિ) ઘણું વધારે આકરું છે. ત્રીજું—ઘણા દાખલાઓમાં સીમાવર્તી ક્ષેત્રોમાં વસતી ઉત્પીડિત પ્રજાઓના સીમા પાર વસતા બંધુપ્રજાજનો વધારે રાષ્ટ્રીય સ્વાધીનતા ભોગવતા હોય છે (રાજ્યના પશ્ચિમ અને દક્ષિણ સીમાપ્રદેશોમાં વસતા ફિન્લૅંડના વતનીઓ, સ્વિડનના વતનીઓ, પોલૅંડના વતનીઓ, ઉક્રાઈનાના વતનીઓ અને રુમાનિયાના વતનીઓનો ઉલ્લેખ પૂરતો થશે). ચોથું—મૂડીવાદનો વિકાસ અને સંસ્કૃતિનું સામાન્ય ધોરણ કેંદ્ર કરતાં

સીમાવર્તી ક્ષેત્રોમાં વસતી "બિનરશિયન પ્રજાઓ"માં ઘણી વાર વધારે ઉચ્ચ હોય છે. છેલ્લે—બરાબર પાડોશના એશિયાઈ દેશોમાં જ આપણને ઉઠાવ પામતી મૂડીવાદી ક્રાંતિઓ તથા રાષ્ટ્રીય ચળવળો જોવા મળે છે અને એ ક્રાંતિઓ તથા ચળવળો રશિયાની સીમાઓની અંદર વસતી એ જ પ્રજાઓની ઉપર પણ અમુક અંશે પ્રભાવ પાડે છે.

એ રીતે, રશિયામાં રાષ્ટ્રીય સવાલનાં નક્કર ઐતિહાસિક વિશિષ્ટ લક્ષણો જ વર્તમાન યુગમાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને સ્વીકૃતિ આપવાની બાબતને આપણા દેશ માટે વિશેષ રૂપે તાકીદની બાબત બનાવી દે છે.

વળી, રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની સ્વીકૃતિ ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદીઓના કાર્યક્રમમાં સમાવિષ્ટ નથી એવું રોઝા લુક્ઝેમ્બુર્ગનું કથન શુદ્ધ હકીકતોની દૃષ્ટિએ પણ ખોટું છે. જેમાં રાષ્ટ્રીય કાર્યક્રમ અપનાવવામાં આવ્યો હતો એ બ્રૂન કૉંગ્રેસની કાર્યનોંધોને જ ફક્ત ખોલી જોવાની જરૂર છે. સમગ્ર ઉક્રાઈનિયન પ્રતિનિધિમંડળ વતી ઉક્રાઈનિયન સામાજિક-લોકશાહીવાદી ગાન્કેવિચે (કાર્યનોંધ—પૃષ્ઠ ૮૫) અને સમગ્ર પોલિશ પ્રતિનિધિમંડળ વતી પોલિશ સામાજિક-લોકશાહીવાદી રેગેરે (કાર્યનોંધ—પૃષ્ઠ ૧૦૮) કરેલાં એવી મતલબનાં નિવેદનો તેમાં જોવા મળશે કે બન્ને ઉપરોક્ત રાષ્ટ્રોના ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદીઓની એક આકાંક્ષા રાષ્ટ્રીય એકતા તેમ જ પોતાનાં રાષ્ટ્રો માટે આઝાદી અને સ્વાધીનતા પ્રાપ્ત કરવાની છે. એટલે, રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનો પોતાના કાર્યક્રમમાં સીધી રીતે સમાવેશ ન કરવા છતાં ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી પોતાના કેટલાક **વિભાગોને** રાષ્ટ્રીય સ્વાધીનતાની માગણી આગળ ધરવાની છૂટ આપે છે. હકીકતમાં આનો અર્થ બેશક રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની સ્વીકૃતિ જ છે! એ રીતે, રોઝા લુક્ઝેમ્બુર્ગનો ઑસ્ટ્રિયા વિશેનો ઉલ્લેખ **બધી** દૃષ્ટિએ રોઝા લુક્ઝેમ્બુર્ગની જ **વિરુદ્ધ** જાય છે.

### ૪. રાષ્ટ્રીય સવાલમાં "વ્યાવહારિકતા"

તકવાદીઓએ રોઝા લુક્ઝેમ્બુર્ગની એ દલીલને ખાસ રીતે ઝડપી લીધી છે કે અમારા કાર્યક્રમના નવમા મુદ્દામાં "વ્યાવહારિક" કશું જ નથી. એ દલીલથી રોઝા લુક્ઝેમ્બુર્ગ એટલી બધી ઉમંગમાં આવી ગઈ છે કે પોતાના લેખના અમુક ભાગોમાં એ "સૂત્ર"નું તેણે એક જ પાનામાં આઠ આઠ વાર પુનરાવર્તન કર્યું છે.

તે લખે છે: નવમો મુદ્દો "સર્વહારા વર્ગની દૈનંદિન નીતિ વિશે મુદ્દલ વ્યાવહારિક માર્ગદર્શન આપતો નથી, રાષ્ટ્રીય સમસ્યાઓનો કોઈ પણ વ્યાવહારિક ઉકેલ રજૂ કરતો નથી."

નવમો મુદ્દો કાં તો તદ્દન જ નિરર્થક છે અથવા તે આપણને બધી જ રાષ્ટ્રીય આકાંક્ષાઓનું સમર્થન કરવા બાંધી લે છે, એવી રીતે બીજે સ્થળે પણ નિરૂપિત થતી એ દલીલને હવે આપણે તપાસી જોઈએ.

રાષ્ટ્રીય સવાલની બાબતમાં "વ્યાવહારિકતા"ની માગણી શું અર્થસૂચન કરે છે?

કાં તો બધી જ રાષ્ટ્રીય આકાંક્ષાઓનું સમર્થન; અથવા પ્રત્યેક રાષ્ટ્રની બાબતમાં પાર્થક્યના સવાલનો "હા કે ના"માં જવાબ; કે પછી રાષ્ટ્રીય માગણીઓ સામાન્ય રૂપે તત્કાળ "અમલમાં મૂકી શકાય".

હવે આપણે "વ્યવહારિકતા"ની માગણીના આ ત્રણેય શક્ય અર્થોનું પરીક્ષણ કરીએ.

પ્રત્યેક રાષ્ટ્રીય આંદોલનની શરૂઆતમાં આગેવાન (નેતા) તરીકે સ્વાભાવિક રીતે જ બહાર પડનાર મૂડીદાર વર્ગ બધી રાષ્ટ્રીય આકાંક્ષાઓના સમર્થનને વ્યાવહારિક ગણાવે છે. પરંતુ રાષ્ટ્રીય સવાલની બાબતમાં સર્વહારા વર્ગની નીતિ (બીજા સવાલોની જેમ જ) મૂડીદાર વર્ગનું ફક્ત એક નિશ્ચિત દિશામાં જ સમર્થન કરે છે; મૂડીદાર વર્ગની નીતિ જોડે તે પૂરેપૂરો મેળ કદી નથી ખાતી. કામદાર વર્ગ મૂડીદાર વર્ગનું સમર્થન કરે છે તે ફક્ત રાષ્ટ્રીય શાંતિ હાંસલ કરવા માટે જ (એવી શાંતિ મૂડીદાર વર્ગ પૂર્ણ રીતે સ્થાપી શકે જ નહિ, એ તો ફક્ત **પરિપૂર્ણ** લોકશાહીમાં જ સિદ્ધ થઈ શકે), સમાન અધિકારો હાંસલ કરવા માટે જ, અને વર્ગસંઘર્ષ માટે ઉત્તમ સંજોગોનું સર્જન કરવા ખાતર જ. એટલે, રાષ્ટ્રીય સવાલની બાબતમાં, બરાબર મૂડીદાર વર્ગની **વ્યાવહારિકતાની વિરુદ્ધ** જ સર્વહારાઓ પોતાના **સિદ્ધાંતો** આગળ ધરે છે; તેઓ મૂડીદાર વર્ગને હંમેશાં **ફક્ત શરતી** ટેકો જ આપે છે. રાષ્ટ્રીય બાબતોમાં મૂડીદાર વર્ગ હંમેશાં **પોતાના** જ રાષ્ટ્ર માટે વિશેષાધિકારોની અથવા તેને માટે આગવા લાભોની કોશિશ કરે છે; અને તેને "વ્યાવહારિક" હોવું ગણવામાં આવે છે. સર્વહારા વર્ગ બધી જાતના વિશેષાધિકારોનો અને બધી જાતના અપવાદોનો વિરોધ કરે છે. તેણે "વ્યાવહારિક" બનવું જોઈએ એવી માગણી કરનારાઓ મૂડીદાર વર્ગની પૂંછડી પાછળ ઘસડાય છે અને તકવાદમાં ગબડી પડે છે.

પ્રત્યેક રાષ્ટ્રની બાબતમાં પાર્થક્યના સવાલનો જવાબ, "હા કે ના" માં આપવાની માગણી લાગે છે તો ખૂબ "વ્યાવહારિક" પણ હકીકતમાં એ માગણી બેહૂદી છે; સિદ્ધાંતની દૃષ્ટિએ એ આધિભૌતિકવાદી છે, અને વ્યવહારમાં એ સર્વહારા વર્ગને મૂડીદાર વર્ગની નીતિની આધીનતામાં ધકેલી દે છે. મૂડીદાર વર્ગ પોતાની રાષ્ટ્રીય માગણીઓને હંમેશાં મોખરે મૂકે છે. એ માગણીઓને તે અસંદિગ્ધ રીતે આગળ ધરે છે. પરંતુ, સર્વહારા વર્ગની દૃષ્ટિમાં એ માગણીઓ વર્ગસંઘર્ષનાં હિતોને આધીન છે. સૈદ્ધાંતિક દૃષ્ટિએ, એ વાતની અગાઉથી ખાતરી આપવાનું અશક્ય છે કે અમુક દેશનું બીજા દેશથી પાર્થક્ય અથવા તેની બીજા દેશ સાથેની સમાનતા મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિને પરિપૂર્ણ કરશે જ; પરંતુ **બન્ને બાબતોમાં** સર્વહારા વર્ગ માટે મહત્ત્વની વાત છે પોતાના વર્ગના વિકાસને સુનિશ્ચિત કરવો તે. મૂડીદાર વર્ગ માટે મહત્ત્વની વાત એ છે કે તે "પોતાના" રાષ્ટ્રનાં ધ્યેયોને આ વિકાસનાં ધ્યેયોથી આગળના સ્થાન પર ધકેલી દઈને આ વિકાસને અવરોધે. એટલે જ, એમ કહી શકાય કે સર્વહારા વર્ગ કોઈ પણ રાષ્ટ્રને બાંયધરીઓ આપ્યા વગર, બીજા રાષ્ટ્રને **ભોગે કશું** આપવાની જવાબદારી લીધા વગર, પોતાને આત્મનિર્ણયના **અધિકારની** સ્વીકૃતિની અભાવાત્મક માગણી પૂરતો જ મર્યાદિત રાખે છે.

આ કદાચ "વ્યાવહારિક" ન હોય, પરંતુ હકીકતમાં એ બધા જ શક્ય ઉકેલોમાંથી અધિકતમ લોકશાહીવાદી ઉકેલની સિદ્ધિની ઉત્તમ બાંયધરી છે. સર્વહારા વર્ગને **ફક્ત** આવી બાંયધરીઓની જ જરૂર છે, જ્યારે પ્રત્યેક રાષ્ટ્રનો મૂડીદાર વર્ગ તો **તેના પોતાનાં** હિતોની બાંયધરીઓ માગે છે, તેને એ વાતની પરવા નથી હોતી કે બીજાં રાષ્ટ્રોની શી સ્થિતિ છે (અથવા એથી બીજાં રાષ્ટ્રોને શા સંભવિત ગેરલાભો છે).

મૂડીદાર વર્ગને વધારેમાં વધારે રસ અમુક માગણીની "સફળતાની શક્યતા"માં હોય છે—એટલે જ તેની નીતિ હંમેશાં સર્વહારા વર્ગના ભોગે બીજાં રાષ્ટ્રોના મૂડીદાર વર્ગો જોડે સમાધાન કરી લેવાની હોય છે. પરંતુ સર્વહારા વર્ગને માટે તો મહત્ત્વની વાત છે મૂડીદાર વર્ગની વિરુદ્ધ પોતાના વર્ગને મજબૂત બનાવવો તે, અને લોકસમુદાયોને સુસંગત લોકશાહીની તથા સમાજવાદની ભાવનાની કેળવણી આપવી તે.

આ વાત તકવાદીઓની નજરમાં કદાચ "વ્યાવહારિક" ન હોય, પરંતુ સામંતી જમીનદારો અને **રાષ્ટ્રવાદી** મૂડીદાર વર્ગની હયાતી છતાં રાષ્ટ્રીય સમાનતા અને શાંતિની એકમાત્ર સાચી ગેરંટી એ જ છે.

પ્રત્યેક રાષ્ટ્રના **રાષ્ટ્રવાદી** મૂડીદાર વર્ગની દૃષ્ટિમાં રાષ્ટ્રીય સવાલ સંબંધી સર્વહારાઓનું સમગ્ર કર્ત્તવ્ય "અવ્યાવહારિક" હોય છે, કારણ કે સર્વહારાઓ દરેક પ્રકારના રાષ્ટ્રવાદના વિરોધી હોઈને "અમૂર્ત" સમાનતાની માગણી કરે છે, તેઓ એવી માગણી કરે છે કે વિશેષાધિકારો ગમે તેટલા નજીવા હોય તોપણ સિદ્ધાંતત: કોઈ પણ જાતના વિશેષાધિકારોનું અસ્તિત્વ જ ન રહે. આ વાત ન સમજી શકવાને કારણે રોઝા લુક્ઝેમ્બુર્ગે વ્યાવહારિકતાની પોતાની બેસમજ પ્રશંસા દ્વારા તકવાદીઓ માટે, અને ખાસ કરીને રશિયન રાષ્ટ્રવાદની તરફેણમાં તકવાદી છૂટછાટો માટે, આખો માર્ગ મોકળો કરી દીધો છે.

રશિયન શા માટે? કેમ કે રશિયામાં રશિયનો ઉત્પીડક રાષ્ટ્ર છે, અને રાષ્ટ્રીય સવાલની બાબતમાં તકવાદ ઉત્પીડક રાષ્ટ્રો કરતાં ઉત્પીડિત રાષ્ટ્રોમાં સ્વાભાવિક રીતે જ જુદી રીતે વ્યક્ત થાય.

ઉત્પીડિત રાષ્ટ્રોનો મૂડીદાર વર્ગ પોતાની આકાંક્ષાઓનું બિનશરતી સમર્થન કરવાનું સર્વહારા વર્ગને એ દલીલના આધારે આવાહન કરશે કે પોતાની માગણીઓ "વ્યાવહારિક" છે. સૌથી વધારે વ્યાવહારિક રીત તો એ જ છે કે બધાં અને સર્વ પ્રકારનાં રાષ્ટ્રોને પાર્થક્યનો **અધિકાર** આપવાનું સમર્થન કરવા કરતાં **કોઈ એક ખાસ** રાષ્ટ્રના પાર્થક્યની તરફેણમાં સીધીસાદી "હા" કહી દેવી.

સર્વહારા વર્ગ એવી વ્યાવહારિકતાનો વિરોધ કરે છે. સમાનતાનો અને રાષ્ટ્રીય રાજ્ય ધરાવવાના સમાન અધિકારનો સ્વીકાર કરવાની સાથે સાથે તે બધાં રાષ્ટ્રોના સર્વહારાઓની એકસંપીને સૌથી વધારે મૂલ્યવાન ગણે છે અને **તેને** સૌથી ઊંચું સ્થાન આપે છે, અને પ્રત્યેક રાષ્ટ્રીય માગણીનું તેમ જ પ્રત્યેક રાષ્ટ્રીય પાર્થક્યનું મૂલ્યાંકન કામદારોના વર્ગસંઘર્ષના **દૃષ્ટિકોણથી** કરે છે. વ્યાવહારિકતાનું આ સૂત્ર તો મૂડીવાદી આકાંક્ષાઓને સાવ આંખો **મીચીને** સ્વીકારી લેવાની હાકલ જ છે.

આપણને આમ કહેવામાં આવ્યું છે: પાર્થક્યના અધિકારનું સમર્થન કરીને તમે ઉત્પીડિત રાષ્ટ્રોના મૂડીવાદી રાષ્ટ્રવાદનું સમર્થન કરો છો. આ શબ્દો રોઝા લુક્ઝેમ્બુર્ગના છે અને તકવાદી સેમ્કોવ્સ્કીએ તેનો પડઘો પાડ્યો છે. આ સંબંધમાં આપણે એ હકીકતની નોંધ લઈએ કે વિસર્જનવાદી અખબારમાં આ સવાલને લગતા વિસર્જનવાદી વિચારોનો સેમ્કોવ્સ્કી જ એકમાત્ર પ્રતિનિધિ છે.

આ બાબતમાં અમારો જવાબ છે: ના, આ સવાલનો "વ્યાવહારિક" ઉકેલ તો મૂડીદાર વર્ગ માટે જ મહત્ત્વનો છે. કામદારો માટે મહત્ત્વની વાત

છે બન્ને વહેણોના **સિદ્ધાંતો** વચ્ચેના ભેદને પારખી લેવાની. ઉત્પીડિત રાષ્ટ્રનો મૂડીદાર વર્ગ ઉત્પીડક રાષ્ટ્રના મૂડીદાર વર્ગની વિરુદ્ધ **જેટલા પ્રમાણમાં** લડે **એટલા પ્રમાણમાં** અમે હંમેશાં, પ્રત્યેક દાખલામાં, અને બીજા કોઈ કરતાં વધારે નિશ્ચયાત્મક રીતે તેની **તરફેણમાં** છીએ; કેમ કે અમે ઉત્પીડનના વધારેમાં વધારે કટ્ટર અને પાકા દુશ્મનો છીએ. પરંતુ ઉત્પીડિત રાષ્ટ્રનો મૂડીદાર વર્ગ **તેના પોતાના** મૂડીવાદી રાષ્ટ્રવાદનું સમર્થન કરવા લાગે ત્યારે અમે તેના વિરોધીઓ છીએ. ઉત્પીડક રાષ્ટ્રના વિશેષાધિકારો તથા જોરજુલમની વિરુદ્ધ અમે લડીએ છીએ અને સાથે સાથે જ ઉત્પીડિત રાષ્ટ્રની વિશેષાધિકારો માટેની કોશિશોને અમે માફ કરતા નથી.

આપણા આંદોલનકાર્યમાં આપણે પાર્થક્યના **અધિકારનું** સૂત્ર ન ઉઠાવીએ અને તેની હિમાયત ન કરીએ તો આપણે ફક્ત મૂડીદાર વર્ગના જ નહિ પરંતુ સામંતી જમીનદારોના તેમ જ **ઉત્પીડક** રાષ્ટ્રની આપખુદશાહીના હાથનાં રમકડાં બની જઈશું. કાઉત્સ્કીએ આ દલીલ રોઝા લુક્ઝેમ્બુર્ગની વિરુદ્ધ ઘણા લાંબા વખત પહેલાં જ આગળ ધરેલી અને એ દલીલ નિર્વિવાદ છે. પોલેંડના રાષ્ટ્રવાદી મૂડીદાર વર્ગને "સહાયભૂત" ન થવાના પોતાના ઉત્સાહમાં રોઝા લુક્ઝેમ્બુર્ગ **રશિયન** માર્ક્સવાદીઓના કાર્યક્રમમાં સમાવિષ્ટ પાર્થક્યના **અધિકારનો** જ્યારે અસ્વીકાર કરે છે ત્યારે તે **હકીકતમાં** તો રશિયન યમદૂતોને સહાય કરે છે. હકીકતમાં તો તે રશિયનોના વિશેષાધિકારો પ્રત્યે (અને વિશેષાધિકારો કરતાં પણ બદતર વસ્તુઓ પ્રત્યે) તકવાદી વિવશતાના વલણને સહાય કરે છે.

પોલેંડના રાષ્ટ્રવાદની વિરુદ્ધના સંઘર્ષના પ્રવાહમાં તણાઈ જઈને રોઝા લુક્ઝેમ્બુર્ગ રશિયનોના રાષ્ટ્રવાદને ભૂલી ગઈ છે, જોકે વર્તમાન સમયે ચોક્કસ **એ** રાષ્ટ્રવાદ જ સૌથી વધારે ભયાનક છે, એ એવો રાષ્ટ્રવાદ છે કે જે મૂડીવાદી ઓછો છે અને સામંતશાહી વધારે છે, અને લોકશાહી તથા સર્વહારા વર્ગીય સંઘર્ષના માર્ગમાં ચોક્કસ રીતે એ રાષ્ટ્રવાદ જ મુખ્ય અવરોધ છે. **પ્રત્યેક** ઉત્પીડિત રાષ્ટ્રનો મૂડીવાદી રાષ્ટ્રવાદ સામાન્ય લોકશાહીવાદી તત્ત્વ ધરાવતો હોય છે અને એ તત્ત્વ ઉત્પીડનની **વિરુદ્ધ** લક્ષ્યાંકિત હોય છે. અમે એ તત્ત્વનું જ **બિનશરતી** સમર્થન કરીએ છીએ, પરંતુ સાથે સાથે જ અમે તેને રાષ્ટ્રીય અપવાદની વૃત્તિથી સખતાઈપૂર્વક અલગ તારવી દઈએ છીએ અને પોલેંડના મૂડીદાર વર્ગની યહૂદી-વિરોધી વૃત્તિની સામે લડીએ છીએ, વગેરે વગેરે.

મૂડીવાદી અને કૂપમંડૂકની દૃષ્ટિએ આ "અવ્યાવહારિક" છે; પરંતુ રાષ્ટ્રીય સવાલની બાબતમાં જો કોઈ નીતિ વ્યાવહારિક હોય, સિદ્ધાંતો ઉપર

આધારિત હોય, અને લોકશાહી, સ્વતંત્રતા, તથા સર્વહારા એકસંપીને પ્રોત્સાહિત કરતી હોય તો તે ફક્ત આ જ નીતિ છે.

સર્વને માટે પાર્થક્યના અધિકારને માન્યતા; સમગ્ર અસમાનતાને, બધા જ વિશેષાધિકારોને, તથા બધી જાતના અપવાદને હઠાવી દેવાના દૃષ્ટિકોણથી પાર્થક્યના પ્રત્યેક નક્કર સવાલનું મૂલ્યાંકન.

આપણે ઉત્પીડક રાષ્ટ્રની સ્થિતિ વિશે વિચાર કરીએ. બીજી પ્રજાઓનું ઉત્પીડન કરનારી કોઈ પણ પ્રજા આઝાદ હોઈ શકે ખરી? ના, ન હોઈ શકે. રશિયન વસતિની* આઝાદીનાં હિતો માટે એવા ઉત્પીડનની વિરુદ્ધ સંઘર્ષ આવશ્યક છે. ઉત્પીડિત રાષ્ટ્રોનાં આંદોલનોના દમનના લાંબા અને યુગજૂના ઇતિહાસે તેમ જ "ઉપલા" વર્ગો તરફથી એવા દમનની તરફેણમાં થતા પદ્ધતિસરના પ્રચારે, રશિયન જનતાની પોતાની આઝાદીના ધ્યેયના માર્ગમાં પૂર્વગ્રહો ઇત્યાદિના રૂપમાં અતિ મોટા અવરોધો ઉત્પન્ન કર્યા છે.

રશિયન યમદતો એ પૂર્વગ્રહોને જાણી જોઈને ઉશ્કેરે છે અને ફેલાવે છે. રશિયન મૂડીદાર વર્ગ તેમને નભાવી લે છે અથવા તેમની દલાલી કરે છે. એ પૂર્વગ્રહોનો પદ્ધતિસર રીતે સામનો ન કરે તો રશિયન સર્વહારા વર્ગ **તેનાં પોતાનાં** ધ્યેયોને જ પૂરાં ન કરી શકે, પોતાની જ આઝાદીનો માર્ગ સાફ ન કરી શકે.

રશિયામાં સ્વતંત્ર અને સ્વાધીન રાષ્ટ્રીય રાજ્યના નિર્માણનો વિશેષાધિકાર અત્યાર સુધી તો ફક્ત રશિયન રાષ્ટ્રને જ રહ્યો છે. અમે રશિયન સર્વહારાઓ કોઈ પણ જાતના વિશેષાધિકારનો બચાવ કરતા નથી, અને આ વિશેષાધિકારનો પણ બચાવ કરતા નથી. અમારી લડતમાં અમે હયાત રાજ્યને આધાર તરીકે લઈએ છીએ; એ હયાત રાજ્યમાં અમે બધાં જ રાષ્ટ્રોના કામદારોની એકતા સ્થાપીએ છીએ; રાષ્ટ્રીય વિકાસના આ કે તે કોઈ ખાસ રાહની અમે બાંયધરી આપી શકીએ નહિ, અમે તો અમારા વર્ગ-ધ્યેય તરફ **બધા જ** શક્ય રાહોથી આગેકૂચ કરીએ છીએ.

---

*આ શબ્દ પેરિસના લ. વ્લા. નામના કોઈ માણસને બિનમાર્ક્સવાદી લાગે છે. આ લ. વ્લા. રમૂજી રીતે «Superklug» (અતિ ચાલાક) છે. એમ લાગે છે કે આ "અતિ ચાલાક" લ. વ્લા. (વર્ગસંઘર્ષને ધ્યાનમાં રાખીને) "વસતિ", "જનતા", ઇત્યાદિ શબ્દોને અમારા ન્યૂનતમ કાર્યક્રમમાંથી હઠાવી દેવાની બાબત પર એક નિબંધ લખવાનો ઇરાદો ધરાવે છે.

પરંતુ બધા પ્રકારના રાષ્ટ્રવાદનો સામનો ન કરીએ અને વિભિન્ન રાષ્ટ્રોની સમાનતાનું સમર્થન ન કરીએ તો અમે એ લક્ષ્ય તરફ આગળ વધી ન શકીએ. દાખલા તરીકે, ભવિષ્યમાં ઉક્રાઈના એક સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરશે કે નહિ એ બાબત એવાં હજારો કારણો દ્વારા નિર્ધારિત થશે કે જેની અગાઉથી ધારણા કરી શકાય નહિ. નકામી "**અટકળો" કરવાનો** પ્રયત્ન કર્યા વગર અમે તો દૃઢતાથી એ વાતનું સમર્થન કરીએ છીએ કે જેમાં શંકાને સ્થાન જ ન હોય: એવું રાજ્ય સ્થાપવાનો ઉક્રાઈનાનો અધિકાર. અમે એ અધિકારનો આદર કરીએ છીએ; ઉક્રાઈનાવાસીઓની ઉપર રશિયનોના વિશેષાધિકારોનું અમે સમર્થન નથી કરતા; અમે લોકસમુદાયોને એ અધિકારને માન્ય કરવાની ભાવનાની **કેળવણી આપીએ છીએ,** કોઈ પણ રાષ્ટ્રના **રાજ્યવિષયક** વિશેષાધિકારોનો અસ્વીકાર કરવાની ભાવનાની **કેળવણી આપીએ છીએ.**

મૂડીવાદી ક્રાંતિઓના યુગમાં બધા દેશો જે છલાંગો ભરતા હોય છે તેમાં રાષ્ટ્રીય રાજ્યની સ્થાપનાના અધિકાર અંગેનાં ઘર્ષણો અને સંઘર્ષો શક્ય છે અને સંભવિત છે. અમે સર્વહારાઓ અગાઉથી જ જાહેર કરીએ છીએ કે રશિયન વિશેષાધિકારોનો અમે **વિરોધ** કરીએ છીએ, અને અમારું સમગ્ર પ્રચાર તથા આંદોલનકાર્ય એ નીતિ દ્વારા જ માર્ગદર્શિત થાય છે.

"વ્યાવહારિકતા"ની તલાશમાં પડેલી રોઝા લુક્ઝેમ્બુર્ગ રશિયન સર્વહારા વર્ગ તેમ જ બીજી પ્રજાઓના સર્વહારા વર્ગ એ બન્નેના **મુખ્ય** વ્યાવહારિક કર્તવ્યને ધ્યાનમાં લેવાનું ચૂકી ગઈ છે: સર્વ રાજ્યવિષયક અને રાષ્ટ્રીય વિશેષાધિકારોની વિરુદ્ધ તેમ જ બધાં રાષ્ટ્રોના પોતપોતાનું રાષ્ટ્રીય રાજ્ય સ્થાપવાના સમાન અધિકારની તરફેણમાં નિત્ય આંદોલન તથા પ્રચાર ચલાવતા રહેવાનું કર્તવ્ય. રાષ્ટ્રીય સવાલની બાબતમાં આ કર્તવ્ય (વર્તમાન સમયે) આપણું મુખ્ય કર્તવ્ય છે કેમ કે એ રીતે જ આપણે લોકશાહીનાં હિતોનું તથા બધાં રાષ્ટ્રોના બધા સર્વહારાઓની સમાનતાના આધારે રચિત એકસંપીનું રક્ષણ કરી શકીશું.

રશિયન ઉત્પીડકો તેમ જ ઉત્પીડિત રાષ્ટ્રોના મૂડીદાર વર્ગના દૃષ્ટિકોણથી (બન્ને **સ્પષ્ટ** "હા" કે "ના"ની માગણી કરે છે, અને સામાજિક-લોકશાહીવાદીઓની ઉપર "અસ્પષ્ટ" રહેવાનો આક્ષેપ મૂકે છે) આ પ્રચાર કદાચ "અવ્યાવહારિક" હોય. હકીકતમાં, આ પ્રચાર જ, અને ફક્ત આ જ પ્રચાર, લોકસમુદાયોની સાચેસાચ લોકશાહીવાદી અને સાચેસાચ સમાજવાદી કેળવણીની ખાતરી ઊભી કરે છે. રશિયા બહુરાષ્ટ્રીય રાજ્ય રહે તો રશિયામાં

રાષ્ટ્રીય શાંતિ કાયમ રાખવાની અને અલગ અલગ રાષ્ટ્રીય રાજ્યોમાં વિભાજનનો સવાલ ઊભો થાય તો એવાં રાષ્ટ્રીય રાજ્યોમાં અધિકતમ શાંતિમય વિભાજનની (અને સર્વહારા વર્ગસંઘર્ષ માટે તદ્દન હાનિરહિત) વધારેમાં વધારે શક્યતાઓને એવો પ્રચાર જ સુનિશ્ચત બનાવે છે.

આ નીતિને, રાષ્ટ્રીય સવાલની બાબતમાં એકમાત્ર સર્વહારા નીતિને, વધારે નક્કર રીતે સમજાવવા માટે અમે "રાષ્ટ્રોના આત્મનિર્ણય" પ્રત્યે રશિયન લિબરલોના વલણનું અને સ્વિડનથી નોર્વેના પાર્થક્યના ઉદાહરણનું પરીક્ષણ કરીશું.

## ૫. રાષ્ટ્રીય સવાલ અંગે લિબરલ મૂડીવાદીઓના તથા સમાજવાદી તકવાદીઓના વિચારો

આપણે જોયું કે રશિયન માર્ક્સવાદીઓના કાર્યક્રમની વિરુદ્ધ પોતાના સંઘર્ષમાં રોઝા લુક્ઝેમ્બુર્ગના હાથમાં એક "હુકમનું પત્તું" નીચેની દલીલના રૂપમાં છે: આત્મનિર્ણયના અધિકારને માન્ય કરવાનો અર્થ છે ઉત્પીડિત રાષ્ટ્રોના મૂડીવાદી રાષ્ટ્રવાદનું સમર્થન કરવું તે. બીજી તરફ તે એમ કહે છે કે એ અધિકારનો અર્થ આપણે બીજાં રાષ્ટ્રોની વિરુદ્ધ સર્વ પ્રકારના જોરજુલમનો સામનો કરવા કરતાં જરા પણ વધારે ન તારવીએ તો તેને કાર્યક્રમમાં ખાસ મુદ્દો બનાવવાની જરૂર નથી કેમ કે સામાજિક-લોકશાહીવાદીઓ સામાન્ય રૂપે સર્વ પ્રકારનાં રાષ્ટ્રીય ઉત્પીડન તથા અસમાનતાના વિરોધીઓ તો છે જ.

કાઉત્સ્કીએ લગભગ વીશ વર્ષ પહેલાં નિર્વિવાદ રીતે પુરવાર કરી દીધું હતું તેમ, પહેલી દલીલ તો પોતાના જ રાષ્ટ્રવાદનો દોષ બીજા લોકોની ઉપર ઢોળી દેવાનો દાખલો છે કેમ કે ઉત્પીડિત રાષ્ટ્રોના મૂડીદાર વર્ગના રાષ્ટ્રવાદથી ડરવામાં રોઝા લુક્ઝેમ્બુર્ગ **હકીકતમાં** રશિયનોના યમદૂત-રાષ્ટ્રવાદના હાથનું રમકડું બની જાય છે! તેની બીજી દલીલ હકીકતમાં એ સવાલ બાબત ભયવશ આંખમિચામણ છે કે રાષ્ટ્રીય સમાનતાને માન્યતા આપવામાં પાર્થક્યના અધિકારની માન્યતાનો સમાવેશ થાય છે કે નહિ? જો થતો હોય તો રોઝા લુક્ઝેમ્બુર્ગ કબૂલ કરે છે કે અમારા કાર્યક્રમનો નવમો મુદ્દો સૈદ્ધાંતિક દૃષ્ટિએ સાચો છે. જો ન થતો હોય તો તે રાષ્ટ્રીય સમાનતાને માન્ય કરતી નથી. આ બાબતમાં સવાલને મચડી નાખવાથી કે તેના પ્રત્યે આંખમિચામણ કરવાથી કામ નહિ ચાલે!

પરંતુ ઉપરોક્ત દલીલ અને તેના જેવી જ બીજી બધી દલીલોને ચકાસી જોવાનો ઉત્તમ ઉપાય છે આ સવાલ પ્રત્યે સમાજના **વિભિન્ન વર્ગોના** વલણનો

અભ્યાસ કરવો તે. માર્ક્સવાદી માટે એવી ચકાસણી ફરજિયાત છે. આપણે વસ્તુસ્થિતિથી જ શરૂઆત કરવી જોઈએ; આ મુદ્દાની બાબતમાં આપણે વર્ગોના સંબંધોનું પરીક્ષણ કરવું જ જોઈએ. એમ ન કરીને રોઝા લુક્ઝેમ્બુર્ગ આધિભૌતિકવાદ, અમૂર્ત વિચારણાઓ, પિષ્ટપેષણ, ઉટપટાંગ નિવેદનો, ઈત્યાદિના એ જ દોષોની દોષિત બને છે કે જેનો આરોપ તેણે મિથ્યાભિમાનથી પોતાના વિરોધીઓ ઉપર મૂકવાની કોશિશ કરી છે.

આપણે **રશિયાના** માર્ક્સવાદીઓનો, અર્થાત્ રશિયામાં વસતી બધી પ્રજાઓના માર્ક્સવાદીઓનો, કાર્યક્રમ ચર્ચી રહ્યા છીએ. તો પછી આપણે રશિયાના **શાસક** વર્ગોની સ્થિતિ વિશે પણ વિચાર શું ન કરવો જોઈએ?

"નોકરશાહી"ની (આવો અચોક્કસ શબ્દ વાપરવા માટે અમે ક્ષમા ચાહીએ છીએ) તથા આપણા સંયુક્ત ઉમરાવ મંડળના પ્રકારના સામંતી જમીનદારોની સ્થિતિ તો સુવિદિત છે. પ્રજાઓની સમાનતા તથા આત્મનિર્ણયનો અધિકાર એ બન્નેનો તેઓ અસંદિગ્ધ રીતે અસ્વીકાર કરે છે. તેઓ તો ખેતગુલામીના દિવસોના પુરાણા સૂત્રને જ વળગી રહે છે: રાજશાહી, રાજ્યધર્મ, રાજરાષ્ટ્ર — તેમાંથી છેલ્લો શબ્દ ફક્ત રશિયન રાષ્ટ્રને જ લાગુ થાય છે. ઉક્રાઈનાના વતનીઓને પણ "પર પ્રજા" ઘોષિત કરવામાં આવ્યા છે અને તેમની ભાષાને પણ દમનનો ભોગ બનાવવામાં આવી છે.

હવે આપણે રશિયન મૂડીદાર વર્ગની ઉપર એક નજર નાખીએ કે જેને "ત્રીજી જૂન"[41]ની વિધાનાત્મક તથા વહીવટી પદ્ધતિ હેઠળ સરકારમાં ભાગ લેવાનું — એ સાચું કે બહુ જ મર્યાદિત ભાગ, પણ અમુક ભાગ તો ખરો જ — "આમંત્રણ" આપવામાં આવ્યું હતું. એ હકીકતને વધારે વિસ્તારિત કરવાની જરૂર નથી કે ઑક્ટોબરવાદીઓ[42] આ સવાલની બાબતમાં સાચેસાચ તો મવાળોને જ અનુસરી રહ્યા છે. દુર્ભાગ્યે, કેટલાક માર્ક્સવાદીઓ રશિયન લિબરલ મૂડીદાર વર્ગ, પ્રગતિવાદીઓ[43], અને કેડેટો[44]ની સ્થિતિ પરત્વે ઘણું ઓછું લક્ષ આપે છે. અને છતાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની ચર્ચામાં જે કોઈ તેમની સ્થિતિ વિશે અભ્યાસ અને વિચાર નહિ કરે તે અનિવાર્ય રીતે અમૂર્ત વિચારણાઓમાં અને બિનપાયાદાર નિવેદનોમાં અટવાઈ જશે.

બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીનું મુખપત્ર 'રેચ'[45] "અણગમતા" સવાલોના સીધા જવાબો આપવાની આફતમાંથી ચાલાકીપૂર્વક છટકી જવાની કલામાં પારંગત હોવા છતાં ગયે વરસે 'પ્રાવદા'[46] સાથે થયેલા પોતાના વિવાદ દરમિયાન તેને અમુક મહત્ત્વપૂર્ણ કબૂલાતો કરવાની ફરજ પડી હતી. ઝઘડાની

શરૂઆત ૧૯૧૩ના ઉનાળામાં લ્વોવ ખાતે ભરાયેલી અખિલ ઉક્રાઈનિયન વિદ્યાર્થી કોંગ્રેસને[47] કારણે થઈ. ખાસ નિયુક્ત કરવામાં આવેલા "ઉક્રાઈના-નિષ્ણાત" અથવા 'રેચ'ના ઉક્રાઈના ખાતેના સંવાદદાતા મોગિલ્યાન્સ્કીએ એક લેખ લખ્યો અને તેમાં તેણે દોન્ત્સોવ નામે એક સામાજિક-રાષ્ટ્રવાદી દ્વારા રજૂ કરવામાં આવેલા અને ઉપરોક્ત કોંગ્રેસે મંજૂર કરેલા એવા વિચારની ઉપર અત્યંત ચૂંટી કાઢેલાં નિંદાત્મક વિશેષણોની ("સનેપાત", "આંધળુકિયાપણું" ઈત્યાદી) ઝડી વરસાવી કે ઉક્રાઈનાએ અલગ થઈ જવું જોઈએ.

'રાબોચાયા પ્રાવદા' અખબારે મિ. દોન્ત્સોવ જોડે કોઈ પણ રીતે સહમત થયા વગર અને મિ. દોન્ત્સોવ સામાજિક-રાષ્ટ્રવાદી હોવાની તથા ઘણા ઉક્રાઈનિયન માર્ક્સવાદીઓ તેની સાથે સહમત ન હોવાની વાત સ્પષ્ટ રીતે જાહેર કરીને એમ જણાવ્યું કે 'રેચ'ના **લખાણનો સૂર**, અથવા બીજી રીતે કહીએ તો **સવાલનું સૈદ્ધાંતિક નિરૂપણ કરવાની** તેની રીત, રશિયન લોકશાહીવાદી માટે અથવા લોકશાહીવાદી તરીકે ગણાવાની ઈચ્છા ધરાવનાર કોઈ પણ માણસ* માટે અયોગ્ય અને નિંદાસ્પદ છે. 'રેચ'ને ગમે તો એ દોન્ત્સોવ જેવા લોકોને તજી દે, પરંતુ લોકશાહીનું રશિયન મુખપત્ર હોવાનો દાવો કરતું અખબાર **સિદ્ધાંતની દૃષ્ટિએ** પાર્થક્યની **આઝાદી** વિશે, પાર્થક્યના **અધિકાર** વિશે, બેધ્યાન ન જ રહી શકે.

થોડાક મહિના પછી મિ. મોગિલ્યાન્સ્કીને લ્વોવમાં પ્રકાશિત થતા 'શ્લ્યાખી'[48] નામના ઉક્રાઈનિયન અખબારમાંથી મિ. દોન્ત્સોવના જવાબ વિશે જાણવા મળ્યું—એ જવાબમાં મિ. દોન્ત્સોવે લખેલું કે "ફક્ત રશિયન સામાજિક-લોકશાહીવાદી અખબારોએ જ 'રેચ'ના અંધરાષ્ટ્રવાદી પ્રહારોની બરાબર છાજતી ફજેતી કરી છે" (તેને લાંછિત કર્યા છે?)—ત્યારે તેણે 'રેચ'ના ૩૩૧માં અંકમાં એક "ખુલાસો" લખ્યો. તેનો "ખુલાસો" ત્રણ વાર પુનરાવર્તન પામેલા એના એ નિવેદનનો બનેલો હતો કે "મિ. દોન્ત્સોવના નુસખાઓની આલોચનાને" "રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારના અસ્વીકાર સાથે કશો જ સંબંધ નથી."

> મિ. મોગિલ્યાન્સ્કીએ લખ્યું: "એ તો કહેવું જ જોઈએ કે 'રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર' પણ એવું તાવીજ" (વાહ! વાહ!!)

---

*જુઓ વ્લા. ઇ. લેનિનનો 'ઉક્રાઈનાના સવાલ વિશે બંધારણીય-લોકશાહીવાદીઓનું ધોરણ' નામક લેખ.—સં.

"નથી કે જેની ટીકા જ ન થઈ શકે: રાષ્ટ્રોના જીવનની રોગિષ્ઠ પરિસ્થિતિઓ રાષ્ટ્રીય આત્મનિર્ણયની બાબતમાં રોગિષ્ઠ વૃત્તિઓને ઉત્પન્ન કરી શકે, અને એવી વૃત્તિઓને ઉઘાડી પાડવામાં આવી છે એ હકીકતનો અર્થ એવો ન જ થાય કે રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને નકારી કાઢવામાં આવ્યો છે."

તમે જોઈ શકશો કે આ લિબરલની "તાવીજ"ની વાત રોઝા લુક્ઝેમ્બુર્ગની વાતો જોડે તદ્દન મળતી આવે છે. એ તો સાફ જ કે મિ. મોગિલ્યાન્સ્કીનો ઈરાદો આ સવાલનો સીધો જવાબ આપવાનું ટાળવાનો હતો: રાજકીય આત્મનિર્ણયના અધિકારને, અર્થાત્ પાર્થક્યના અધિકારને, તે માન્ય કરે છે કે નહિ?

મિ. મોગિલ્યાન્સ્કીને અને બંધારણીય-લોકશાહીવાદી **પાર્ટીને*** 'પ્રોલેતાર્સ્કાયા પ્રાવદા'એ (અંક ૪, ૧૧ ડિસેંબર, ૧૯૧૩) પણ આ જ સવાલ **તદ્દન સીધી રીતે** પૂછ્યો.

તેના જવાબમાં 'રેચ'માં (અંક ૩૪૦) કોઈની સહી વગરનું, એટલે કે સત્તાવાર સંપાદકીય નિવેદન છપાયું. એ જવાબનો સંક્ષેપ નીચેના ત્રણ મુદ્દાઓમાં કરી શકાય:

૧) બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના કાર્યક્રમનો ૧૧મો મુદ્દો રાષ્ટ્રોના "મુક્ત **સાંસ્કૃતિક** આત્મનિર્ણયના અધિકાર"નો ખુલ્લેખુલ્લો, ચોક્કસ, અને સ્પષ્ટ ઉલ્લેખ કરે છે.

૨) 'રેચ' દૃઢતાથી વ્યક્ત કરે છે કે 'પ્રોલેતાર્સ્કાયા પ્રાવદા' આત્મનિર્ણયને અને અલગતાવાદને, ખાસ રાષ્ટ્રોના પાર્થક્યને, "એકબીજાની જોડે તદ્દન ગૂંચવી નાખે છે".

૩) **"વાસ્તવમાં, રશિયન રાજ્યમાંથી 'રાષ્ટ્રોના પાર્થક્ય'ના અધિકારની હિમાયત કરવાનું વચન બંધારણીય-લોકશાહીવાદીઓએ કદી આપ્યું જ નથી."** (૧૯૧૩ના ડિસેંબરની ૨૦મી તારીખના 'પ્રોલેતાર્સ્કાયા પ્રાવદા'ના ૧૨મા અંકમાં છપાયેલ 'રાષ્ટ્રીય લિબરલિઝમ અને રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર' નામનો લેખ જુઓ.)

પહેલાં આપણે 'રેચ'માં પ્રકાશિત નિવેદનના બીજા મુદ્દા ઉપર વિચાર

---

*જુઓ વ્લા. ઇ. લેનિનનો 'બંધારણીય-લોકશાહીવાદીઓ અને "રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર"' નામક લેખ.—સં.

કરીએ. સેમ્કોવ્સ્કીઓ, લીબમાનો, યુર્કેવિચો, અને બીજા તકવાદીઓને એ મુદ્દો કેટલી તાદૃશ્ય રીતે બતાવી આપે છે કે "આત્મનિર્ણય" શબ્દની કહેવાતી "અસ્પષ્ટતા" અને "અચોક્કસતા" વિશે તેમણે જગાવેલો ઊહાપોહ **હકીકતમાં,** અર્થાત્ રશિયામાં ઉપસ્થિત વસ્તુગત વર્ગસંબંધો તથા વર્ગસંઘર્ષની દૃષ્ટિએ, લિબરલ-રાજશાહીવાદી મૂડીદાર વર્ગનાં કથનોનું **માત્ર પુનરાવર્તન** જ છે.

'રેચ'ના સુજાણ "બંધારણીય-લોકશાહીવાદી" સજજનો સમક્ષ 'પ્રોલેતાર્સ્કાયા પ્રાવદા'એ નીચે મુજબના **ત્રણ** સવાલ પેશ કર્યા: ૧) આંતરરાષ્ટ્રીય લોકશાહીના સમગ્ર ઈતિહાસ દરમિયાન અને ખાસ કરીને ઓગણીસમી સદીના મધ્યકાળથી, રાષ્ટ્રોના આત્મનિર્ણયનો અર્થ ચોક્કસ રીતે રાજકીય આત્મનિર્ણય, સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્ય સ્થાપવાનો અધિકાર, કરાતો આવ્યો છે, એ વાતનો શું તમે ઈનકાર કરો છો? ૨) ૧૮૯૬માં લંડનમાં ભરાયેલ આંતરરાષ્ટ્રીય સમાજવાદી કોંગ્રેસે અપનાવેલો પ્રખ્યાત ઠરાવ પણ એ જ અર્થ ધરાવે છે, એ વાતનો શું તમે ઈનકાર કરો છો? અને ૩) આત્મનિર્ણય વિશે છેક ૧૯૦૨ જેટલા વહેલા સમયે લખતી વેળા પ્લેખાનોવે પણ ચોક્કસ રીતે રાજકીય આત્મનિર્ણયનો જ અર્થ સૂચવ્યો છે, એ વાતનો શું તમે ઈનકાર કરો છો? 'પ્રોલેતાર્સ્કાયા પ્રાવદા'એ આ ત્રણ સવાલ પૂછયા કે **તરત જ કેડેટ ચુપ થઈ ગયા!?**

તેમણે જવાબમાં એક શબ્દ પણ કહ્યો નહિ કેમ કે તેમની પાસે કહેવાનું કશું હતું જ નહિ. તેમને મૂંગે મોંએ કબૂલ કરી લેવું પડયું કે 'પ્રોલેતાર્સ્કાયા પ્રાવદા'ની વાત તદ્દન સાચી છે.

"આત્મનિર્ણય" શબ્દ અસ્પષ્ટ છે અને સામાજિક-લોકશાહીવાદીઓ તેને પાર્થક્ય જોડે "તદ્દન ગૂંચવી નાખે છે", એવા લિબરલોના બૂમબરાડા સવાલને **ગૂંચવી નાખવાના** અને સાર્વત્રિક રીતે સુસ્થાપિત લોકશાહીવાદી સિદ્ધાંતને માન્ય કરવામાં અખાડા કરવાના પ્રયત્નોથી વધારે કશું જ નથી. સજજનો સેમ્કોવ્સ્કીઓ, લીબમાનો અને યુર્કેવિચો આટલા બધા ગમાર ન હોત તો કામદારોની સમક્ષ **લિબરલોની** જેમ વાત કરવામાં તેમને શરમ આવી હોત.

પણ આપણે આગળ ચાલીએ. 'પ્રોલેતાર્સ્કાયા પ્રાવદા'એ 'રેચ'ને એ કબૂલ કરવાની ફરજ પાડી કે બંધારણીય-લોકશાહીવાદીઓના કાર્યક્રમમાં "સાંસ્કૃતિક" આત્મનિર્ણય શબ્દનો વાસ્તવમાં અર્થ છે **રાજકીય** આત્મનિર્ણયનો **પરિત્યાગ.**

કરીએ. સેમ્કોવ્સ્કીઓ, લીબમાનો, યુર્કેવિચો, અને બીજા તકવાદીઓને એ મુદ્દો કેટલી તાદૃશ્ય રીતે બતાવી આપે છે કે "આત્મનિર્ણય" શબ્દની કહેવાતી "અસ્પષ્ટતા" અને "અચોક્કસતા" વિશે તેમણે જગાવેલો ઊહાપોહ **હકીકતમાં**, અર્થાત્ રશિયામાં ઉપસ્થિત વસ્તુગત વર્ગસંબંધો તથા વર્ગસંઘર્ષની દૃષ્ટિએ, લિબરલ-રાજશાહીવાદી મૂડીદાર વર્ગનાં કથનોનું **માત્ર પુનરાવર્તન જ** છે.

'રેચ'ના સુજાણ "બંધારણીય-લોકશાહીવાદી" સજ્જનો સમક્ષ 'પ્રોલેતાસ્કાર્યા પ્રાવદા'એ નીચે મુજબના **ત્રણ** સવાલ પેશ કર્યા: ૧) આંતરરાષ્ટ્રીય લોકશાહીના સમગ્ર ઈતિહાસ દરમિયાન અને ખાસ કરીને ઓગણીસમી સદીના મધ્યકાળથી, રાષ્ટ્રોના આત્મનિર્ણયનો અર્થ ચોક્કસ રીતે રાજકીય આત્મનિર્ણય, સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્ય સ્થાપવાનો અધિકાર, કરાતો આવ્યો છે, એ વાતનો શું તમે ઈનકાર કરો છો? ૨) ૧૮૯૬માં લંડનમાં ભરાયેલ આંતરરાષ્ટ્રીય સમાજવાદી કોંગ્રેસે અપનાવેલો પ્રખ્યાત ઠરાવ પણ એ જ અર્થ ધરાવે છે, એ વાતનો શું તમે ઈનકાર કરો છો? અને ૩) આત્મનિર્ણય વિશે છેક ૧૯૦૨ જેટલા વહેલા સમયે લખતી વેળા પ્લેખાનોવે પણ ચોક્કસ રીતે રાજકીય આત્મનિર્ણયનો જ અર્થ સૂચવ્યો છે, એ વાતનો શું તમે ઈનકાર કરો છો? 'પ્રોલેતાસ્કાર્યા પ્રાવદા'એ આ ત્રણ સવાલ પૂછ્યા કે **તરત જ કેડેટ ચુપ થઈ ગયા!?**

તેમણે જવાબમાં એક શબ્દ પણ કહ્યો નહિ કેમ કે તેમની પાસે કહેવાનું કશું હતું જ નહિ. તેમને મૂંગે મોંએ કબૂલ કરી લેવું પડયું કે 'પ્રોલેતાસ્કાર્યા પ્રાવદા'ની વાત તદ્દન સાચી છે.

"આત્મનિર્ણય" શબ્દ અસ્પષ્ટ છે અને સામાજિક-લોકશાહીવાદીઓ તેને પાર્થક્ય જોડે "તદ્દન ગૂંચવી નાખે છે", એવા લિબરલોના બૂમબરાડા સવાલને **ગૂંચવી નાખવાના** અને સાર્વત્રિક રીતે સુસ્થાપિત લોકશાહીવાદી સિદ્ધાંતને માન્ય કરવામાં અખાડા કરવાના પ્રયત્નોથી વધારે કશું જ નથી. સજ્જનો સેમ્કોવ્સ્કીઓ, લીબમાનો અને યુર્કેવિચો આટલા બધા ગમાર ન હોત તો કામદારોની સમક્ષ **લિબરલોની** જેમ વાત કરવામાં તેમને શરમ આવી હોત.

પણ આપણે આગળ ચાલીએ. 'પ્રોલેતાસ્કાર્યા પ્રાવદા'એ 'રેચ'ને એ કબૂલ કરવાની ફરજ પાડી કે બંધારણીય-લોકશાહીવાદીઓના કાર્યક્રમમાં "સાંસ્કૃતિક" આત્મનિર્ણય શબ્દનો વાસ્તવમાં અર્થ છે **રાજકીય** આત્મનિર્ણયનો **પરિત્યાગ**.

"વાસ્તવમાં રશિયન રાજ્યમાંથી 'રાષ્ટ્રોના પાર્થક્ય'ના અધિકારની હિમાયત કરવાનું વચન બંધારણીય-લોકશાહીવાદીઓએ કદી આપ્યું જ નથી"—આપણા કેડેટોની "વફાદારી"નાં ઉદાહરણો તરીકે 'રેચ'ના આ શબ્દો પ્રત્યે 'નોવોયે વ્રેમ્યા' તથા 'ઝેમશ્ચિના'[49]નું ધ્યાન 'પ્રોલેતાર્સ્કાયા પ્રાવદા'એ વિના કારણ જ નહોતું દોર્યું. "યહૂદીઓ"નો ઉલ્લેખ કરવાની અને કેડેટોના ભોગે જાતજાતના જલદ શબ્દકટાક્ષો કરવાની તક ન ચૂકતા 'નોવોયે વ્રેમ્યા'એ તે છતાં પોતાના અંક ૧૩૫૬૩માં લખ્યું:

> "સામાજિક-લોકશાહીવાદીઓ માટે જે બાબત રાજકીય શાણપણના નિર્વિવાદ સિદ્ધાંત જેવી (અર્થાત્ આત્મનિર્ણયના અધિકારનો સ્વીકાર, પાર્થક્યના અધિકારનો સ્વીકાર) છે તે આજે કેડેટ-વર્તુળોમાં પણ મતભેદો ઊભા કરવા લાગી છે."

"રશિયન રાજ્યમાંથી અલગ થઈ જવાના રાષ્ટ્રોના અધિકારની હિમાયત કરવાનું વચન પોતે કદી આપ્યું નથી" એમ જાહેર કરીને કેડેટોએ બરાબર 'નોવોયે વ્રેમ્યા' જેવું જ ધોરણ અખત્યાર કર્યું છે. કેડેટોના **રાષ્ટ્રીય-લિબરલિઝમનું**, પુરિશ્કેવિચો સાથેના તેમના સગપણનું, અને રાજકારણના સૈદ્ધાંતિક તેમ જ અમલી બન્ને ક્ષેત્રોમાં તેમને પુરિશ્કેવિચોની ઉપર રાખવા પડતા આધારનું એક મૂળભૂત તત્ત્વ ચોક્કસ રીતે એ જ છે. 'પ્રોલેતાર્સ્કાયા પ્રાવદા'એ લખ્યું છે: "કેડેટ સજ્જનોએ ઈતિહાસનો અભ્યાસ કર્યો છે અને તેઓ એ વાતથી પૂરી રીતે વાકેફ છે કે પુરિશ્કેવિચોના "અટકાયત અને પ્રતિબંધ"[50]ના પ્રાચીન અધિકારનો અમલ ઘણી વાર, હળવા શબ્દો વાપરીએ તો, 'હત્યાકાંડ જેવા' કુકૃત્યોમાં કેવી રીતે પરિણમ્યો છે." પુરિશ્કેવિચોની સર્વશક્તિમત્તાનાં સામંતી ઉદ્‌ગમ તથા પ્રકૃતિ વિશે કેડેટો પૂરા વાકેફ હોવા છતાં તેઓ પોતાનું ધોરણ એ જ વર્ગે ઉત્પન્ન કરેલ સંબંધો તથા સીમાઓના **આધારે** નક્કી કરે છે. એ વર્ગે ઉત્પન્ન કરેલ અથવા ઠરાવેલ સંબંધો તથા સીમાઓમાં કેટલું બધું બિન-યુરોપીય, યુરોપવિરોધી (જાપાન તથા ચીનના લોકોને અનુચિત રીતે અપમાનજનક લાગવાનો ભય ન હોત તો અમે 'એશિયાઈ' શબ્દનો પ્રયોગ કર્યો હોત) છે એ પૂરી રીતે જાણતા હોવા છતાં પણ કેડેટ સજ્જનો તેમને એક એવી મર્યાદા તરીકે સ્વીકારે છે કે જેને ઓળંગવાની તેમનાથી હિંમત થતી નથી.

એ રીતે તેઓ પોતાને પુરિશ્કેવિચોને અનુકૂળ બનાવી રહ્યા છે, તેમના પગે પડે છે, તેમની સ્થિતિ ક્યાંક જોખમાય ન જાય એવી બીકે ગભરાય છે,

જનતાના આંદોલનથી તથા લોકશાહીથી તેમનું રક્ષણ કરે છે. 'પ્રોલેતાર્સ્કાયા પ્રાવદા'એ લખ્યું છે તેમ, "હકીકતમાં આનો અર્થ એ થાય છે કે સત્તાધારી રાષ્ટ્રના બદતરીન રાષ્ટ્રવાદી પૂર્વગ્રહોનો પદ્ધતિસર સામનો કરવાને બદલે તેઓ પોતાને સામંતી જમીનદારોનાં હિતોને તથા ઉપરોક્ત પૂર્વગ્રહોને અનુકૂળ બનાવી રહ્યા છે."

ઇતિહાસથી સુપરિચિત તથા લોકશાહીવાદી હોવાનો દાવો કરતા માણસો તરીકે કેડેટો એવી વાત કહેવાનો પ્રયત્ન પણ નથી કરતા કે આજે પૂર્વ યુરોપ તથા એશિયાનું વિશિષ્ટ લક્ષણ બની ગયેલા અને એ બન્નેને સભ્ય મૂડીવાદી દેશોના નમૂના મુજબ પરિવર્તિત કરવાની કોશિશ કરતા લોકશાહીવાદી આંદોલનને, સામંતશાહીના યુગે — પુરિશ્કેવિચોની સર્વશક્તિમત્તાના અને મૂડીવાદી તેમ જ નિમ્ન-મૂડીવાદી વર્ગના વ્યાપક હિસ્સાઓને મતાધિકારથી વંચિત રાખનારા મતનિષેધના યુગે — નિર્ધારિત કરેલી સીમાઓને, જેમની તેમ જ રહેવા દેવી જોઈએ.

'પ્રોલેતાર્સ્કાયા પ્રાવદા' અને 'રેચ' વચ્ચેના વિવાદમાં ઊઠેલો સવાલ માત્ર સાહિત્યિક સવાલ જ નહોતો પરંતુ વર્તમાન સમયની વાસ્તવિક રાજકીય સમસ્યા જોડે સંબંધિત સવાલ હતો એ હકીકત, બીજી બાબતોની જોડે, ૧૯૧૪ના માર્ચ મહિનાની ૨૩—૨૫ તારીખ દરમિયાન ભરાયેલા બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના છેલ્લા સંમેલનથી સાબિત થઈ ગઈ છે. 'રેચ'માં (અંક ૮૩, ૨૬ માર્ચ, ૧૯૧૪) પ્રકાશિત એ સંમેલનના સત્તાવાર અહેવાલમાં આપણને નીચે મુજબ વાંચવા મળે છે:

> "રાષ્ટ્રીય સમસ્યાઓ વિશે પણ ખાસ રીતે જુસ્સાદાર ચર્ચા થઈ. નિ. વિ. નેક્રાસોવ તથા અ. મિ. કોલ્યુબાકિન દ્વારા સમર્થિત કીયેવના પ્રતિનિધિઓએ એ વાત પ્રત્યે ધ્યાન ખેંચ્યું કે રાષ્ટ્રીય સવાલ મહત્ત્વ ધારણ કરતો જાય છે અને તેને હવે પહેલાં કરતાં વધારે નિશ્ચયાત્મક રીતે હાથમાં લેવો પડશે. પરંતુ (આ "પરંતુ" શ્ચેદ્રીનના "પણ" સમાન છે — "કાન કપાળથી ઊંચા કદી ન જ થાય, કદી નહિ!"), એફ. એફ. કોકોશિકને એ વાત પ્રત્યે નિર્દેશ કર્યો કે કાર્યક્રમ તથા ભૂતકાળનો રાજકીય અનુભવ એ બન્ને બાબતો જરૂરી બનાવે છે કે 'રાષ્ટ્રોના રાજકીય આત્મનિર્ણય'નાં 'લવચીક સૂત્રો' વિશે ખૂબ સંભાળપૂર્વક વિચાર કરવો જોઈએ."

કેડેટ સંમેલનમાં વ્યક્ત થયેલી તર્કની આ ખૂબ જ નોંધપાત્ર રીત બધા માર્ક્સવાદીઓના તથા બધા લોકશાહીવાદીઓના ગંભીર ધ્યાનને યોગ્ય છે. (વધારે ખુલાસા રૂપે અમે એ વાતની નોંધ લેશું કે દેખીતી રીતે જ ખૂબ સારા માહિતગાર અને મિ. કોકોશિકનના વિચારોને નિસ્સંદેહ સાચી રીતે રજૂ કરતા 'કીયેવ્સ્કાયા મીસ્લ'[51] અખબારે ઉમેર્યું કે તેણે રાજ્યના "વિઘટન"ના જોખમ ઉપર, બેશક પોતાના વિરોધીઓને ચેતવણી રૂપે, વિશેષ ભાર મૂક્યો હતો.)

'રેચ'માં છપાયેલ સત્તાવાર અહેવાલ પાકી ચાલાકીભરી કુનેહથી ઘડવામાં આવ્યો છે જેથી પડદો શક્ય એટલો ઓછો ઊંચો થાય અને શક્ય હોય એટલું બધું જ છુપાવી રાખી શકાય. છતાં, કેડેટ સંમેલનમાં મુખ્યત્વે શું બન્યું એ તદ્દન સાફ છે. ઉક્રાઈનાની હાલતથી સુપરિચિત લિબરલ પ્રતિનિધિઓએ અને "ઉદ્દામપંથી" કેડેટોએ રાષ્ટ્રોના **ચોક્કસ રૂપે રાજકીય** આત્મનિર્ણયનો જ સવાલ ઉઠાવ્યો. નહિતર, મિ. કોકોશિકનને એવો અનુરોધ કરવાનું કોઈ જ કારણ નહોતું કે એ "સૂત્ર" વિશે "સંભાળપૂર્વક વિચાર" કરવામાં આવે.

કેડેટ સંમેલનમાં ભાગ લેતા પ્રતિનિધિઓ જેનાથી સ્વાભાવિક રીતે જ વાકેફગાર હતા એ કેડેટ કાર્યક્રમમાં રાજકીય **નહિ** પણ "સાંસ્કૃતિક" આત્મનિર્ણયનો ઉલ્લેખ છે. એટલે, મિ. કોકોશિકન એ કાર્યક્રમનો ઉક્રાઈનાના પ્રતિનિધિઓની **વિરુદ્ધ**, ઉદ્દામપંથી કેડેટોની **વિરુદ્ધ**, **બચાવ કરી રહ્યા હતા**; "રાજકીય" આત્મનિર્ણયની **વિરુદ્ધ** "સાંસ્કૃતિક" આત્મનિર્ણયનો બચાવ કરી રહ્યા હતા. એ તો તદ્દન સ્પષ્ટ જ છે કે "રાજકીય" આત્મનિર્ણયનો વિરોધ કરીને, "રાજ્યના વિઘટન"ના જોખમને મોટું રૂપ આપીને, "રાજકીય આત્મનિર્ણય"ના સૂત્રને "**લવચીક**" ઠરાવીને (તદ્દન રોઝા લુક્ઝેમ્બુર્ગની જેમ જ), મિ. કોકોશિકન બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીનાં અધિક "ઉદ્દામપંથી" અથવા અધિક લોકશાહીવાદી તત્ત્વોના વિરોધમાં તથા ઉક્રાઈનાના મૂડીવાદી વર્ગના વિરોધમાં રશિયન રાષ્ટ્રીય લિબરલિઝમનો બચાવ કરી રહ્યા હતા.

'રેચ'માં છપાયેલા અહેવાલમાં આવતા નાનકડા વિશ્વાસઘાતક શબ્દ "પરંતુ" ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવે છે તેમ, કેડેટ સંમેલનમાં મિ. કોકોશિકન વિજયી થયા છે. કેડેટોમાં રશિયન રાષ્ટ્રીય લિબરલિઝમનો વિજય થયો છે. રશિયામાં માર્ક્સવાદીઓની અંદરના જે બેસમજ માણસોએ પણ કેડેટોની જેમ જ "પ્રજાઓના રાજકીય આત્મનિર્ણયનાં લવચીક સૂત્રો"થી ગભરાવાનું શરૂ કરી દીધું છે એ માણસોનાં મગજ સાફ કરવામાં આ વિજય સહાયભૂત નહિ થાય શું?

"પરંતુ" આપણે હવે મિ.કોકોશિકનની વિચારસરણીના સારતત્ત્વને તપાસીએ. "ભૂતકાળના રાજકીય અનુભવ"નો (અર્થાત્ સ્પષ્ટત: ૧૯૦૫નો અનુભવ કે જ્યારે રશિયન મૂડીદાર વર્ગ પોતાના વિશેષાધિકારો વિશે ભયભીત થઈ ગયો હતો અને પોતાની દહેશતોથી તેણે કેડેટ પાર્ટીને ગભરાવી નાખી હતી) ઉલ્લેખ કરીને અને "રાજ્યના વિઘટન"ના જોખમને મોટું રૂપ આપીને મિ. કોકોશિકને જાહેર કરી દીધું કે રાજકીય આત્મનિર્ણયનો અર્થ પાર્થક્યના અધિકાર સિવાય અને સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યની સ્થાપનાના અધિકાર સિવાય બીજો કશો હોઈ શકે જ નહી એ વાત પોતે તદ્દન સાફ રીતે સમજે છે. હવે સવાલ ઊઠે છે: સામાન્ય રૂપે લોકશાહીના પ્રકાશમાં અને ખાસ રૂપે સર્વહારા વર્ગસંઘર્ષના પ્રકાશમાં મિ. કોકોશિકનની દહેશતોનું મૂલ્યાંકન કેવી રીતે કરવું જોઈએ?

મિ. કોકોશિકન આપણા મનમાં એમ ઠસાવવા માગે છે કે પાર્થક્યના અધિકારની સ્વીકૃતિ "રાજ્યના વિઘટન"ના જોખમમાં વધારો કરશે. આ તો "અટકાયત અને પ્રતિબંધ"ના મુદ્રાલેખ ધરાવતા કૉન્સ્ટેબલ મિમ્રેત્સોવનો દૃષ્ટિકોણ છે. સામાન્ય રૂપે લોકશાહીની દૃષ્ટિએ બાબત એથી તદ્દન ઊલટી જ છે: પાર્થક્યના અધિકારની સ્વીકૃતિ "રાજ્યના વિઘટન"ના જોખમને **ઓછું** કરે છે.

મિ. કોકોશિકન બરાબર રાષ્ટ્રવાદીઓની માફક દલીલ કરે છે. તેમની છેલ્લી કોંગ્રેસમાં તેમણે ઉક્રાઈનાના "માઝેપા-વાદીઓ"ની ઉપર ભીષણ પ્રહારો કર્યા હતા. મિ. સાવેન્કો અને કંપનીએ ચિત્કાર કરેલા કે ઉક્રાઈનાના આંદોલને ઉક્રાઈના અને રશિયા વચ્ચેનાં બંધનો ઢીલાં થઈ જવાનો ભય ઊભો કર્યો છે કેમ કે ઑસ્ટ્રિયા પોતાના ઉક્રાઈના-પ્રેમ દ્વારા ઉક્રાઈનાવાસીઓ સાથેના પોતાના સંબંધોને મજબૂત બનાવી રહ્યું છે!! સાવેન્કો જેવા સજ્જનો ઑસ્ટ્રિયાની ઉપર જે રીતોના ઉપયોગનો દોષ મૂકે છે **એ જ રીતો દ્વારા**, અર્થાત્ ઉક્રાઈનાવાસીઓને પોતાની ભાષાનો ઉપયોગ કરવાની, સ્વશાસનની, સ્વાયત્ત સંસદ સ્થાપવાની, ઈત્યાદિ આઝાદી આપીને, ઉક્રાઈનાવાસીઓ સાથેના પોતાના સંબંધોને "મજબૂત કરવાની" કોશિશ રશિયા કેમ ન કરી શકે એ વાતનો ખુલાસો બાકી રહી જાય છે.

સાવેન્કો તથા કોકોશિકન છાપના માણસોની દલીલો તદ્દન એકસરખી છે. અને શુદ્ધ તાર્કિક દૃષ્ટિએ એ દલીલો સમાન રીતે હાસ્યાસ્પદ તથા બેહૂદી છે. એ વાત શું સ્પષ્ટ નથી કે ઉક્રાઈનાની પ્રજા કોઈ અમૂક દેશમાં જેટલી

વધારે સ્વતંત્રતા ભોગવે એટલા પ્રમાણમાં એ દેશ સાથેના તેના સંબંધો વધારે દૃઢ થાય? એમ કહી શકાય કે લોકશાહીના સર્વ આધારોને પૂરેપૂરા છાંડી દીધા વગર આ સ્વત:સિદ્ધ સત્યનો વિરોધ ન જ કરી શકાય. વળી, કોઈ પણ પ્રજા માટે પાર્થક્યની આઝાદી કરતાં અને સ્વાધીન રાષ્ટ્રીય રાજ્ય સ્થાપવાની આઝાદી કરતાં વધારે મોટી આઝાદી બીજી કોઈ હોઈ શકે ખરી?

લિબરલો દ્વારા (અને પોતાના ભોળપણમાં તેમનો પડઘો પાડનારા લોકો દ્વારા) આટલા બધા ગૂંચવી નાખવામાં આવેલા આ સવાલને સ્પષ્ટ કરવા માટે અમે એક ખૂબ સાદું ઉદાહરણ ટાંકીશું. આપણે તલાકનો સવાલ લઈએ. પોતાના લેખમાં રોઝા લુક્ઝેમ્બુર્ગ લખે છે કે કેંદ્રીકૃત લોકશાહીવાદી રાજ્યે પોતાના સંઘટક વિભાગોને સ્વાયત્તતા આપતી વખતે તલાક સંબંધી વિધાન સમેત અધિકતમ મહત્ત્વની બધી વિધાન શાખાઓને કેંદ્રીય સંસદના અધિકારક્ષેત્રમાં રાખી લેવી જોઈએ. લોકશાહીવાદી રાજ્યની કેંદ્રીય સત્તાને તલાકની આઝાદી આપવાનો હક હોવો જોઈએ એ બાબતની કાળજી સાવ સમજી શકાય એમ છે. પ્રત્યાઘાતીઓ તલાકની આઝાદીનો વિરોધ કરે છે. તેઓ એમ કહે છે કે એ બાબતને ખૂબ જ "કાળજીપૂર્વક હાથમાં ધરવી" જોઈએ, અને તેઓ ઘાંટા પાડીને જાહેર કરે છે કે તલાકની આઝાદીનો અર્થ "પરિવારનું વિઘટન" છે. પરંતુ, લોકશાહીવાદીઓ માને છે કે પ્રત્યાઘાતીઓ દંભી છે, વાસ્તવમાં તેઓ પોલીસ તથા નોકરશાહીની સર્વશક્તિમત્તાનો બચાવ કરે છે, એક જાતિના વિશેષાધિકારોનો તથા સ્ત્રીઓના બદતરીન પ્રકારના ઉત્પીડનનો બચાવ કરે છે. તેઓ એમ માને છે કે તલાકની આઝાદી વસ્તુગત હકીકતમાં કૌટુંબિક સંબંધોનું "વિઘટન" ઉત્પન્ન નહિ કરે, પરંતુ એથી ઊલટું, સભ્ય સમાજમાં જે એકમાત્ર શક્ય અને દીર્ઘજીવી આધાર છે એ લોકશાહીવાદી આધાર ઉપર તેને મજબૂત બનાવશે.

તલાકની આઝાદીના હિમાયતીઓની ઉપર કૌટુંબિક સંબંધોના વિનાશને ઉત્તેજન આપવાનો આરોપ મૂકવામાં જેટલી મૂર્ખાઈ અને દાંભિકતા છે એટલી જ મૂર્ખાઈ અને દાંભિકતા આત્મનિર્ણયના અધિકારના સમર્થકોની ઉપર, અર્થાત્ પાર્થક્યની આઝાદીના સમર્થકોની ઉપર, અલગતાવાદને ઉત્તેજન આપવાનો આરોપ મૂકવામાં છે. મૂડીવાદી લગ્નસંસ્થા જેની ઉપર આધારિત છે એ વિશેષાધિકાર અને ભ્રષ્ટાચારનો બચાવ કરનારાઓ મૂડીવાદી સમાજમાં જે રીતે તલાકની આઝાદીનો વિરોધ કરે છે, એ જ રીતે મૂડીવાદી રાજ્યમાં આત્મનિર્ણયના અધિકારને, અર્થાત્ રાષ્ટ્રોના પાર્થક્યના અધિકારને, નકારવાનો સાફ અર્થ છે

સત્તાધારી રાષ્ટ્રના વિશેષાધિકારોનો અને લોકશાહીવાદી રીતોના ભોગે વહીવટની પોલીસ રીતોનો બચાવ.

એ વાતમાં શંકાને સ્થાન નથી કે મૂડીવાદી સમાજમાં પ્રવર્તિત સમગ્ર સંબંધોએ ઉત્પન્ન કરેલા રાજકીય ભ્રષ્ટાચારના પરિણામ રૂપે ક્યારેક ક્યારેક સંસદના સભ્યો તથા પત્રકારો એક યા બીજા રાષ્ટ્રના અલગ થઈ જવા વિશે આછકલા અને બેઅક્કલ લવારામાં ઊતરી પડે છે. પરંતુ એવા લવારાથી તો પ્રત્યાઘાતીઓ જ ભયભીત થાય (અથવા ભયભીત થવાનો ઢોંગ કરે). લોકશાહીવાદી સિદ્ધાંતોનું સમર્થન કરનારાઓ, અર્થાત્ રાજ્યવિષયક સવાલો વસતિના સમુદાયો દ્વારા નિર્ણીત થવા જોઈએ એવો આગ્રહ રાખનારાઓ તો બહુ સારી રીતે જાણે છે કે રાજકારણીઓ જે લવારો કરતા હોય છે અને જનતા જે નક્કી કરતી હોય છે એ બન્નેની વચ્ચે "બહુ મોટું અંતર હોય છે".[52] ભૌગોલિક તથા આર્થિક સંબંધોના મૂલ્યને તેમ જ વિશાળ બજાર તથા મોટા રાજ્યના લાભોને આમ વસતિ પોતાના રોજિંદા અનુભવ દ્વારા પૂરેપૂરી રીતે સમજતી હોય છે. એટલે, રાષ્ટ્રીય ઉત્પીડન તથા રાષ્ટ્રીય ઘર્ષણ સંયુક્ત જીવનને તદ્દન અસહ્ય બનાવી દે અને બધા તેમ જ સઘળા પ્રકારના આર્થિક વ્યવહારને અટકાવી દે ત્યારે જ લોકો પાર્થક્યનું આખરી કદમ ઉઠાવશે. એવી પરિસ્થિતિમાં મૂડીવાદી વિકાસનાં તથા વર્ગસંઘર્ષની આઝાદીનાં હિતો પાર્થક્ય દ્વારા જ સૌથી સરસ રીતે સફળ થઈ શકે.

એ રીતે, મિ. કોકોશિકનની દલીલોને આપણે ગમે તે દૃષ્ટિએ જોઈએ તોપણ એ બેહૂદગીની પરાકાષ્ઠા અને લોકશાહીના સિદ્ધાંતોની ઠેકડી સાબિત થાય છે. પરંતુ એ દલીલોમાં તર્કનો, રશિયન મૂડીદાર વર્ગનાં વર્ગ-હિતોના તર્કનો, લેશ છે ખરો. બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના મોટા ભાગના સભ્યોની જેમ મિ. કોકોશિકન એ મૂડીદાર વર્ગની ધનથેલીઓના રખેવાળ છે. મિ. કોકોશિકન મૂડીદાર વર્ગના વિશેષાધિકારોનો સામાન્ય રૂપે અને તેના **રાજ્યવિષયક** વિશેષાધિકારોનો વિશેષ રૂપે બચાવ કરે છે. તેનો બચાવ તે પુરિશ્કેવિચના હાથમાં હાથ મેળવીને અને તેની જોડે ખભેખભા મિલાવીને કરે છે. તફાવત માત્ર એટલો જ છે કે પુરિશ્કેવિચ સામંતશાહીના ડંડામાં વધારે શ્રદ્ધા રાખે છે, જ્યારે મિ. કોકોશિકન અને કંપની સમજે છે કે એ ડંડામાં તો ૧૯૦૫માં ઊંડી ફાટ પડી ગઈ છે. અને એટલે તેઓ લોકસમુદાયોને છળવાની મૂડીવાદી રીતો— કૂપમંડૂકો તથા કિસાનોને "રાજ્યના વિઘટન"ની ભૂતાવળથી ડરાવવાની, ઇતિહાસે સ્થાપિત કરેલા સિદ્ધાંતો જોડે "રાષ્ટ્રીય આઝાદી"નો સુમેળ સાધવા

વિશેના વાક્યો દ્વારા તેઓને ભરમાવવાની, ઇત્યાદિ જેવી રીતો — ઉપર વધારે વિશ્વાસ મૂકે છે.

રાષ્ટ્રોના રાજકીય આત્મનિર્ણયના સિદ્ધાંત પ્રત્યે લિબરલોની દુશ્મનાવટનો વર્ગની દૃષ્ટિએ એક જ, ફક્ત એક જ, સાચો અર્થ હોઈ શકે: રાષ્ટ્રીય લિબરલિઝમ, રશિયન મૂડીદાર વર્ગના રાજ્યવિષયક વિશેષાધિકારોનો બચાવ. અને રશિયામાં માર્ક્સવાદીઓની અંદર જે તકવાદીઓ છે, જે હાલ ત્રીજી જૂનના અમલ હેઠળ રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની વિરુદ્ધ મેદાને પડયા છે — વિસર્જનવાદી સેમ્કોવ્સ્કી, બુંદવાદી લીબમાન, ઉક્રાઈનિયન નિમ્ન-મૂડીવાદી યુર્કેવિચ — તેઓ **વાસ્તવમાં** રાષ્ટ્રીય લિબરલોની પાછળ ઘસડાઈ રહ્યા છે અને રાષ્ટ્રીય લિબરલિઝમના વિચારો વડે કામદાર વર્ગને ભ્રષ્ટ કરી રહ્યા છે.

કામદાર વર્ગનાં તથા મૂડીવાદની વિરુદ્ધ તેના સંઘર્ષનાં હિતોનો તકાદો છે કે બધાં રાષ્ટ્રોના કામદારોનું પૂર્ણ ઐક્ય અને તેમની ગાઢતમ એકતા સ્થાપવામાં આવે, એ હિતો તકાદો કરે છે કે પ્રત્યેક પ્રજાના મૂડીદાર વર્ગની રાષ્ટ્રવાદી નીતિનો પરાજય કરવામાં આવે. એટલે, સામાજિક-લોકશાહીવાદીઓ જો રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને, અર્થાત્ ઉત્પીડિત રાષ્ટ્રોના પાર્થક્યના અધિકારને, છાંડી દે અથવા ઉત્પીડિત રાષ્ટ્રોના મૂડીદાર વર્ગની બધી જ રાષ્ટ્રીય માગણીઓનું તેઓ સમર્થન કરે તો તેઓ પણ એટલા જ પ્રમાણમાં સર્વહારા વર્ગની નીતિથી અળગા થઈ જશે અને કામદારોને મૂડીદાર વર્ગની નીતિની આધીનતામાં ધકેલી દેશે. પોતાનું શોષણ મુખ્યત્વે બિનરશિયન મૂડીદાર વર્ગને બદલે રશિયન મૂડીદાર વર્ગ કરે અથવા યહૂદી મૂડીદાર વર્ગને બદલે પોલૅંડનો મૂડીદાર વર્ગ કરે, ઇત્યાદિ બાબતોથી રોજી-કામદારને મુદ્દલ ફેર પડતો નથી. પોતાનાં વર્ગહિતોને સમજવા લાગ્યો હોય એવો રોજી-કામદાર તો રશિયન મૂડીદારોના રાજ્યવિષયક વિશેષાધિકારો પ્રત્યે તેમ જ રાજ્યવિષયક વિશેષાધિકારો મળતાં જ પૃથ્વી ઉપર સ્વર્ગ ખડું કરવાના પોલૅંડના કે ઉક્રાઈનાના મૂડીદારોનાં વચનો પ્રત્યે એકસરખો ઉદાસીન હોય છે. મૂડીવાદનો વિકાસ થઈ રહ્યો છે અને બન્ને પ્રકારનાં રાજ્યોમાં — બહુરાષ્ટ્રીય રાજ્યો તેમ જ અલગ અલગ રાષ્ટ્રીય રાજ્યોમાં — એ વિકાસ એક યા બીજી રીતે ચાલુ જ રહેશે.

ગમે તે હાલતમાં રોજી-કામદાર તો શોષણનું લક્ષ્ય રહેશે જ. અને શોષણની વિરુદ્ધ સફળ સંઘર્ષ માટે જરૂરી છે કે સર્વહારા વર્ગ રાષ્ટ્રવાદથી મુક્ત હોય, અને એમ કહીએ કે વિવિધ રાષ્ટ્રોના મૂડીદાર વર્ગોની વચ્ચે ખેલાતા સર્વોપરીતા માટેના જંગમાં એ તદ્દન તટસ્થ હોય. કોઈ પણ રાષ્ટ્રનો સર્વહારા વર્ગ "પોતાના"

રાષ્ટ્રીય મૂડીદાર વર્ગના વિશેષાધિકારોનું જરા સરખું પણ સમર્થન કરે તો એથી બીજા રાષ્ટ્રના સર્વહારા વર્ગની અંદર અનિવાર્ય રીતે અવિશ્વાસ ઉત્પન્ન થશે જ, એથી કામદારોનું આંતરરાષ્ટ્રીય વર્ગીય ઐક્ય નબળું પડશે તથા તેઓ વિભાજિત થઈ જશે, અને મૂડીદાર વર્ગ ગેલમાં આવી જશે. એ ઉપરાંત, આત્મનિર્ણયના અધિકારનો, પાર્થક્યના અધિકારનો, ઇનકાર કરવાનો અનિવાર્ય વાસ્તવિક અર્થ છે સત્તાધારી રાષ્ટ્રના વિશેષાધિકારોનું સમર્થન.

આપણે સ્વિડનથી નોર્વેના પાર્થક્યનો નક્કર કિસ્સો લઈએ તો આપણને આ બાબતનું એથી પણ વધારે સચોટ પ્રમાણ જોવા મળશે.

### ૬. નોર્વેનું સ્વિડનથી પાર્થક્ય

રોઝા લુક્ઝેમ્બુર્ગ બરાબર આ જ ઉદાહરણ ટાંકે છે અને તેની નીચે મુજબ છણાવટ કરે છે:

> "સમવાયી સંબંધોના ઇતિહાસની છેલ્લામાં છેલ્લી ઘટનાએ, નોર્વેના સ્વિડનથી પાર્થક્યની ઘટનાએ—જેને એ સમયે પોલૅંડના સામાજિક-દેશભક્ત અખબારોએ (જુઓ ક્રેકોવનું 'નાપ્શૂદ'[53]) અલગ રાજ્ય સ્થાપવાની આકાંક્ષાઓના સામર્થ્ય તથા પ્રગતિશીલ સ્વરૂપની સુખકર નિશાની તરીકે ત્વરાથી ઝડપી લીધી હતી—એ વાતની એકદમ સચોટ સાબિતી પૂરી પાડી છે કે સમવાયતંત્રવાદ અને તેનું સહગામી પાર્થક્ય કોઈ પણ રીતે પ્રગતિ અથવા લોકશાહીનાં દ્યોતક નથી. જેના પરિણામે સ્વિડિશ રાજાને પદભ્રષ્ટ કરીને નોર્વે છોડી ચાલ્યા જવા મજબૂર કરવામાં આવ્યો એ નોર્વેની કહેવાતી 'ક્રાંતિ' પછી નોર્વેના લોકોએ રાષ્ટ્રીય લોકપૃચ્છા દ્વારા પ્રજાસત્તાકની સ્થાપનાની દરખાસ્તનો ઔપચારિક રીતે અસ્વીકાર કરીને શાંતિપૂર્વક એક બીજો રાજા પસંદ કરી લીધો. બધાં જ રાષ્ટ્રીય આંદોલનોના અને સ્વાધીનતાના બધા પ્રકારના આભાસોના ઉપરચોટિયા પ્રશંસકોએ જેને 'ક્રાંતિ' તરીકે ઘોષિત કરી દીધી એ તો ફક્ત કિસાન અને નિમ્ન-મૂડીવાદી પૃથગાત્મકતાની અભિવ્યક્તિ હતી, એવી આકાંક્ષાની અભિવ્યક્તિ હતી કે પોતાને પૈસે તેમને સ્વિડનના ઉમરાવ વર્ગે લાદેલા રાજાને બદલે તેમનો 'પોતાનો' રાજા મળે, અને એટલે તે એક એવું આંદોલન હતું કે જેને ક્રાંતિ જોડે

કશો જ સંબંધ નહોતો. તેની સાથે સાથે જ, સ્વિડન અને નોર્વે વચ્ચેના જોડાણના ભંગે ફરી એક વાર બતાવી આપ્યું કે એ વખત સુધી અસ્તિત્વમાં રહેલું સમવાયતંત્ર આ બાબતમાં પણ કેટલી હદે શુદ્ધ રાજવંશી હિતોને જ અભિવ્યક્ત કરતું હતું અને એટલે રાજશાહી તથા પ્રત્યાઘાતનું ફક્ત એક રૂપ જ હતું." ('પ્રઝેગ્લાદ')

આ સંબંધમાં રોઝા લુક્ઝેમ્બુર્ગનું કહેવાનું શબ્દશ: આટલું જ છે!! પોતાના ધોરણની નિરર્થકતાને આ ઉદાહરણ કરતાં વધારે સ્પષ્ટ રીતે છતી કરવાનું રોઝા લુક્ઝેમ્બુર્ગ માટે મુશ્કેલ બન્યું હોત એ વાત કબૂલ કરવી જ જોઈએ.

પહેલાં પણ એ જ સવાલ હતો અને હજુ પણ એ જ સવાલ છે કે બહુ-રાષ્ટ્રીય રાજ્યનાં સામાજિક-લોકશાહીવાદીઓને આત્મનિર્ણયના અથવા પાર્થક્યના અધિકારને સ્વીકારતો હોય એવા કાર્યક્રમની જરૂર છે કે નહિ.

રોઝા લુક્ઝેમ્બુર્ગે ટાંકેલું નોર્વેનું ઉદાહરણ આ મુદ્દા પરત્વે આપણને શું જણાવે છે?

આપણી લેખિકા વળ ખાય છે અને પાસાં બદલે છે, પોતાની ચતુરાઈનો ઉપયોગ કરે છે અને 'નાપ્શૂદ'ની ઉપર નિંદાની ઝડી વરસાવે છે, પરંતુ સવાલનો જવાબ આપતી નથી!! ઉપસ્થિત વાસ્તવિક મુદ્દા વિશે **એક પણ શબ્દ કહેવાની** આફતમાંથી **છટકી જવાના** ઉદ્દેશે રોઝા લુક્ઝેમ્બુર્ગ દુનિયાભરની બીજી બધી વાતો વાગોળે છે!!

એ વાત નિ:શંક છે કે પોતાને પૈસે પોતાનો જ રાજા રાખવાની ઇચ્છા ધરાવવામાં અને પ્રજાસત્તાકની સ્થાપનાની દરખાસ્તનો રાષ્ટ્રીય લોકપૃચ્છા દ્વારા અસ્વીકાર કરવામાં નોર્વેના નિમ્ન-મૂડીદાર વર્ગે કૂપમંડૂકતાનાં અત્યંત ખરાબ લક્ષણો વ્યક્ત કર્યાં છે. એ વાતને ધ્યાનમાં ન લઈને 'નાપ્શૂદે' પણ એટલાં જ ખરાબ અને એટલાં જ કૂપમંડૂકતામય લક્ષણો વ્યક્ત કર્યાં છે.

પરંતુ અસલી બાબત જોડે આ બધી વાતોને શો સંબંધ છે??

ચર્ચાનો સવાલ તો છે આત્મનિર્ણયના અધિકારનો અને સમાજવાદી સર્વહારા વર્ગે એ અધિકાર પ્રત્યે કેવું વલણ અપનાવવું જોઈએ તેનો! તો પછી રોઝા લુક્ઝેમ્બુર્ગ એ સવાલની આસપાસ ચકરાવા લેવાને બદલે તેનો જવાબ કેમ આપતી નથી?

કહેવાય છે કે ઉંદરની નજરમાં બિલાડીથી વધારે જોરાવર જનાવર બીજું કોઈ ન હોય. સાફ દેખાય છે કે રોઝા લુક્ઝેમ્બુર્ગની નજરમાં 'ફ્રાકિ' કરતાં

વધારે જોરાવર જનાવર બીજું કોઈ નથી. કહેવાતા ક્રાંતિકારી જૂથ 'પોલિશ સમાજવાદી પાર્ટી' માટે સામાન્ય બોલચાલમાં 'ફ્રાકિ' શબ્દ વપરાય છે અને ક્રેકોવનું અખબાર 'નાપ્શૂદ' એ 'જૂથ'ના વિચારો જોડે સહમત છે. એ 'જૂથ'ના રાષ્ટ્રવાદ વિરુદ્ધ પોતાની લડતમાં રોઝા લુક્ઝેમ્બુર્ગ એટલી બધી આંધળી થઈ ગઈ છે કે તેને 'નાપ્શૂદ' સિવાય બીજું કશું નજરે ચડતું જ નથી.

'નાપ્શૂદ' કહે કે "હા" તો રોઝા લુક્ઝેમ્બુર્ગ તરત જ "ના" કહી દેવાને પોતાની પવિત્ર ફરજ સમજે છે, અને એ વાતનો વિચાર કરવા મુદ્દલ થોભતી નથી કે એમ કરીને તે પોતાને 'નાપ્શૂદ'થી સ્વતંત્ર જાહેર નથી કરતી પરંતુ એથી ઊલટું એમ જાહેર કરે છે કે તે હાસ્યાસ્પદ હદે 'ફ્રાકિ' ઉપર અવલંબિત છે, ક્રેકોવના કીડિયારા કરતાં કંઈક વધારે ઊંડા અને વ્યાપક દૃષ્ટિકોણથી બાબતોને નીરખવાને અશક્ત છે. બેશક, 'નાપ્શૂદ' કંગાલ અખબાર છે અને કોઈ પણ રીતે માર્ક્સવાદી અખબાર નથી જ, પરંતુ એક વાર નોર્વેનું ઉદાહરણ પસંદ કર્યા પછી તેનું યોગ્ય પૃથક્કરણ કરતાં એ બાબત આપણને અટકાવી શકે નહિ.

એ ઉદાહરણનું માર્ક્સવાદી રીતે પૃથક્કરણ કરવું હોય તો આપણે અત્યંત ભયંકર 'ફ્રાકિ'નાં દૂષણોની નહિ પરંતુ પહેલાં તો સ્વિડનથી નોર્વેના પાર્થક્યનાં નક્કર ઐતિહાસિક લક્ષણોની છણાવટ કરવી પડે, અને પછી એ પાર્થક્યના સંબંધમાં બન્ને દેશોના **સર્વહારા વર્ગની** સમક્ષ ઉપસ્થિત થયેલાં કર્તવ્યોની છણાવટ કરવી પડે.

નોર્વે અને સ્વિડન વચ્ચેના ભૌગોલિક, આર્થિક તથા ભાષાકીય સંબંધો અનેક બિનરશિયન સ્લાવ રાષ્ટ્રો તથા રશિયનો વચ્ચેના એવા સંબંધો કરતાં જરા પણ ઓછા ગાઢ નથી. પરંતુ નોર્વે અને સ્વિડન વચ્ચેનું જોડાણ મરજિયાત નહોતું અને એટલે રોઝા લુક્ઝેમ્બુર્ગનો "સમવાયતંત્ર" વિશેનો નિર્દેશ તદ્દન અસ્થાને છે, અને તેણે તેનો આશરો ફક્ત એટલા જ કારણસર લીધો છે કે શું કહેવું તેની તેને ગમ નહોતી પડતી. નોર્વે તો નેપોલિયનનાં યુદ્ધો દરમિયાન રાજાઓએ નોર્વેવાસીઓની ઇચ્છા વિરુદ્ધ સ્વિડનને **આપી દીધું હતું**, અને નોર્વેને ગુલામીમાં જકડવા માટે સ્વિડનને ત્યાં લશ્કરો લઈ જવાં પડયાં હતાં.

જે અપવાદરૂપ વિસ્તૃત સ્વાયત્તતા નોર્વેવાસીઓ ભોગવતા હતા (તેઓ પોતાની અલગ સંસદ ધરાવતા હતા, ઇત્યાદિ) તે છતાં નોર્વે અને સ્વિડન વચ્ચે અનેક દાયકાઓ સુધી સતત ઘર્ષણ ચાલતું રહ્યું હતું, અને નોર્વેવાસીઓએ

પોતાની સઘળી જહેમતો સ્વિડનની ઉમરાવશાહીની ધૂંસરીને ફગાવી દેવાના ધ્યેય ઉપર કેંદ્રિત કરી હતી. આખરે ૧૯૦૫ના ઑગસ્ટ માસમાં તેઓ સફળ થયા: નોર્વેની સંસદે નિર્ણય લીધો કે સ્વિડનનો રાજા હવે નોર્વેનો રાજા નહિ ગણાય, અને ત્યાર બાદ નોર્વેમાં થયેલી લોકપૃચ્છામાં અતિવ્યાપક બહુમતીએ (થોડાક સેંકડાની વિરુદ્ધ લગભગ બે લાખ) સ્વિડનથી તદ્દન અલગ થઈ જવાની તરફેણમાં મત આપ્યા. ટૂંકા ગાળાની અનિશ્ચિતતા બાદ સ્વિડનવાસીઓએ પાર્થક્યની હકીકતને લાચારીથી માની લીધી.

આ ઉદાહરણ આપણને બતાવે છે કે આધુનિક આર્થિક અને રાજકીય સંબંધો હેઠળ રાષ્ટ્રોના પાર્થક્યની ઘટનાઓ કયા આધારે શક્ય છે તથા વાસ્તવમાં બને છે, અને રાજકીય આઝાદી તથા લોકશાહીની પરિસ્થિતિમાં પાર્થક્ય ક્યારેક કેવું **રૂપ** ધારણ કરે છે.

રાજકીય આઝાદી અને લોકશાહીના સવાલો પોતાને માટે ઉદાસીનતાની બાબતો છે એવું ધોરણ અપનાવવા ન માગતો હોય (અને એવું ધોરણ અપનાવે તો એ સ્વાભાવિક રીતે જ સામાજિક-લોકશાહીવાદી મટી જાય) તો એક પણ સામાજિક-લોકશાહીવાદી આ ઉદાહરણ એ વાતની **વ્યાવહારિક** સાબિતી હોવાનો ઇનકાર ન કરી શકે કે રાષ્ટ્રોના પાર્થક્યની બાબતમાં ઉત્પન્ન થતાં ઘર્ષણોની પતાવટ "રશિયન રીતે" નહિ પરંતુ એ ઘર્ષણોનો નિકાલ ૧૯૦૫માં નોર્વે અને સ્વિડન વચ્ચે જે રીતે કરવામાં આવ્યો હતો **એ રીતે જ** કરવા વિશે પદ્ધતિસર પ્રચાર ચલાવવા તથા તેની ભૂમિકા તૈયાર કરવા વર્ગજાગ્રત કામદારો **ફરજથી બંધાયેલા** છે. કાર્યક્રમમાં મૂકવામાં આવેલી રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની સ્વીકૃતિની માગણી બરાબર આ જ વાતને વ્યક્ત કરે છે. પરંતુ પોતાના સિદ્ધાંતને પ્રતિકૂળ હકીકતથી છટકવાની કોશિશ રોઝા લુક્ઝેમ્બુર્ગે નોર્વેના કૂપમંડૂકોની અને ક્રેકોવના 'નાપ્શૂદ'ની ઉપર સખત પ્રહારો કરીને કરી છે કારણ કે રાષ્ટ્રોના આત્મનિર્ણયનો અધિકાર તો એક "તરંગ" છે, એ તો "સોનાની થાળીઓમાં ભોજન કરવાના" અધિકાર જેવો છે, વગેરે જેવાં તેનાં વાક્યોનું આ ઐતિહાસિક તથ્ય **તદ્દન ખંડન કરી નાખે છે** એ હકીકત તે ખૂબ સારી રીતે સમજી ગઈ છે. એવાં વાક્યો તો પૂર્વ યુરોપની પ્રજાઓમાં વર્તમાન સમયે પ્રવર્તતા શક્તિ-સંબંધોની અવિચળતામાં નચિંત તકવાદી શ્રદ્ધાને જ માત્ર વ્યક્ત કરે છે.

આપણે આગળ વધીએ. બીજા બધા સવાલોની જેમ રાષ્ટ્રોના આત્મનિર્ણયની બાબતમાં પણ અમને સૌપ્રથમ અને સૌથી વધારે રસ તો છે

જે તે રાષ્ટ્રની અંદરના સર્વહારા વર્ગના આત્મનિર્ણયમાં જ. રોઝા લુક્ઝેમ્બુર્ગે શરમાઈને આ સવાલને પણ બાજુ પર રાખી દીધો કેમ કે તે સમજી ગઈ કે તેણે પોતે જ પસંદ કરેલા નોર્વેના ઉદાહરણનું એ આધારે કરવામાં આવેલું પૃથક્કરણ તેના પોતાના "સિદ્ધાંત" માટે વિનાશકારી સાબિત થશે.

પાર્થક્યની બાબતમાં જે ઘર્ષણ ઉત્પન્ન થયું તેમાં નોર્વેના અને સ્વિડનના સર્વહારા વર્ગે કેવું ધોરણ અખત્યાર કર્યું, અને તેને ખરેખર કેવું ધોરણ અપનાવવું જોઈતું હતું? નોર્વે અલગ થઈ ગયું **તે પછી** નોર્વેના વર્ગજાગ્રત કામદારોએ સ્વાભાવિક રીતે જ પ્રજાસત્તાકની તરફેણમાં મત આપ્યો હોય*, અને અમુક સમાજવાદીઓએ જો એથી ઊલટો મત આપ્યો હોય તો તેથી એ જ વાત સ્પષ્ટ થાય છે કે યુરોપિયન સમાજવાદી આંદોલનમાં ક્યારેક ક્યારેક કેટલો મૂર્ખતાપૂર્ણ અને કૂપમંડૂકતામય તકવાદ ઘર કરી જતો હોય છે. આ બાબતમાં બે અભિપ્રાયો હોઈ શકે જ નહિ, અને અમે તેનો ઉલ્લેખ માત્ર એટલા માટે જ કર્યો છે કે રોઝા લુક્ઝેમ્બુર્ગ **મુદ્દાથી ભિન્ન** વાતો કરીને સવાલને ઢાંકી દેવાની કોશિશ કરી રહી છે. અમે એ નથી જાણતા કે નોર્વેજિયન સમાજવાદી કાર્યક્રમે નોર્વેજિયન સામાજિક-લોકશાહીવાદીઓ માટે પાર્થક્યના સવાલની બાબતમાં એક ખાસ પ્રકારનું વલણ અપનાવવાનું ફરજિયાત બનાવ્યું હતું કે નહિ. અમે ધારી લઈશું કે એ ફરજિયાત નહોતું બનાવવામાં આવ્યું, નોર્વેજિયન સમાજવાદીઓએ એ સવાલને ખુલ્લો રહેવા દીધો હતો કે નોર્વેની સ્વાયત્ત સત્તા વર્ગસંઘર્ષને મુક્ત રીતે લડવાનો પૂરતો અવકાશ કેટલી હદ સુધી આપે છે, અથવા, સ્વિડિશ ઉમરાવ વર્ગ સાથેનાં નિત્યનાં ઘર્ષણો તથા ઝઘડા આર્થિક જીવનની આઝાદીને કેટલી હદ સુધી અવરોધે છે. પરંતુ એ વાતનો ઇનકાર ન થઈ શકે કે એ ઉમરાવ વર્ગનો વિરોધ કરવો અને નોર્વેજિયન કિસાન-લોકશાહીનું (તેની બધી જ કૂપમંડૂકતામય મર્યાદાઓ છતાં પણ) સમર્થન કરવું એ નોર્વેજિયન સર્વહારા વર્ગની ફરજ હતી.

અને સ્વિડિશ સર્વહારા વર્ગ? એ તો સૌ જાણે છે કે સ્વિડિશ <u>ધર્માધિકારીઓ</u> દ્વારા પ્રોત્સાહિત સ્વિડિશ જમીનદારો નોર્વેની વિરુદ્ધ જંગ

---

*નોર્વે રાષ્ટ્રની બહુમતી રાજશાહીની તરફેણમાં હતી પરંતુ સર્વહારા વર્ગની ઇચ્છા પ્રજાસત્તાક સ્થાપવાની હતી એટલે સામાન્ય રૂપે નોર્વેના સર્વહારા વર્ગની સમક્ષ બે જ રસ્તા ખુલ્લા હતા: પરિસ્થિતિ પરિપક્વ હોય તો ક્રાંતિનો માર્ગ લેવો અથવા બહુમતીના નિર્ણયને આધીન થઈ જવું અને દીર્ઘકાળ પર્યંત પ્રચાર તથા આંદોલનના કાર્યમાં લાગી જવું.

કરવાની હિમાયત કરતા હતા. અને નોર્વે સ્વિડન કરતાં ખૂબ નબળું હતું. એટલે, તેને સ્વિડિશ આક્રમણનો અનુભવ પહેલાં જ થઈ ચૂક્યો હતો એટલે, અને સ્વિડિશ ઉમરાવ વર્ગ પોતાના દેશમાં બેહદ અસર ધરાવતો હતો એટલે, જંગની એ હિમાયતે ગંભીર ભય ઊભો કર્યો. "રાષ્ટ્રોના રાજકીય આત્મનિર્ણયનાં લવચીક સૂત્રો" વિશે "સંભાળપૂર્વક વિચાર કરવાની" અપીલો કરીને, "રાજ્યના વિઘટન"ના જોખમનાં ભયંકર ચિત્રો ચીતરીને, અને જનતાને એવી ખાતરી આપીને કે "પ્રજાકીય આઝાદી" સ્વિડિશ ઉમરાવ વર્ગના સિદ્ધાંતો જોડે સુસંગત છે, સ્વિડિશ લોકોનાં માનસોને ભ્રષ્ટ કરવાની કોશિશોમાં સ્વિડિશ કોકોશિકનોએ ઘણો સમય અને ઘણી શક્તિ ખર્ચ્યાં હશે એ વાતની આપણે ખાતરી રાખી શકીએ. જો સ્વિડિશ સામાજિક-લોકશાહીવાદીઓ જમીનદારોની તથા "કોકોશિકનો"ની વિચારસરણી તથા નીતિનો સામનો કરવામાં પોતાની સમગ્ર તાકાત વડે લડયા ન હોત અને જો તેમણે રાષ્ટ્રોની સમાનતાની **ફક્ત** સામાન્ય રૂપમાં જ નહિ (એ તો કોકોશિકનો પણ માન્ય કરે છે) પરંતુ રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની પણ, નોર્વેની પાર્થક્યની આઝાદીની પણ, માગણી ન કરી હોત તો તેમણે સમાજવાદના ધ્યેય સાથે અને લોકશાહીના ધ્યેય સાથે દગાખોરી કરી હોત.

સ્વિડિશ કામદારોએ નોર્વેવાસીઓના પાર્થક્યના અધિકારને માન્ય કર્યો એ હકીકતથી નોર્વેજિયન અને સ્વિડિશ કામદારોની ગાઢ એકસંપીને, તેમના પાકા બંધુભાવી વર્ગીય ઐક્યને, **લાભ થયો** કેમ કે તેથી નોર્વેજિયન કામદારોને એ વાતની પ્રતીતિ થઈ કે સ્વિડિશ કામદારોને સ્વિડિશ રાષ્ટ્રવાદનો ચેપ નથી લાગ્યો, સ્વિડિશ કામદારો નોર્વેજિયન સર્વહારાઓ જોડેના બંધુભાવને સ્વિડિશ મૂડીદાર વર્ગ તથા ઉમરાવ વર્ગના વિશેષાધિકારોથી ઊંચે સ્થાને સ્થાપે છે. યુરોપના રાજાઓએ અને સ્વિડિશ ઉમરાવ વર્ગે નોર્વેની ઉપર લાદેલાં બંધનોના વિસર્જને નોર્વેજિયન અને સ્વિડિશ કામદારો વચ્ચેના સંબંધોને વધારે મજબૂત બનાવ્યા. સ્વિડિશ કામદારોએ સાબિત કરી બતાવ્યું કે મૂડીદાર વર્ગના **બધા** પલટાતા રંગો છતાં—તદ્દન સંભવિત છે કે મૂડીવાદી સંબંધો સ્વિડનવાસીઓ માટે નોર્વેજિયનોને ફરી એક વાર બળજબરીથી ગુલામ બનાવી દેવાનું શક્ય બનાવે—સ્વિડિશ અને નોર્વેજિયન બન્ને મૂડીદાર વર્ગની વિરુદ્ધની લડતમાં બન્ને દેશોના કામદારોની પૂર્ણ સમાનતા તથા વર્ગીય ઐક્યને તેઓ જાળવી રાખી શકશે તથા તેનું રક્ષણ કરી શકશે.

પ્રસંગાનુરૂપ ઉલ્લેખ કરીએ કે રોઝા લુક્ઝેમ્બુર્ગ સાથેના અમારા મતભેદોનો પોલિશ સામાજિક-લોકશાહીવાદની વિરુદ્ધ "ઉપયોગ" કરવાના 'ફ્રાકિ' દ્વારા ક્યારેક ક્યારેક કરવામાં આવતા પ્રયત્નો કેટલા બિનપાયાદાર અને પોકળ પણ છે એ વાતને આ હકીકત જાહેર કરી દે છે. 'ફ્રાકિ' સર્વહારા પાર્ટી નથી, એ સમાજવાદી પાર્ટી પણ નથી, પરંતુ નિમ્ન-મૂડીવાદી રાષ્ટ્રવાદી પાર્ટી છે, અમુક રીતે પોલિશ સામાજિક-ક્રાંતિકારીઓ જેવી પાર્ટી છે. રશિયન સામાજિક-લોકશાહીવાદીઓ અને એ પાર્ટી વચ્ચે એકતાનો સવાલ કદી ઊભો થયો જ નથી કે કદી ઊભો થઈ શકે પણ નહિ. એથી ઊલટું, પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓની જોડે સ્થપાયેલ ગાઢ સંબંધો તથા એકતાની બાબતમાં એક પણ રશિયન સામાજિક-લોકશાહીવાદીએ "અફસોસની લાગણી" કદી અનુભવી નથી. જે દેશ રાષ્ટ્રવાદી આકાંક્ષાઓ અને આવેગોથી તદ્દન છલકાય છે એવા પોલૅંડમાં એક ખરેખર માર્ક્સવાદી, ખરેખર સર્વહારા, પાર્ટીનું પહેલી જ વાર સર્જન કરીને પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓએ મહાન ઐતિહાસિક સેવા કરી છે. પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓએ કરેલી સેવા મહાન એટલા માટે નથી કે રોઝા લુક્ઝેમ્બુર્ગે રશિયન માર્ક્સવાદીઓના કાર્યક્રમના નવમા મુદ્દા વિશે જથ્થાબંધ નિરર્થક લવારા કર્યા છે, એ સેવા તો એવી અફસોસજનક ઘટના છતાં મહાન છે.

"આત્મનિર્ણયના અધિકાર"નો સવાલ રશિયનો માટે જેટલું મહત્ત્વ ધરાવે છે એટલું મહત્ત્વ પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ માટે બેશક નથી જ ધરાવતો. રાષ્ટ્રવાદથી અંધ બની ગયેલા પોલૅંડના નિમ્ન-મૂડીવાદી વર્ગનો સામનો કરવાના પોતાના ઉત્સાહમાં (કદાચ ક્યારેક થોડાક વધારે પડતા ઉત્સાહમાં) પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ "અતિરેક કરે" એ તદ્દન સમજી શકાય એવી વાત છે. પોલૅંડના પાર્થક્યનો વિરોધ કરવા માટે પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓને દોષિત ગણવાનો વિચાર સરખો કોઈ રશિયન માર્ક્સવાદીએ કદી કર્યો નથી. **રશિયન** માર્ક્સવાદીઓના કાર્યક્રમમાં આત્મનિર્ણયના અધિકારની માન્યતાનો સમાવેશ કરવાની જરૂરિયાતનો ઇનકાર કરવાની કોશિશ રોઝા લુક્ઝેમ્બુર્ગની જેમ એ સમાજિક-લોકશાહીવાદીઓ પણ જ્યારે કરે છે ત્યારે જ તેઓ ભૂલ કરે છે.

વસ્તુતઃ આ તો ક્રેકોવનાં ધોરણો વડે માપવામાં આવે ત્યારે સમજી શકાય એવા સંબંધોને રશિયામાં વસતી રશિયનો સમેત બધી પ્રજાઓ અને બધાં રાષ્ટ્રોની ઉપર લાગુ કરવાના પ્રયત્ન જેવી વાત થઈ. આનો અર્થ તો એવો

થયો કે રશિયન સામાજિક-લોકશાહીવાદી નહિ, આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદી નહિ, પણ "પગથી તે માથા લગી પોલિશ રાષ્ટ્રવાદી" બની જવું.

કારણ એ કે આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદ રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને માન્ય કરવાની તરફેણમાં છે. હવે અમે એ બાબતની છણાવટ કરીશું.

## ૭. લંડન આંતરરાષ્ટ્રીય કોંગ્રેસનો ઠરાવ — ૧૮૯૬

ઠરાવ નીચે મુજબ છે:

"આ કોંગ્રેસ ઘોષણા કરે છે કે તે બધાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના (Selbstbestimmungsrecht) પૂર્ણ અધિકારનું સમર્થન કરે છે અને લશ્કરી, રાષ્ટ્રીય, અથવા બીજા કોઈ પ્રકારની આપખુદશાહીની ધૂંસરી હેઠળ હાલ પીડાતા પ્રત્યેક દેશના કામદારો પ્રત્યે પોતાની હમદર્દી વ્યક્ત કરે છે; એ દેશોના કામદારોને કોંગ્રેસ આવાહન કરે છે કે તેઓ આખી દુનિયાના વર્ગજાગ્રત (*Klassenbewusste* — પોતાનાં વર્ગ-હિતોને સમજતા) કામદારોની હરોળોમાં સામેલ થઈ જાય અને આંતરરાષ્ટ્રીય મૂડીવાદના પરાજય માટે તથા આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદનાં લક્ષ્યોની સિદ્ધિ માટે તેમની સાથે ખભેખભા મિલાવીને જંગ ખેલે."*

અમે પહેલાં જ નિર્દેશ કરી ચૂક્યા છીએ તેમ સજ્જનો સેમ્કોવ્સ્કી, લીબમાન અને યુર્કેવિચ જેવા આપણા તકવાદીઓ આ ઠરાવ વિશે તદ્દન અજાણ છે. પણ રોઝા લુક્ઝેમ્બુર્ગ તેને વિશે વાકેફ છે અને આખો ઠરાવ ટાંકે

---

* લંડન કોંગ્રેસનો સત્તાવાર જર્મન અહેવાલ જુઓ: *«Verhandlungen und Beschlüsse des internationalen sozialistischen Arbeiter-und Gewerkschafts-Kongresses zu London, vom 27. Juli bis 1 August 1896»*, Berlin, 1896, S. 18 ('૧૮૯૬ના જુલાઈની ૨૭મી તારીખથી ઑગસ્ટની પહેલી તારીખ સુધી લંડનમાં ભરાયેલી સમાજવાદી મજૂર પાર્ટીઓ તથા ટ્રેડ યુનિયનોની કોંગ્રેસની કાર્યનોંધો તથા તેના નિર્ણયો', બર્લિન, ૧૮૯૬, પૃષ્ઠ ૧૮.—સં.). આંતરરાષ્ટ્રીય કોંગ્રેસોના નિર્ણયોનો સમાવેશ કરતી એક રશિયન પુસ્તિકા પ્રકાશિત થઈ છે જેમાં "આત્મનિર્ણય" શબ્દનું ખોટું ભાષાંતર કરીને તેનો "સ્વાયત્તતા" તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

છે. ઠરાવમાં એ જ શબ્દનો, "આત્મનિર્ણય" શબ્દનો, પ્રયોગ કરવામાં આવ્યો છે કે જે અમારા કાર્યક્રમમાં પણ વપરાયો છે.

પોતાના "મૌલિક" સિદ્ધાંતના માર્ગમાં પડેલા આ અવરોધને રોઝા લુક્ઝેમ્બુર્ગ કેવી રીતે દૂર કરે છે?

અરે, રીત તો તદ્દન સાદી છે... પૂરો ભાર ઠરાવના બીજા ભાગ ઉપર છે... તેના ઘોષણાત્મક લક્ષણ... પ્રત્યે કોઈ નિર્દેશ કરે તો ફક્ત ગેરસમજણના આધારે જ કરે!!

આપણી લેખિકાની લાચારી અને મૂંઝવણ ખરેખર વિસ્મયજનક છે. સાધારણ રીતે ફક્ત તકવાદીઓ જ એવી દલીલ કરતા હોય છે કે કાર્યક્રમના સુસંગત લોકશાહીવાદી અને સમાજવાદી મુદ્દાઓ તો ફક્ત જાહેરાતો જ હોય છે, અને તેઓ એ મુદ્દાઓની ચર્ચાને કાયરતાથી ટાળતા હોય છે. રોઝા લુક્ઝેમ્બુર્ગ આ વખતે સેમ્કોવ્સ્કી, લીબમાન, અને યુર્કેવિચ સજ્જનોના નિંદાપાત્ર સંગાથમાં છે તે સાવ અકારણ તો નથી જ. ઉપરોક્ત ઠરાવને પોતે સાચો ગણે છે કે ભૂલભરેલો ગણે છે એ વાત ખુલ્લી રીતે જણાવવાની હિંમત રોઝા લુક્ઝેમ્બુર્ગ નથી કરતી. ઠરાવનો બીજો ભાગ વાંચવાનું શરૂ કરે ત્યાં સુધીમાં તેનો પહેલો ભાગ તો ભૂલી પણ ગયો હોય અથવા લંડન કોંગ્રેસ ભરાઈ **તે પહેલાં** સમાજવાદી અખબારોમાં ચાલેલી ચર્ચા વિશે જેણે કદી સાંભળ્યું જ ન હોય એવા બેધ્યાન કે અધૂરી માહિતી ધરાવતા વાચકની ઉપર જાણે આધાર રાખતી હોય, એવી રીતે રોઝા લુક્ઝેમ્બુર્ગ આમતેમ ફાંફાં મારે છે અને મુદ્દાઓને મચડી નાખે છે.

પરંતુ રોઝા લુક્ઝેમ્બુર્ગ એમ ધારતી હોય કે સિદ્ધાંતના આવા મહત્ત્વના સવાલ વિશેના ઈન્ટરનેશનલના ઠરાવને તે એ ઠરાવનું આલોચનાત્મક પૃથક્કરણ કરવાનો ડોળ પણ કર્યા વગર રશિયાના વર્ગજાગ્રત કામદારોની નજર સામે પગ તળે કચરી નાખી શકશે તો તે બહુ મોટી થાપ ખાય છે.

લંડન કોંગ્રેસ ભરાઈ તે પહેલાં મુખ્યત્વે જર્મન માર્ક્સવાદીઓના મુખપત્ર *«Die Neue Zeit»*માં ચાલેલી ચર્ચાઓ દરમિયાન રોઝા લુક્ઝેમ્બુર્ગનો દૃષ્ટિકોણ પણ વ્યક્ત થયો હતો અને **ઈન્ટરનેશનલે એ દૃષ્ટિકોણનો વસ્તુતઃ અસ્વીકાર કર્યો હતો!** બાબતનું હાર્દ એ છે અને રશિયન વાચકે તેને ખાસ રૂપે ધ્યાનમાં રાખવું જ જોઈએ.

ચર્ચાએ પોલેંડની સ્વાધીનતાના સવાલ તરફ વળાંક લીધો. ત્રણ દૃષ્ટિકોણો આગળ ધરવામાં આવ્યા હતા:

૧) 'ફ્રાકિ'નો દૃષ્ટિકોણ, જેની રજૂઆત હેક્કરે કરી. એ લોકો ઇચ્છતા હતા કે ઇન્ટરનેશનલ **પોતાના** કાર્યક્રમમાં પોલૅંડની સ્વાધીનતાની માગણીનો સમાવેશ કરે. એ દરખાસ્તનો સ્વીકાર ન થયો. ઇન્ટરનેશનલમાં એ દૃષ્ટિકોણનો પરાજય થયો.

૨) રોઝા લુક્ઝેમ્બુર્ગનો દૃષ્ટિકોણ, અર્થાત્ પોલિશ સમાજવાદીઓએ પોલૅંડની સ્વાધીનતાની માગણી ન જ કરવી જોઈએ એવો દૃષ્ટિકોણ. આ દૃષ્ટિકોણ રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની ઘોષણાને તદ્દન બકાત રાખતો હતો. આ દૃષ્ટિકોણનો પણ ઇન્ટરનેશનલમાં એવી જ રીતે પરાજય થયો.

૩) રોઝા લુક્ઝેમ્બુર્ગનો વિરોધ કરતાં અને રોઝા લુક્ઝેમ્બુર્ગનો ભૌતિકવાદ અત્યંત "એક-પક્ષીય" છે એમ સાબિત કરતાં કાઉત્સ્કીએ એ વખતે જેનું સર્વાંગી વિવરણ કરેલું એ દૃષ્ટિકોણ. કાઉત્સ્કીએ કહ્યું કે આ દૃષ્ટિકોણ અનુસાર વર્તમાન સમયે ઇન્ટરનેશનલ પોલૅંડની સ્વાધીનતાને પોતાના કાર્યક્રમનો મુદ્દો ન બનાવી શકે, પરંતુ એવી માગણી આગળ ધરવાનો પોલિશ સમાજવાદીઓને પૂરો અધિકાર છે. જ્યાં રાષ્ટ્રીય ઉત્પીડન અસ્તિત્વમાં હોય એવી પરિસ્થિતિમાં રાષ્ટ્રીય સ્વાતંત્રતાનાં કર્ત્તવ્યોને અવગણવાં એ સમાજવાદીઓની દૃષ્ટિએ તદ્દન ભૂલભરેલું છે.

ઇન્ટરનેશનલનો ઠરાવ આ દૃષ્ટિકોણના અધિકતમ આવશ્યક અને મૂળભૂત નિરૂપણોનું પુનરાવર્તન કરે છે: એક તરફ બધાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના પૂર્ણ અધિકારનો તદ્દન સીધો અને અસંદિગ્ધ સ્વીકાર; બીજી તરફ પોતાના વર્ગસંઘર્ષમાં **આંતરરાષ્ટ્રીય** એકતા સ્થાપવાની કામદારોને એટલી જ અસંદિગ્ધ અપીલ.

અમે માનીએ છીએ કે આ ઠરાવ તદ્દન સાચો ઠરાવ છે, અને તેના બન્ને ભાગોને એકસાથે લઈને તેને એક અવિભાજ્ય સમગ્રતા તરીકે જોવામાં આવે તો વીસમી સદીની શરૂઆતમાં પૂર્વ યુરોપ અને એશિયાના દેશો માટે બરાબર આ જ ઠરાવ એવો છે કે જે રાષ્ટ્રીય સવાલની બાબતમાં સર્વહારા વર્ગીય નીતિનું એકમાત્ર સાચું માર્ગદર્શન આપે છે.

હવે આપણે ઉપરોક્ત ત્રણ દૃષ્ટિકોણોની થોડીઘણી અધિકતર વિગતમાં છણાવટ કરીએ.

સમગ્ર પશ્ચિમ યુરોપીય લોકશાહીવાદીઓ અને તેનાથીયે વધારે પ્રમાણમાં સામાજિક-લોકશાહીવાદીઓ[54] પોલૅંડની સ્વાધીનતાની માગણીનું સમર્થન કરવા

ફરજથી બંધાયેલા છે એવો અભિપ્રાય કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ ધરાવતા હતા એ તો જાણીતી વાત છે. ઓગણીસમી સદીના પાંચમા અને સાતમા દાયકાના સમય માટે, ઑસ્ટ્રિયા અને જર્મનીની મૂડીવાદી ક્રાંતિઓના સમય માટે, અને રશિયાના "કિસાન-સુધારા"[54]ના સમય માટે, આ દૃષ્ટિકોણ તદ્દન સાચો હતો અને સુસંગત રીતે લોકશાહીવાદી તથા સર્વહારા વર્ગીય હોય એવો એક જ દૃષ્ટિકોણ હતો. જ્યાં સુધી રશિયામાં અને મોટા ભાગના સ્લાવ દેશોમાં આમજનતા તંદ્રાવસ્થામાં હતી, જ્યાં સુધી એ દેશોમાં સ્વતંત્ર જનતાવ્યાપી લોકશાહીવાદી આંદોલનો **અસ્તિત્વમાં જ નહોતાં**, ત્યાં સુધી પોલેંડના **ઉમરાવ વર્ગનું** મુક્તિ-આંદોલન ફક્ત અખિલ રશિયન લોકશાહીવાદના દૃષ્ટિકોણથી જ નહિ, ફક્ત અખિલ સ્લાવ લોકશાહીવાદના દૃષ્ટિકોણથી જ નહિ, પરંતુ સમગ્ર યુરોપિયન લોકશાહીવાદના દૃષ્ટિકોણથી અત્યધિક તથા પરમ મહત્ત્વ ધરાવતું હતું.[55]*

માર્ક્સનું આ દૃષ્ટિબિંદુ ઓગણીસમી સદીના પાંચમા, છઠ્ઠા, અને સાતમા દાયકા માટે અથવા ત્રીજા ચતુર્થાંશ માટે તદ્દન સાચું હતું એ ખરું, પરંતુ વીસમી સદીમાં એ સાચું મટી ગયું છે. મોટા ભાગના સ્લાવ દેશોમાં, સ્લાવ દેશોમાં અધિકતમ પછાત એવા રશિયામાં પણ, સ્વતંત્ર લોકશાહીવાદી આંદોલનો અને સ્વતંત્ર સર્વહારા વર્ગીય આંદોલન સુદ્ધાં ઉત્પન્ન થઈ ચૂક્યાં

---

* ૧૮૬૩ના પોલિશ ઉમરાવ-બંડખોરના ધોરણની તુલના, યાને પોલિશ આંદોલનના મહત્ત્વનું મૂલ્યાંકન કેવી રીતે કરવું તેનું (માર્ક્સની જેમ) જ્ઞાન ધરાવતા અખિલ રશિયન લોકશાહીવાદી-ક્રાંતિકારી ચેર્નિશેવ્સ્કીના ધોરણની તુલના, ત્યાર પછી ઘણા સમયના અંતરે થઈ ગયેલા ઉક્રાઈનિયન નિમ્ન-મૂડીવાદી દ્રાગોમાનોવના ધોરણની સાથે કરવામાં આવે તો તે ઐતિહાસિક સંશોધનનું ખૂબ રોચક કામ બને. પોલિશ સામંતો પ્રત્યેની પોતાની વાજબી ઘૃણાને કારણે એ સામંતોના અખિલ રશિયન લોકશાહી માટેના સંઘર્ષના મહત્ત્વને ન સમજી શકે એટલી હદે અજ્ઞાની, ઊંઘણશી, અને છાણના પોતાના ઢગલા જોડે સજજડ જકડાયેલા કિસાનના દૃષ્ટિકોણને દ્રાગોમાનોવે વ્યક્ત કર્યો હતો. (જુઓ — દ્રાગોમાનોવ: «*Historical Poland and Great-Russian Democracy*») એ સમય સુધીમાં રાષ્ટ્રીય લિબરલ બની ગયેલા મિ. પી. બી. સ્રૂવેએ ત્યાર બાદ દ્રાગોમાનોવની ઉપર જે હેતભર્યાં ચુંબનો વરસાવ્યાં તેને માટે દ્રાગોમાનોવે પૂરેપૂરી સુયોગ્યતા પ્રાપ્ત કરી હતી.

છે. ઉમરાવશાહીનું પોલૅંડ અદૃશ્ય થઈ ગયું છે અને તેણે મૂડીવાદી પોલૅંડ માટે સ્થાન ખાલી કરી આપ્યું છે. એવી પરિસ્થિતિમાં પોલૅંડ પોતાના **અપવાદ રૂપ** ક્રાંતિકારી મહત્ત્વથી વંચિત થઈ ગયા વગર રહે જ નહિ.

**જુદા જ યુગમાં** માર્ક્સે ધારણ કરેલા દૃષ્ટિકોણને સદાકાળ માટે "પાકો" કરી દેવાનો પી. પી. એસ. ('પોલિશ સમાજવાદી પાર્ટી', વર્તમાન સમયે 'ફ્રાકી') દ્વારા ૧૮૯૬માં કરવામાં આવેલો પ્રયત્ન માર્ક્સવાદની **ભાવના**ની વિરુદ્ધ માર્ક્સવાદના **શબ્દો**નો ઉપયોગ કરવાનો પ્રયત્ન હતો. એટલે પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓએ જ્યારે પોલિશ નિમ્ન-મૂડીવાદી વર્ગના ઘોર રાષ્ટ્રવાદની ઉપર પ્રહારો કર્યા અને એ વાત પ્રત્યે ધ્યાન ખેંચ્યું કે પોલિશ કામદારો માટે રાષ્ટ્રીય સવાલ ગૌણ મહત્ત્વ ધરાવે છે, જ્યારે તેમણે પોલૅંડમાં પહેલી જ વાર શુદ્ધ સર્વહારા પાર્ટીનું સર્જન કર્યું અને અત્યંત મહત્ત્વનો સિદ્ધાંત ઘોષિત કર્યો કે પોલિશ અને રશિયન કામદારોએ પોતાના વર્ગસંઘર્ષમાં ગાઢતમ મિત્રતા જાળવવી જોઈએ, ત્યારે તેમણે તદ્દન સાચું ધોરણ અપનાવ્યું હતું.

પરંતુ એનો અર્થ શું એવો હતો ખરો કે વીસમી સદીના પ્રારંભમાં પૂર્વ યુરોપ તથા એશિયાની બાબતમાં રાષ્ટ્રોના રાજકીય આત્મનિર્ણયના સિદ્ધાંતને અથવા પાર્થક્યના અધિકારને ઇન્ટરનૅશનલ અનાવશ્યક ગણી શકે? એ તો બેહૂદગીની આખરી હદ થઈ હોત અને (સૈદ્ધાંતિક દૃષ્ટિએ) એમ કબૂલ કરી લેવા સમાન હોત કે તુર્કી, રશિયન, અને ચીની રાજ્યોની મૂડીવાદી-લોકશાહીવાદી પુનર્ઘટના પરિસમાપ્ત થઈ ચૂકી છે, એ તો આપખુદશાહી પ્રત્યે (અમલમાં) તકવાદી ધોરણ અપનાવવા સમાન હોત.

ના. પૂર્વ યુરોપ અને એશિયામાં શરૂ થઈ ચૂકેલી મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિઓના યુગમાં, રાષ્ટ્રીય આંદોલનોના ઉદ્‌ભવના અને જોર પકડવાના યુગમાં, સ્વતંત્ર સર્વહારા વર્ગીય પાર્ટીઓની સ્થાપનાના યુગમાં, રાષ્ટ્રીય નીતિના સંબંધમાં એ પાર્ટીઓનું કર્ત્તવ્ય દ્વિવિધ હોવું જોઈએ: બધાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને માન્યતા આપવી કેમ કે મૂડીવાદી-લોકશાહીવાદી પુનર્ઘટના હજુ સુધી પરિસમાપ્ત નથી થઈ અને કામદાર વર્ગનો લોકશાહીવાદ રાષ્ટ્રોના અધિકારોની સમાનતા કાજે લિબરલ કોકોશિકન ઢબે નહિ પણ સુસંગત રીતે, ગંભીરતાથી, અને ખરા હૃદયથી લડી રહ્યો છે; અને, કોઈ અમુક રાજ્યના ઇતિહાસની સમગ્ર ચડતીપડતી દરમિયાન તેમ જ મૂડીદાર વર્ગને હાથે નવેસરથી નિર્ધારિત થયેલી અલગ અલગ રાજ્યોની સીમાઓની પરવા કર્યા વગર,

વર્ગસંઘર્ષમાં તેનાં બધાં જ રાષ્ટ્રોના સર્વહારાઓની ગાઢતમ તથા અતૂટ મિત્રતા જાળવી રાખવી.

ઈન્ટરનેશનલનો ૧૮૯૬નો ઠરાવ સર્વહારા વર્ગના ચોક્કસ એ જ દ્વિવિધ કર્તવ્યનું નિરૂપણ કરે છે. અને ૧૯૧૩ના ઉનાળામાં ભરાયેલા રશિયન માર્ક્સવાદીઓના સંમેલને અપનાવેલા ઠરાવનું સારતત્ત્વ, તેનો આધારરૂપ સિદ્ધાંત, પણ એ જ છે. કેટલાક લોકો એ હકીકતમાં "આંતરવિરોધ" જોતા હોવાનો દાવો કરે છે કે એ ઠરાવનો આત્મનિર્ણયના અધિકારને, પાર્થક્યના અધિકારને, માન્ય કરતો ચોથો મુદ્દો રાષ્ટ્રવાદની તરફેણમાં વધારેમાં વધારે છૂટ "મૂકતો" જણાય છે (વાસ્તવમાં **બધાં જ** રાષ્ટ્રોના આત્મનિર્ણયના **અધિકારને** માન્યતા આપવાનો અર્થ છે વધારેમાં વધારે **લોકશાહીવાદ** અને ઓછામાં ઓછો રાષ્ટ્રવાદ), જયારે પાંચમો મુદ્દો કોઈ પણ રાષ્ટ્રના મૂડીદાર વર્ગનાં રાષ્ટ્રવાદી સૂત્રોની વિરુદ્ધ કામદારોને ચેતવણી આપે છે અને આંતરરાષ્ટ્રીય રીતે એકતાબદ્ધ થયેલી સર્વહારા વર્ગીય સંસ્થાઓમાં બધાં રાષ્ટ્રોના કામદારોની એકતા અને એકરૂપતાની માગણી કરે છે. પરંતુ એ "આંતરવિરોધ" તો કેવળ એવાં અત્યંત છીછરાં માનસોને જ દેખાય છે કે જે દાખલા તરીકે એટલું પણ ન સમજી શકતા હોય કે નોર્વેની અલગ થઈ જવાની અને સ્વતંત્ર રાજયની સ્થાપના કરવાની આઝાદીનું સ્વિડિશ કામદારોએ જયારે સમર્થન કર્યું ત્યારે સ્વિડિશ અને નોર્વેજિયન સર્વહારા વર્ગની એકતા તથા તેમના વર્ગીય ઐક્યને કેવી રીતે **લાભ થયો**.

## ૮. તરંગી કાર્લ માર્ક્સ અને વ્યાવહારિક રોઝા લુક્ઝેમ્બુર્ગ

પોલેંડની સ્વાધીનતાને એક "તરંગ" જાહેર કરીને અને એની એ વાતને કંટાળો ઊપજે ત્યાં સુધી રટયા કરીને રોઝા લુક્ઝેમ્બુર્ગ વ્યંગપૂર્વક કહે છે: તો પછી આયર્લેંડની સ્વાધીનતાની માગણી પણ ઉઠાવો ને?

એમ લાગે છે કે આયર્લેંડની સ્વાધીનતાના સવાલની બાબતમાં કાર્લ માર્ક્સના વલણથી "વ્યાવહારિક" રોઝા લુક્ઝેમ્બુર્ગ અજાણ છે. રાષ્ટ્રીય સ્વાધીનતાની **નક્કર** માગણીનું તકવાદી દૃષ્ટિબિંદુથી નહિ પણ યથાર્થ માર્ક્સવાદી દૃષ્ટિબિંદુથી કેવી રીતે પૃથક્કરણ કરવામાં આવ્યું છે એ બતાવવા માટે આ બાબતની છણાવટ ઉપયોગી છે.

માર્ક્સે પોતે જ કહ્યું છે તેમ, પોતાના પરિચિત સમાજવાદીઓની બુદ્ધિશક્તિ તથા પ્રતીતિઓની દૃઢતા કસી જોવા માટે માર્ક્સે તેમના "દાંત ચકાસી જોવાનો" દસ્તૂર બનાવ્યો હતો.[56] લોપાતિનનો પરિચય થયા પછી ૧૮૭૦ના જુલાઈની પાંચમી તારીખે માર્ક્સે ઍંગેલ્સને પત્ર લખ્યો અને તેમાં તેમણે એ યુવાન રશિયન સમાજવાદી વિશે ખૂબ પ્રશંસાત્મક અભિપ્રાય વ્યક્ત કર્યો પણ સાથે સાથે આ શબ્દો પણ ઉમેર્યા:

"...**પોલૅંડ** તેનું નબળું પાસું છે. એ મુદ્દાની બાબતમાં તે બરાબર એવી જ રીતે વાત કરે છે જેવી રીતે કોઈ અંગ્રેજ—અથવા એમ કહીએ કે પુરાણી ઢબનો કોઈ અંગ્રેજ ચાર્ટિસ્ટ—આયર્લૅંડ વિશે[57] વાત કરે."

ઉત્પીડક રાષ્ટ્રના કોઈ સમાજવાદીને માર્ક્સ ઉત્પીડિત રાષ્ટ્ર પ્રત્યેના તેના વલણ વિશે સવાલ કરે છે અને તરત જ એ ખામી જાહેર કરી દે છે કે જે બધાં સત્તાધારી રાષ્ટ્રોના (બ્રિટિશ અને રશિયન) સમાજવાદીઓમાં **સર્વસામાન્ય** છે: પદદલિત રાષ્ટ્રો પ્રત્યેની પોતાની સમાજવાદી ફરજોને સમજવાની નિષ્ફળતા, "પ્રબળ રાજ્યો"ના મૂડીદાર વર્ગ પાસેથી ગ્રહણ કરેલા પૂર્વગ્રહોનો તેમના દ્વારા પડાતો પડઘો.

આયર્લૅંડ વિશે માર્ક્સની સ્પષ્ટ ઘોષણાઓ ઉપર પહોંચતાં પહેલાં અમારે એ વાત પ્રત્યે ધ્યાન ખેંચવું જ જોઈએ કે સામાન્ય રૂપે રાષ્ટ્રીય સવાલ પ્રત્યે માર્ક્સ અને ઍંગેલ્સનું વલણ ચીવટભરી રીતે આલોચનાત્મક હતું અને તેના ઐતિહાસિક રીતે સાપેક્ષ મહત્ત્વને તેઓ સ્વીકારતા હતા. એ અનુસાર, ૧૮૫૧ના મે માસની ૨૩મી તારીખે ઍંગેલ્સે માર્ક્સને લખ્યું કે ઇતિહાસનો અભ્યાસ મને પોલૅંડ વિશે નિરાશાજનક નિષ્કર્ષો તરફ લઈ જાય છે, પોલૅંડનું મહત્ત્વ અસ્થાયી છે — રશિયામાં કૃષિ-ક્રાંતિ ન થાય ત્યાં સુધી જ છે. ઇતિહાસમાં પોલૅંડવાસીઓની ભૂમિકા "બહાદુરીભરી બેવકૂફી"ની રહી છે. "અને એવા એક પણ દાખલા પ્રત્યે નિર્દેશ કરી શકાય એમ નથી કે જેમાં પોલૅંડે સફળતાપૂર્વક પ્રગતિનું પ્રતિનિધિત્વ કર્યું હોય, પછી ભલે ફક્ત રશિયાના સંબંધમાં જ, અથવા ઐતિહાસિક મહત્ત્વ ધરાવતું કંઈ પણ કર્યું હોય." સભ્યતાનાં, શિક્ષણનાં, ઉદ્યોગનાં, અને મૂડીવાદી વર્ગનાં તત્ત્વો "પ્રમાદી છેલબટાઉ જેવી પ્રકૃતિ ધરાવતા પોલૅંડવાસીઓ" કરતાં રશિયામાં વધારે છે. "સેંટ પિટર્સબર્ગ, મોસ્કો, અને ઓદેસાની સરખામણીમાં વોર્સો અને ક્રેકોવની શું વિસાત છે!" પોલિશ ઉમરાવ વર્ગના બળવાની સફળતામાં ઍંગેલ્સને મુદ્દલ શ્રદ્ધા નહોતી.

પરંતુ અદ્ભુત પ્રતિભા અને વેધક સૂઝથી છલકાતા આ વિચારોએ બાર વર્ષ પછી જ્યારે રશિયા હજુ તંદ્રામાં પડયું હતું અને પોલૅંડ ખળભળી રહ્યું હતું ત્યારે માર્ક્સ અને ઍંગેલ્સને પોલિશ આંદોલન પ્રત્યે અત્યંત ઊંડી અને પ્રબળ હમદર્દી વ્યક્ત કરતાં રોક્યા નહિ.

૧૮૬૪માં ઇન્ટરનેશનલની ઘોષણાનો ખરડો તૈયાર કરતી વખતે માર્ક્સે ઍંગેલ્સને લખ્યું (૧૮૬૪ના નવેંબરની ચોથી તારીખે) કે મારે માઝ્ઝીનીના રાષ્ટ્રવાદનો સામનો કરવો પડયો, અને તેમણે આગળ ઉમેર્યું: "ઘોષણામાં જ્યાં જ્યાં આંતરરાષ્ટ્રીય રાજકારણ આવ્યું છે ત્યાં ત્યાં મેં પ્રજાઓનો નહિ પણ દેશોનો ઉલ્લેખ કર્યો છે, અને નાનાં નાનાં રાષ્ટ્રોનો નહિ પણ રશિયાનો વાંક કાઢયો છે." "મજૂરોના સવાલ"ની સરખામણીમાં રાષ્ટ્રીય સવાલના ઊતરતા સ્થાન વિશે માર્ક્સના મનમાં મુદ્દલ શંકા નહોતી. પરંતુ પૃથ્વીથી સ્વર્ગ જેટલું દૂર છે એટલો જ દૂર એમનો સિદ્ધાંત રાષ્ટ્રીય સવાલને અવગણવાના ધોરણથી છે.

૧૮૬૬નું વર્ષ આવે છે અને માર્ક્સ ઍંગેલ્સને પેરિસની "પ્રુધોંવાદી ટોળકી" વિશે લખે છે કે તે "પ્રજાઓને વિસંગતિ ગણાવે છે અને બિસ્માર્ક તથા ગેરિબાલ્ડી ઉપર પ્રહારો કરે છે. અંધરાષ્ટ્રવાદની વિરુદ્ધ વિવાદ તરીકે તેમની કાર્યનીતિ ઉપયોગી અને સમજાવી શકાય એવી છે. પરંતુ પ્રુધોંમાં શ્રદ્ધા રાખનારાઓ (મારા ભલા મિત્રો લફાર્ગ અને લૉંગે પણ તેમાં સામેલ છે) જ્યારે એમ માનવા લાગે છે કે ફ્રાંસના સજ્જનો ગરીબી અને અજ્ઞાનને નાબૂદ કરી નાખે ત્યાં સુધી આખું યુરોપ પોતાની બેઠકના ભારે ચુપચાપ અને છાનુંમાનું બેઠું રહી શકે અને તેણે એમ બેઠં રહેવું જોઈએ... ત્યારે તેઓ હાસ્યાસ્પદ બની જાય છે." (૧૮૬૬ના જૂનની સાતમી તારીખનો પત્ર.)

૧૮૬૬ના જૂનની ૨૦મી તારીખે માર્ક્સ લખે છે: "ગઈકાલે આંતરરાષ્ટ્રીય સમિતિમાં વર્તમાન યુદ્ધ વિશે ચર્ચા થઈ... અપેક્ષા રાખી શકાઈ હોત એમ જ થયું, ચર્ચા સામાન્ય રૂપે 'રાષ્ટ્રીય સવાલ' ઉપર અને તેના પ્રત્યે આપણે કેવું વલણ અખત્યાર કરવું જોઈએ એ વિષય ઉપર પહોંચી ગઈ... 'તરુણ ફ્રાંસ'ના પ્રતિનિધિઓએ (**બિનકામદારો**) એવી જાહેરાત કરી કે બધી પ્રજાઓ અને રાષ્ટ્રો સુદ્ધાં કાલગ્રસ્ત પૂર્વગ્રહો છે. પ્રુધોંના રંગે રંગાયેલો સ્ટર્નરવાદ... ફ્રેંચ લોકો સામાજિક ક્રાંતિ માટે તૈયાર થઈ જાય ત્યાં સુધી આખી દુનિયા વાટ જોઈને બેઠી રહે... મારા ભાષણની શરૂઆત જ્યારે મેં એમ કહીને કરી કે પ્રજાઓનો કાંટો કાઢી નાખનારા આપણા લફાર્ગ વગેરે જેવા મિત્રો આપણી સમક્ષ નવદશાંશ પ્રેક્ષકગણ ન સમજી શકે એવી 'ફ્રેંચ' ભાષામાં

બોલ્યા છે, ત્યારે અંગ્રેજ પ્રતિનિધિઓ ખૂબ ખૂબ હસ્યા. મેં એવું સૂચન પણ કર્યું કે પ્રજાઓને નકારવાનો અર્થ લફાર્ગ તદ્દન અજાણપણે કદાચ એવો તારવતા હોય એમ લાગે છે કે બધી પ્રજાઓ આદર્શ ફ્રેંચ રાષ્ટ્રમાં વિલીન થઈ જાય."

માર્ક્સની આ બધી આલોચનાત્મક વાતોમાંથી તરી આવતો નિષ્કર્ષ સ્પષ્ટ છે: કામદાર વર્ગ રાષ્ટ્રીય સવાલને તાવીજ કદી ન જ બનાવી દઈ શકે કેમ કે મૂડીવાદનો વિકાસ **બધાં જ** રાષ્ટ્રોમાં સ્વતંત્ર જિંદગીની ભાવના જાગ્રત કરે જ એ કંઈ જરૂરી નથી. પરંતુ એક વાર શરૂ થઈ ચૂકેલાં આમ રાષ્ટ્રીય આંદોલનોની ઉપેક્ષા કરવી અને તેમાં જે કંઈ પ્રગતિશીલ હોય તેનું સમર્થન કરવાનો ઇનકાર કરવો તેનો વાસ્તવમાં અર્થ થાય છે **રાષ્ટ્રવાદી** પૂર્વગ્રહોની દલાલી કરવી, અર્થાત્ "પોતાના જ" રાષ્ટ્રને "આદર્શ રાષ્ટ્ર" (અથવા, અમે એમ પણ ઉમેરીશું કે ફક્ત જેને એકને જ રાજ્ય સ્થાપવાનો વિશેષાધિકાર હોય એવું રાષ્ટ્ર) માનવું.*

પરંતુ હવે આપણે આયર્લૅંડના સવાલ ઉપર પાછા આવીએ.

આ સવાલની બાબતમાં માર્ક્સના વિચારો તેમના પત્રોમાંથી લીધેલાં નીચેનાં અવતરણોમાં અત્યંત સ્પષ્ટ રીતે વ્યક્ત થયા છે:

"ફેનિયનવાદ[59]ના સમર્થનમાં બ્રિટિશ કામદારોના આ નિદર્શનને સફળ બનાવવા માટે મેં મારાથી બનતું બધું જ કર્યું છે... ઇંગ્લૅંડથી આયર્લૅંડના પાર્થક્યને એક વખતે હું અશક્ય ગણતો હતો. પરંતુ હવે તેને હું અનિવાર્ય ગણું છું, જોકે પાર્થક્ય પછી કદાચ સમવાયતંત્ર બને ખરું." માર્ક્સે ૧૮૬૭ના નવેંબરની બીજી તારીખે એંગેલ્સને આ શબ્દો લખેલા.

એ જ વર્ષના નવેંબરની ૩૦મી તારીખના પોતાના પત્રમાં તેમણે નીચે મુજબ ઉમેરેલું:

"**અંગ્રેજ** કામદારોને આપણે શું સલાહ આપીશું? મારા અભિપ્રાય મુજબ તેમણે સંઘના વિલોપનને" (ઇંગ્લૅંડ સાથેના આયર્લૅંડના સંઘના વિલોપનને, અર્થાત્, ઇંગ્લૅંડથી આયર્લૅંડના પાર્થક્યને), "ટૂંકમાં, ૧૭૮૩

---

*૧૮૬૭ના જૂનની ત્રીજી તારીખનો માર્ક્સનો એંગેલ્સ ઉપરનો પત્ર પણ જુઓ: "...'ટાઇમ્સ'[58]માં છપાયેલા પેરિસના પત્રોમાંથી પેરિસવાસીઓના પોલૅંડની તરફેણમાં અને રશિયાની વિરુદ્ધ ઉદ્‌ગારો વિશે જાણીને મારા મનમાં સાચી ખુશી ઊપજી છે... મિ. પ્રુધોં અને તેની નાનકડી મતવાદી ટોળકી કંઈ ફ્રેંચ જનતા નથી જ."

વાળી વાતને ફક્ત એટલા ફેરફાર સાથે પોતાના કાર્યક્રમની એક કલમ બનાવી દેવી જોઈએ કે તેને લોકશાહીવાદી અને વર્તમાન પરિસ્થિતિને અનુકૂળ સ્વરૂપમાં રજૂ કરવામાં આવે. કોઈ **અંગ્રેજ** પાર્ટીના કાર્યક્રમમાં સામેલ થઈ શકે એવું આયર્લૅંડની મુક્તિનું એ એક જ કાનૂની અને એટલે શક્ય રૂપ છે. અનુભવ આગળ જતાં એ બતાવશે જ કે એ બે દેશોની વચ્ચે શુદ્ધ રીતે અબંધારણીય સંઘ ટકી રહી શકશે કે નહિ...

"...આયર્લૅંડવાસીઓની આવશ્યકતાઓ નીચે મુજબ છે:

"૧) સ્વશાસન અને ઇંગ્લૅંડથી સ્વાધીનતા,

"૨) કૃષિ-ક્રાંતિ..."

આયર્લૅંડના સવાલને માર્ક્સ ખૂબ મહત્ત્વ આપતા હતા અને એ વિષય ઉપર તેમણે જર્મન કામદાર સંઘ સમક્ષ દોઢ દોઢ કલાક ચાલે એટલાં લાંબાં વ્યાખ્યાનો આપ્યાં હતાં (૧૮૬૭ના ડિસેંબરની ૧૭મી તારીખનો પત્ર[60]).

૧૮૬૮ના નવેંબરની ૨૦મી તારીખના પત્રમાં એંગેલ્સ "આયર્લૅંડવાસીઓ પ્રત્યે અંગ્રેજ કામદારોમાં પ્રવર્તિત તિરસ્કાર"ની નોંધ લે છે અને લગભગ એક વર્ષ પછી (૨૪ ઑક્ટોબર, ૧૮૬૯) એ જ વિષયનો ફરી વાર ઉલ્લેખ કરતાં લખે છે:

"રશિયાથી આયર્લૅંડ સુધી il n'y a qu'un pas (ફક્ત એક જ કદમનું અંતર છે)... આયર્લૅંડનો ઇતિહાસ બતાવે છે કે બીજા રાષ્ટ્રને ગુલામ બનાવી દેનારા રાષ્ટ્ર માટે એ હકીકત કેટલી વિનાશકારી બની જાય છે. અંગ્રેજોની બધી જ અધમતાઓનું ઉત્પત્તિ-સ્થાન આયર્લૅંડની સીમાઓની અંદર છે. મારે ક્રોમવેલિયન યુગનો અભ્યાસ કરવાનો હજુ બાકી છે, પરંતુ મને એટલું તો ચોક્કસ લાગે છે જ કે આયર્લૅંડમાં લશ્કરી શાસનની અને ત્યાં એક નવા ઉમરાવ વર્ગને ઉત્પન્ન કરવાની જરૂરિયાત ઊભી ન થઈ હોત તો ઇંગ્લૅંડમાં પરિસ્થિતિએ જુદો જ પલટો લીધો હોત."

સાથે સાથે અમે ૧૮ ઑગસ્ટ, ૧૮૬૯ના માર્ક્સના એંગેલ્સ ઉપરના પત્રનો ઉલ્લેખ પણ કરી લઈશું:

"પોઝનાનમાં પોલિશ કામદારોએ પોતાની હડતાલનો બર્લિનના સાથીઓની સહાય વડે વિજયી અંત આણ્યો છે. 'શ્રી મૂડી'ની વિરુદ્ધનો આ સંઘર્ષ—હડતાલ જેવા ગૌણ રૂપમાં પણ—રાષ્ટ્રીય પૂર્વગ્રહોથી છુટકારો મેળવવાની મૂડીવાદી સજ્જનોનાં શાંતિ સંબંધી જોશીલાં ભાષણોની રીત કરતાં વધારે ગંભીર રીત છે."

આયર્લૅંડના સવાલની બાબતમાં માર્ક્સે ઇન્ટરનૅશનલમાં અનુસરેલી નીતિ નીચેની બાબત ઉપરથી જોઈ શકાશે:

૧૮૬૯ના નવેંબરની ૧૮મી તારીખે માર્ક્સે એંગેલ્સને લખ્યું કે આયર્લૅંડવાસીઓની કેદમુક્તિ પ્રત્યે બ્રિટિશ પ્રધાનમંડળના વલણના સવાલ વિશે આંતરરાષ્ટ્રીય સમિતિમાં હું સવા કલાક સુધી બોલ્યો અને મેં નીચે મુજબનો ઠરાવ રજૂ કર્યો:

"નિર્ણય લેવામાં આવે છે કે

"આયર્લૅંડના કેદી દેશભક્તોની મુક્તિની આયર્લૅંડવાસીઓની માગણીના જવાબમાં મિ. ગ્લૅડસ્ટન આઇરિશ રાષ્ટ્રનું જાણી જોઈને અપમાન કરે છે;

"રાજકીય કેદીઓની મુક્તિની બાબતની જોડે તેમણે એવી શરતો વળગાડી દીધી છે કે જે કુશાસનના શિકાર બનેલા લોકોને તથા એ લોકોની આખી પ્રજાને એક સરખી રીતે અપમાનિત કરે છે;

"અમેરિકન ગુલામમાલિકોના બળવાની પોતાના જવાબદારીભર્યા સ્થાનેથી સામે ચાલીને જાહેર રીતે તથા ઉત્સાહપૂર્વક વાહ વાહ પોકાર્યા પછી હવે તે આઇરિશ પ્રજાને મૂંગે મોઢે આજ્ઞાપાલનનો ઉપદેશ આપવા આગળ આવ્યા છે;

"આયર્લૅંડવાસીઓની કેદમુક્તિના સંબંધમાં તેમની આખી કાર્યવિધિ એ જ '**વિજયકૂચની નીતિ**'ની સાચી અને અસલ પેદાશ છે કે જેની આકરી નિંદા કરીને જ મિ. ગ્લૅડસ્ટને પોતાના ટોરી હરીફોને સરકારી સ્થાનો ઉપરથી હઠાવ્યા હતા;

"આયર્લૅંડની જનતા પોતાના કેદમુક્તિના આંદોલનને જે જોશીલી, દૃઢ, અને ઉચ્ચ ભાવનાશીલ રીતે ચલાવી રહી છે તેને વિશે 'ઇન્ટરનૅશનલ વર્કિંગમેન્સ ઍસોસિયેશન'ની જનરલ કાઉન્સિલ પોતાની પ્રશંસા વ્યક્ત કરે છે;

"આ ઠરાવો 'ઇન્ટરનૅશનલ વર્કિંગમેન્સ ઍસોસિયેશન'ની બધી શાખાઓ તથા યુરોપ અને અમેરિકામાં તેની સાથે સંકળાયેલી કામગારોની બધી સંસ્થાઓને મોકલવામાં આવે."

૧૮૬૯ના ડિસેંબરની દસમી તારીખે માર્ક્સે લખ્યું કે આયર્લૅંડના સવાલ વિશે આંતરરાષ્ટ્રીય સમિતિમાં રજૂ કરવાનો મારો અહેવાલ નિમ્નલિખિત રૂપરેખાના આધારે ઘડવામાં આવશે:

"...આયર્લૅંડની સાથે 'આંતરરાષ્ટ્રીય' અને 'માનવોચિત' ન્યાયની—આંતરરાષ્ટ્રીય સમિતિમાં એ તો સ્વાભાવિક રીતે સ્વીકૃત જ ગણાય—બધી વાતોથી

તદ્દન ભિન્ન બાબત એ છે કે **આયર્લૅંડ સાથેના વર્તમાન જોડાણથી છુટકારો મેળવવો એ અંગ્રેજ કામદાર વર્ગના સીધા અને પૂરેપૂરા હિતમાં છે**. આ મારી તદ્દન દૃઢ પ્રતીતિ છે અને હું તેનાં કારણોમાંનાં અમુક ખુદ અંગ્રેજ કામદારોને જ જણાવી શકું એમ નથી. ઘણા વખત સુધી હું એમ માનતો હતો કે આયર્લૅંડની સત્તાને અંગ્રેજ કામદાર વર્ગના ઉત્થાન દ્વારા ઉથલાવી પાડવાનું શક્ય બનશે. «*The New York Daily Tribune*»માં (એક અમેરિકન અખબાર જેમાં માર્ક્સે લાંબા વખત સુધી લેખો લખ્યા હતા) મેં હંમેશાં એ જ દૃષ્ટિબિંદુ વ્યક્ત કર્યું છે. વધારે ઊંડા અભ્યાસે મને એથી ઊલટી પ્રતીતિ કરાવી છે. આયર્લૅંડથી છુટકારો નહિ મેળવે ત્યાં સુધી અંગ્રેજ કામદાર વર્ગ કદી **કશું જ સિદ્ધ કરી શકશે નહિ**... ઈંગ્લૅંડમાં અંગ્રેજ પ્રત્યાઘાતનાં મૂળિયાં આયર્લૅંડને ગુલામીમાં જકડવાના કાર્યમાં છે." (શબ્દો પર ભાર માર્ક્સે પોતે જ મૂકેલો છે.)

આયર્લૅંડના સવાલ અંગેની માર્ક્સની નીતિ હવે વાચકોનાં મનમાં સાવ સ્પષ્ટ થઈ ગઈ હશે.

"તરંગી" માર્ક્સ એટલા "અવ્યાવહારિક" હતા કે તેમણે આયર્લૅંડના પાર્થક્યનું સમર્થન કર્યું હતું, પરંતુ એ વાત અરધી સદી પછી પણ હજુ અમલમાં આવી નથી.

માર્ક્સની નીતિ શેમાંથી ઉત્પન્ન થઈ, અને એ શું ભૂલભરેલી નહોતી?

પહેલાં માર્ક્સે એમ માન્યું કે આયર્લૅંડની મુક્તિ ઉત્પીડિત રાષ્ટ્રના રાષ્ટ્રીય આંદોલન દ્વારા નહિ થાય પરંતુ ઉત્પીડક રાષ્ટ્રના કામદાર વર્ગીય આંદોલન દ્વારા થશે. માત્ર કામદાર વર્ગનો વિજય જ બધી પ્રજાઓને મુક્ત કરાવી શકે એ વાત માર્ક્સ જાણતા હતા એટલે તેમણે રાષ્ટ્રીય આંદોલનને નિરપેક્ષ મહત્ત્વ ન આપ્યું. ઉત્પીડિત રાષ્ટ્રોનાં મૂડીવાદી સ્વાતંત્ર્ય આંદોલનો અને ઉત્પીડક રાષ્ટ્રના સર્વહારા વર્ગના મુક્તિ-આંદોલન વચ્ચેના શક્ય પારસ્પરિક સંબંધોનું અગાઉથી મૂલ્યાંકન કરવાનું અશક્ય છે (એ જ સમસ્યા છે કે જેને કારણે રાષ્ટ્રીય સવાલ રશિયામાં આજે આટલો મુશ્કેલ બની ગયો છે).

પરંતુ થયું એમ કે અંગ્રેજ કામદાર વર્ગ સારી પેઠે લાંબા ગાળા માટે લિબરલોની અસર તળે આવી ગયો, લિબરલોનું પૂંછડું બની ગયો, અને લિબરલ મજર નીતિ અપનાવીને તેણે પોતાને નમાલો બનાવી દીધો. આયર્લૅંડમાં મૂડીવાદી સ્વાતંત્ર્ય આંદોલન વધારે મજબૂત બન્યું અને તેણે ક્રાંતિકારી રૂપો ધારણ કર્યાં. માર્ક્સે પોતાના ખયાલો વિશે ફરી વાર વિચાર કર્યો અને તેને

સુધારી લીધા. "બીજા રાષ્ટ્રને ગુલામ બનાવી દેનારા રાષ્ટ્ર માટે એ હકીકત કેટલી વિનાશકારી બની જાય છે." આયર્લૅન્ડ અંગ્રેજ ધૂંસરીથી આઝાદ ન થાય ત્યાં સુધી અંગ્રેજ કામદાર વર્ગ કદી આઝાદ નહિ થાય. આયર્લૅન્ડની ગુલામી દ્વારા ઇંગ્લૅન્ડમાં પ્રત્યાઘાત મજબૂત બને છે અને અધિક ખીલે છે (સંખ્યાબંધ રાષ્ટ્રોની ગુલામી દ્વારા રશિયામાં પ્રત્યાઘાત ખીલે છે એ જ રીતે).

અને "આઈરિશ રાષ્ટ્ર", "આઈરિશ જનતા", પ્રત્યે હમદર્દી વ્યક્ત કરતો ઠરાવ ઈન્ટરનેશનલમાં રજૂ કરીને માર્ક્સ (ચતુર મિ. લ. વ્લા. એ બીચારા માર્ક્સને વર્ગસંઘર્ષની વાત ભૂલી જવાના દોષ માટે કદાચ ખખડાવી નાખ્યા હોત!) ઇંગ્લૅન્ડથી આયર્લૅન્ડના **અલગ થઈ જવાની** વાતની હિમાયત કરે છે, "જોકે અલગ થઈ ગયા પછી કદાચ સમવાયતંત્ર બને."

માર્ક્સના આ નિષ્કર્ષના સૈદ્ધાંતિક આધારો શા હતા? ઇંગ્લૅન્ડમાં મૂડીવાદી ક્રાંતિ લાંબા કાળ પહેલાં જ પરિસમાપ્ત થઈ ચૂકી હતી. પરંતુ આયર્લૅન્ડમાં એ પરિસમાપ્ત નહોતી થઈ; ત્યાં તો તે અરધી સદીનો ગાળો વીત્યા પછી અંગ્રેજ લિબરલોના સુધારાઓના પરિણામે હવે પરિસમાપ્ત થઈ રહી છે. માર્ક્સે પહેલાં ધાર્યું હતું એટલી ઝડપથી ઇંગ્લૅન્ડમાં મૂડીવાદને ઉથલાવી પાડવામાં આવ્યો હોત તો આયર્લૅન્ડમાં મૂડીવાદી-લોકશાહીવાદી અને સામાન્ય રાષ્ટ્રીય આંદોલન માટે અવકાશ જ ન રહ્યો હોત. પરંતુ એવું આંદોલન ઉત્પન્ન થઈ ચૂક્યું હતું એટલે માર્ક્સે અંગ્રેજ કામદારોને તેનું સમર્થન કરવાની અને તેમના **પોતાના** સ્વાતંત્ર્યના હિતમાં તેને ક્રાંતિકારી પ્રોત્સાહન આપવાની તથા પૂર્ણતાએ પહોંચાડવાની સલાહ આપી.

ઓગણીસમી સદીના સાતમા દાયકામાં આયર્લૅન્ડ અને ઇંગ્લૅન્ડ વચ્ચેના આર્થિક સંબંધો પોલૅન્ડ, ઉક્રાઈના ઇત્યાદિ સાથેના રશિયાના સંબંધો કરતાં પણ બેશક વધારે ઘનિષ્ઠ હતા. આયર્લૅન્ડના અલગ થઈ જવાની "અવ્યાવહારિકતા" અને "અશક્યતા" (ભલે ભૌગોલિક પરિસ્થિતિ અને ઇંગ્લૅન્ડની બેહદ સાંસ્થાનિક સત્તાને જ કારણે) તદ્દન સ્પષ્ટ હતી. સૈદ્ધાંતિક દૃષ્ટિએ પોતે સમવાયતંત્રવાદના દુશ્મન હોવા છતાં તેમણે આ બાબતમાં સમવાયતંત્ર*ની

---

*પ્રસંગોચિત ઉલ્લેખ કરીએ કે સામાજિક-લોકશાહીવાદી દૃષ્ટિબિંદુથી "આત્મનિર્ણય"ના અધિકારનો અર્થ શા કારણે **નથી** સમવાયતંત્ર થતો કે **નથી** સ્વાયત્તતા થતો એ વાત સમજવી મુશ્કેલ નથી (જોકે અમૂર્ત રીતે વાત કરીએ તો એ બન્ને "આત્મનિર્ણય"ના વર્ગમાં આવે છે). સામાન્ય રૂપમાં

પણ છૂટ આપી હતી, **શરત ફક્ત આટલી જ** રાખી હતી કે આયર્લૅંડની મુક્તિ સુધારાવાદી નહિ પણ ક્રાંતિકારી રીતે સિદ્ધ કરવામાં આવે, ઈંગ્લૅંડના કામદાર વર્ગ દ્વારા સમર્થિત હોય એવા આમજનતાના આંદોલન દ્વારા સિદ્ધ કરવામાં આવે. એ વાતમાં શંકાને મુદ્દલ સ્થાન હોઈ જ ન શકે કે આ ઐતિહાસિક સમસ્યાનો ફક્ત એવો જ ઉકેલ સર્વહારા વર્ગ માટે વધારેમાં વધારે હિતકર બન્યો હોત અને ઝડપી સામાજિક વિકાસમાં અધિકતમ લાભદાયક સાબિત થયો હોત.

પરંતુ હકીકતે જુદું જ રૂપ લીધું. આઈરિશ જનતા અને અંગ્રેજ સર્વહારા વર્ગ બન્ને નબળાં પુરવાર થયાં. આખરે હવે અંગ્રેજ લિબરલો અને આઈરિશ મૂડીદાર વર્ગ વચ્ચેની હલકી કોટિની સોદાબાજીના પરિણામે જમીન સુધારાઓ (વળતર સાથે) અને સ્વાયત્તતા (હજુ સુધી અમલમાં નથી મુકાઈ) દ્વારા આઈરિશ સમસ્યા **હલ કરવામાં આવી રહી છે** (ઓલ્સ્ટર[61]નું ઉદાહરણ બતાવે છે કે કેટલી મુશ્કેલીથી હલ કરવામાં આવી રહી છે). પણ એટલે? એનો શું એવો નિષ્કર્ષ નીકળે ખરો કે માર્ક્સ અને એંગેલ્સ "તરંગી" હતા, તેમણે "અશક્ય" રાષ્ટ્રીય માગણીઓ આગળ ધરી હતી, તેઓ આઈરિશ નિમ્ન-મૂડીવાદી રાષ્ટ્રવાદીઓની અસર તળે આવી ગયા હતા ("ફેનિયન" આંદોલનના નિમ્ન-મૂડીવાદી સ્વરૂપ વિશે મુદ્દલ શંકા છે જ નહિ), ઈત્યાદિ?

ના. આઈરિશ સવાલની બાબતમાં પણ માર્ક્સ અને એંગેલ્સ સુસંગત રીતે સર્વહારા વર્ગીય નીતિને જ અનુસર્યા હતા અને એ નીતિએ આમજનતામાં લોકશાહી અને સમાજવાદની ભાવનાનું સાચેસાચ ઘડતર કર્યું. માત્ર એવી નીતિ જ આવશ્યક સુધારાઓને અમલમાં મૂકવામાં અરધી સદીના વિલંબથી આયર્લૅંડ તથા ઈંગ્લૅંડને બચાવી શકી હોત, અને પ્રત્યાઘાતીઓને ખુશ કરવા

---

સમવાયતંત્ર રચવાના અધિકારની વાત બેવકૂફીની વાત છે કેમ કે સમવાયતંત્ર તો બે પક્ષો વચ્ચેનો કરાર છે. એ વાતનો તો ઉલ્લેખ કરવાની પણ જરૂર નથી કે સામાન્ય રૂપમાં સમવાયતંત્રવાદના બચાવને માર્ક્સવાદીઓના કાર્યક્રમમાં સ્થાન હોય જ નહિ. સ્વાયત્તતાના સંબંધમાં, માર્ક્સવાદીઓ સ્વાયત્તતાના "અધિકાર"નું નહિ પણ બહુરાષ્ટ્રીય સંઘટન ધરાવતા અને સંઘટક વિભાગોની ભૌગોલિક તથા અન્ય પરિસ્થિતિઓમાં તીવ્ર અંતર ધરાવતા લોકશાહીવાદી રાજ્યના સાર્વત્રિક સિદ્ધાંત તરીકે **ખુદ** સ્વાયત્તતાનું જ સમર્થન કરે છે. એટલે, "રાષ્ટ્રોના સ્વાયત્તતાના અધિકાર"ને માન્ય કરવાની વાત "રાષ્ટ્રોના સમવાયતંત્ર રચવાના અધિકાર"ને માન્ય કરવાની વાત જેટલી જ બેવકૂફીભરી છે.

માટે લિબરલોને હાથે એ સુધારાઓની થયેલી વિકૃતિને અટકાવી શકી હોત.

આઈરિશ સવાલની બાબતમાં માર્ક્સ અને એંગેલ્સની નીતિ ઉત્પીડક રાષ્ટ્રોના સર્વહારા વર્ગે રાષ્ટ્રીય આંદોલનો પ્રત્યે અપનાવવા જોઈતા વલણનું એવું જવલંત ઉદાહરણ પૂરું પાડે છે કે જે વર્તમાન યુગ માટે પણ અનહદ **વ્યાવહારિક** મહત્ત્વ ધરાવે છે. કોઈ એક રાષ્ટ્રના જમીનદારો તથા મૂડીદાર વર્ગના જોરજુલમ તથા વિશેષાધિકારો દ્વારા સ્થાપવામાં આવેલાં રાજ્યોની સીમાઓમાં ફેરફાર કરવાના ખયાલને જલદી જલદી "તરંગી" ઘોષિત કરવામાં બધા દેશોના, બધા રંગના, અને બધી ભાષાઓના કૂપમંડૂકો દ્વારા દાખવવામાં આવતી "દાસોચિત ઉતાવળ"ની વિરુદ્ધ એ ચેતવણીનું કામ કરે છે.

આઈરિશ અને અંગ્રેજ સર્વહારા વર્ગે માર્ક્સની નીતિને સ્વીકારી ન હોત અને આયર્લૅંડના પાર્થક્યને પોતાનું નીતિસૂત્ર ન બનાવ્યું હોત તો તેમણે ખરાબમાં ખરાબ પ્રકારનો તકવાદ વ્યક્ત કર્યો હોત, લોકશાહીવાદીઓ અને સમાજવાદીઓ તરીકેની પોતાની ફરજો પ્રત્યે બેપરવાઈ જાહેર કરી હોત, અને **અંગ્રેજ** પ્રત્યાઘાત તેમ જ અંગ્રેજ મૂડીદાર વર્ગની સામે નમી પડવાનું કૃત્ય કર્યું હોત.

## ૯. ૧૯૦૩નો કાર્યક્રમ અને તેના વિસર્જકો

રશિયન માર્ક્સવાદીઓનો કાર્યક્રમ જેમાં અપનાવવામાં આવ્યો હતો એ ૧૯૦૩ની કોંગ્રેસની કાર્યનોંધો અત્યંત દુર્લભ બની ગઈ છે, અને એટલે આજના કામદાર વર્ગીય આંદોલનના બહુ મોટા ભાગના સક્રિય કાર્યકરો એ કાર્યક્રમના વિવિધ મુદ્દાઓના આધારભૂત હેતુઓથી બિનવાકેફગાર છે (તેને લગતું સઘળું સાહિત્ય કાનૂની હોવાનું સૌભાગ્ય ધરાવતું નથી એ કારણ એવી બિનવાકેફગારીમાં વધારો કરે છે...). એટલે વિચારણા હેઠળના સવાલ પરત્વે ૧૯૦૩ની કોંગ્રેસમાં જે ચર્ચાઓ થઈ હતી તેનું પૃથક્કરણ જરૂરી બની જાય છે.

સૌપ્રથમ તો અમે એ વાત સ્પષ્ટ કરી દઈશું કે "રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકાર" વિશે રશિયન સામાજિક-લોકશાહીવાદી સાહિત્ય ભલે ગમે તેટલું થોડું હોય તોપણ તે એટલું તો સ્પષ્ટ બતાવી જ આપે છે કે એ અધિકારનો અર્થ હંમેશાં પાર્થક્યના અધિકાર તરીકે સમજવામાં આવ્યો છે. એ બાબતમાં શંકા ધરાવતા અને નવમો મુદ્દો "અસ્પષ્ટ" છે વગેરે જેવી ઘોષણાઓ કરતા સજ્જનો સેમ્કોવ્સ્કીઓ, લીબમાનો અને યુર્કેવિચો પોતાની અત્યંત અજ્ઞાનતા અને બેદરકારીને કારણે જ એમ કરે છે. કાર્યક્રમના ખરડામાં સમાવિષ્ટ

"આત્મનિર્ણયના અધિકાર"નો બચાવ કરતાં પ્લેખાનોવે* છેક ૧૯૦૨માં 'ઝાર્યા'માં લખેલું કે એ માગણી મૂડીવાદી-લોકશાહીવાદીઓ માટે ફરજિયાત નથી પરંતુ "સામાજિક-લોકશાહીવાદીઓ માટે તો ફરજિયાત છે જ." પ્લેખાનોવે લખેલું કે "રશિયન પ્રજાના આપણા હમવતનીઓના રાષ્ટ્રીય પૂર્વગ્રહોને ઠેસ પહોંચે એ બીકે આપણે એ માગણીને આગળ ધરવાનું ભૂલી જઈએ અથવા તેમાં આનાકાની કરીએ તો 'દુનિયાના કામદારો, એક થાઓ!'[62] એવી આપણા હોઠ ઉપર રમતી હાકલ હડહડતું જૂઠાણું બની જશે..."

વિચારણા હેઠળના મુદ્દાની તરફેણની મૂળભૂત દલીલની આ બહુ જ યોગ્ય વ્યાખ્યા છે, એટલી બધી યોગ્ય વ્યાખ્યા છે કે અમારા કાર્યક્રમના "પોતાનાં સગાંવહાલાંને ભૂલી ગયેલા" આલોચકો ભયભીત થઈને તેનાથી અળગા રહે છે. આ મુદ્દાને તજી દેવો એ, તેની પાછળ ભલે ગમે તેવા હેતુઓ હોય તોપણ, **રશિયન** રાષ્ટ્રવાદને **ખરેખર** "શરમજનક" છૂટ મૂકવા બરાબર છે. પરંતુ સવાલ જ્યારે **બધાં જ** રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનો છે ત્યારે રશિયન શા માટે? કેમ કે સવાલ રશિયનો**થી** અલગ થવા સંબંધે છે. **સર્વહારાઓની એકતાના** હિતમાં, તેમના વર્ગીય ઐક્યના હિતમાં, આપણે **રાષ્ટ્રોનો પાર્થક્યનો** અધિકાર માન્ય કરવો જ જોઈએ—એ જ વાત ઉપર ટાંકેલા શબ્દોમાં પ્લેખાનોવે બાર વર્ષ પહેલાં કબૂલ કરેલી. આપણા તકવાદીઓએ આ બાબત વિશે વિચાર કર્યો હોત તો આત્મનિર્ણય વિશે આટલો બધો બકવાદ તેમણે કદાચ ન કર્યો હોત.

પ્લેખાનોવે રજૂ કરેલો પ્રસ્તાવિત કાર્યક્રમ જેમાં અપનાવવામાં આવ્યો હતો એ ૧૯૦૩ની કોંગ્રેસમાં મુખ્ય કાર્ય **પ્રોગ્રામ કમિશનમાં** થયું હતું. કમનસીબે, કમિશને કરેલા કાર્યની કોઈ જાતની નોંધ રાખવામાં નહોતી આવી. એવી નોંધ રાખવામાં આવી હોત તો તે આ મુદ્દાની બાબતમાં વિશેષ રૂપે રોચક નીવડી હોત કેમ કે પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓના પ્રતિનિધિઓ વાર્શાવ્સ્કી તથા ગાનેત્સ્કીએ પોતાના વિચારોનો બચાવ કરવાની અને "આત્મનિર્ણયના અધિકારની સ્વીકૃતિ"નો વિરોધ કરવાની કોશિશ **ફક્ત** કમિશનમાં જ કરી હતી.

---

*૧૯૧૬માં વ્લા. ઇ. લેનિને આ જગ્યાએ આવી નોંધ ઉમેરી હતી: "અમે વાચકને એ વાત યાદ કરવાની વિનંતિ કરીએ છીએ કે ૧૯૦૩માં પ્લેખાનોવ તકવાદના કટ્ટર વિરોધીઓમાંના એક હતા. તેમના વિચારોમાં તકવાદ અને ત્યાર પછી અંધરાષ્ટ્રવાદ તરફનો શોચનીય પલટો એ વખતે હજુ નહોતો આવ્યો.

જો કોઈ વાચક તેમની દલીલોને (વાર્શાવ્સ્કીના ભાષણમાં અને તેની તથા ગાનેત્સ્કીની ઘોષણામાં નિરૂપિત, પૃષ્ઠ ૧૩૪—૧૩૬ અને ૩૮૮—૩૯૦, કોંગ્રેસની કાર્યનોંધો) રોઝા લુક્ઝેમ્બુર્ગના પોલિશ ભાષાના લેખમાં આગળ ધરવામાં આવેલી અને અમે જેનું પૃથક્કરણ કર્યું છે એ દલીલોની સાથે સરખાવી જોવાની તકલીફ લેશે તો તેને જણાઈ આવશે કે એ દલીલો તદ્દન એકસરખી જ છે.

બીજી કોંગ્રેસના જે પ્રોગ્રામ કમિશનમાં પોલિશ માર્ક્સવાદીઓની ઉપર પ્લેખાનોવે બીજા કોઈ કરતાં વધારે પ્રહારો કર્યા હતા એ કમિશને આ દલીલો પ્રત્યે કેવું વલણ લીધું હતું? એ દલીલોની બેરહમ ઠેકડી ઉડાડવામાં આવી હતી! રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની માન્યતાને તજી દેવાની **રશિયાના** માર્ક્સવાદીઓને કરવામાં આવેલી સૂચનામાં રહેલી બેવકૂફી એટલી સ્પષ્ટ અને તાદૃશ્ય રીતે જાહેર થઈ ગઈ હતી કે પોલિશ માર્ક્સવાદીઓ **પોતાની દલીલોનું કોંગ્રેસના પૂર્ણ અધિવેશનમાં પુનરાવર્તન કરવાની હિંમત પણ ન કરી શક્યા!!** રશિયન તેમ જ યહૂદી, જ્યોર્જિયન, અને આર્મેનિયન માર્ક્સવાદીઓની સર્વોચ્ચ સભામાં પોતાના ધોરણની નાઉમેદીની ખાતરી થઈ જતાં તેઓ કોંગ્રેસ તજીને ચાલ્યા ગયા.

**પોતાના** કાર્યક્રમમાં ગંભીર રસ ધરાવતા પ્રત્યેક માણસ માટે આ ઐતિહાસિક ઘટના સ્વાભાવિક રીતે જ બહુ ભારે મહત્ત્વ ધરાવે છે. કોંગ્રેસના પ્રોગ્રામ કમિશનમાં પોલિશ માર્ક્સવાદીઓની દલીલોની તદ્દન હાર થઈ અને કોંગ્રેસના પૂર્ણ અધિવેશનમાં પોતાના વિચારોનો બચાવ કરવાનો પ્રયત્ન પોલિશ માર્ક્સવાદીઓએ તજી દીધો એ હકીકત ખૂબ અર્થસૂચક છે. રોઝા લુક્ઝેમ્બુર્ગ ૧૯૦૮માં પોતાના લેખમાં એ બાબત વિશે "નમ્રતાપૂર્વક" મૌન સેવે છે તે અકારણ નથી; સાફ દેખાય છે કે કોંગ્રેસની યાદ તાજી કરવાનું તેને અતિશય અરુચિકર લાગે છે! ૧૯૦૩માં બધા પોલિશ માર્ક્સવાદીઓ વતી વાર્શાવ્સ્કી અને ગાનેત્સ્કીએ કરેલી કાર્યક્રમના નવમા મુદ્દામાં "સુધારો" કરવાની હાસ્યાસ્પદ રીતે અણછાજતી સૂચના વિશે પણ, જેનું પુનરાવર્તન કરવાની હિંમત નથી રોઝા લુક્ઝેમ્બુર્ગે કરી કે નથી બીજા કોઈ પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓએ કરી (અને કરશે પણ નહિ) એ સૂચના વિશે પણ, રોઝા લુક્ઝેમ્બુર્ગે મૌન સેવ્યું છે.

પરંતુ, ૧૯૦૩માં થયેલી પોતાની હારને છુપાવી રાખીને રોઝા લુક્ઝેમ્બુર્ગે આ હકીકતો વિશે મૌન સેવ્યું હોવા છતાં, પોતાની પાર્ટીના ઈતિહાસમાં રસ ધરાવનારા લોકો તો તથ્યોની ભાળ મેળવશે જ અને તેની ઉપર વિચાર કરશે જ.

૧૯૦૩ની કોંગ્રેસ છોડીને ચાલ્યા જતી વેળા રોઝા લુક્ઝેમ્બુર્ગના મિત્રોએ નીચે મુજબનું નિવેદન કર્યું હતું:

"...અમે સુધારો રજૂ કરીએ છીએ કે પ્રસ્તાવિત કાર્યક્રમનો સાતમો મુદ્દો (હવે નવમો મુદ્દો) નીચે મુજબ ઘડવામાં આવે: **મુદ્દો સાતમો — બધાં રાષ્ટ્રોને સાંસ્કૃતિક વિકાસની પૂર્ણ આઝાદીની બાંયધરી આપતી સંસ્થાઓ રાજ્યમાં સ્થાપવામાં આવે."** (કાર્યનોંધોનું પૃષ્ઠ ૩૯૦)

એ રીતે, રાષ્ટ્રીય સવાલની બાબતમાં પોલિશ માર્ક્સવાદીઓએ એ વખતે નિરૂપિત કરેલા વિચારો એટલા અસ્પષ્ટ હતા કે તેમણે હકીકતમાં આત્મનિર્ણયને **બદલે** કુખ્યાત "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ની નવા નામ હેઠળ રજૂઆત કરી!

આ વાત લગભગ માન્યામાં ન આવે એવી લાગે છે પરંતુ દુર્ભાગ્યે એ હકીકત છે. કોસ્સોવની સલાહકાર તરીકેની હાજરીને ગણતરીમાં ન લઈએ તોપણ, કોંગ્રેસમાં પાંચ મત ધરાવતા પાંચ બુંદવાદીઓ અને છ મત ધરાવતા ત્રણ કોકેશિયનો હાજર હોવા છતાં, ખુદ કોંગ્રેસમાં આત્મનિર્ણયના મુદ્દાને **કાઢી નાખવાની** તરફેણમાં **એક પણ** મત **નહોતો** પડયો. એ મુદ્દામાં "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા" ઉમેરવાની દરખાસ્તની તરફેણમાં ("રાષ્ટ્રોને સાંસ્કૃતિક વિકાસની પૂર્ણ આઝાદીની બાંયધરી આપતી સંસ્થાઓ સ્થાપવામાં આવે" — એવી ગોલ્ડબ્લાટની ફોર્મ્યુલાની તરફેણમાં) ત્રણ મત પડયા હતા, અને ચાર મત લીબેરની ફોર્મ્યુલાની ("રાષ્ટ્રોનો પોતાના સાંસ્કૃતિક વિકાસમાં આઝાદીનો અધિકાર") તરફેણમાં પડયા હતા.

હવે તો એક રશિયન લિબરલ પાર્ટી, બંધારણીય-લોકશાહીવાદી પાર્ટી, પણ મેદાનમાં આવી ગઈ છે; અને આપણે જાણીએ છીએ કે **તેના** કાર્યક્રમમાં રાષ્ટ્રોના રાજકીય આત્મનિર્ણયને સ્થાને "સાંસ્કૃતિક આત્મનિર્ણય"ની વાત મૂકવામાં આવી છે. એ રીતે, પી. પી. એસ.ના રાષ્ટ્રવાદનો **"સામનો કરવામાં"** રોઝા લુક્ઝેમ્બુર્ગના પોલિશ મિત્રો એટલા બધા સફળ થઈ ગયા કે તેમણે માર્ક્સવાદી કાર્યક્રમને બદલે **લિબરલ** કાર્યક્રમ રજૂ કર્યો! અને એ જ શ્વાસમાં તેઓ અમારા કાર્યક્રમની ઉપર તકવાદી હોવાનો આરોપ લગાવે છે; બીજી કોંગ્રેસના પ્રોગ્રામ કમિશનમાં એ આરોપને હસી કાઢવામાં આવ્યો હતો તેમાં કશું જ આશ્ચર્ય નથી.

આપણે જોયું તે મુજબ જેમાં "રાષ્ટ્રોના આત્મનિર્ણય"નો એક પણ વિરોધી નહોતો એવા બીજી કોંગ્રેસના પ્રતિનિધિઓએ "આત્મનિર્ણય"નો શો અર્થ તારવ્યો હતો?

કાર્યનોંધોમાંથી લીધેલાં નીચેનાં ત્રણ અવતરણો એ સવાલનો જવાબ પૂરો પાડે છે:

"**માર્તીનોવ** એવો અભિપ્રાય ધરાવે છે કે 'આત્મનિર્ણય'નું વિસ્તૃત અર્થઘટન ન કરવું જોઈએ; તેનો અર્થ ફક્ત એટલો જ છે કે દરેક રાષ્ટ્રને પ્રાદેશિક સ્વશાસનનો નહિ પરંતુ અલગ રાજકીય હસ્તીનો અધિકાર" (પૃષ્ઠ ૧૭૧). જ્યાં રોઝા લુક્ઝેમ્બુર્ગના મિત્રોની દલીલોનો અસ્વીકાર થયો હતો અને તેને હસી કાઢવામાં આવી હતી એ પ્રોગ્રામ કમિશનનો માર્તીનોવ સભ્ય હતો. પોતાના વિચારોમાં માર્તીનોવ એ વખતે "અર્થવાદી" હતો, 'ઈસ્ક્રા'નો કટ્ટર વિરોધી હતો; અને પ્રોગ્રામ કમિશનના મોટા ભાગના સભ્યો સહમત ન હોય એવો અભિપ્રાય જો તેણે વ્યક્ત કર્યો હોત તો તેના અભિપ્રાયનું નક્કી ખંડન કરવામાં આવ્યું જ હોત.

કમિશનનું કાર્ય પૂરું થઈ ગયા પછી કોંગ્રેસે કાર્યક્રમના આઠમા (હવે નવમા) મુદ્દાની ચર્ચા હાથમાં લીધી ત્યારે પ્રથમ વક્તા બુંદવાદી ગોલ્ડબ્લાટ હતો.

> ગોલ્ડબ્લાટે કહ્યું: "'આત્મનિર્ણયના અધિકાર'ની વિરુદ્ધ કશું જ કહી શકાય એમ નથી. કોઈ રાષ્ટ્ર સ્વાધીનતા માટે લડત ચલાવતું હોય ત્યારે તેનો વિરોધ ન કરવો જોઈએ. પ્લેખાનોવે કહ્યું છે તેમ, રશિયા જોડે કાનૂની શાદી કરવાનો પોલૅંડ ઇનકાર કરે તો તેની સામે વાંધો ન ઉઠાવવો જોઈએ. આટલી મર્યાદાઓની અંદર હું એ અભિપ્રાય જોડે સહમત છું." (પૃષ્ઠ ૧૭૫–૧૭૬)

કોંગ્રેસના પૂર્ણ અધિવેશનમાં આ વિષય પરત્વે પ્લેખાનોવ કશું બોલ્યો જ નહિ. "આત્મનિર્ણયના અધિકાર"નો અર્થ પાર્થક્યનો અધિકાર છે એમ જ્યાં સાદી અને વિગતભરી રીતે સમજાવવામાં આવ્યું હતું એ પ્રોગ્રામ કમિશનમાં પ્લેખાનોવે કરેલા ભાષણનો ગોલ્ડબ્લાટે ઉલ્લેખ કર્યો.

ગોલ્ડબ્લાટ પછી બોલનાર લીબેરે કહ્યું:

> "કોઈ પણ પ્રજાને એમ લાગે કે તે રશિયાની સીમાઓની અંદર રહી શકે તેમ નથી તો તેના માર્ગમાં પાર્ટી બેશક કોઈ જાતના અવરોધ ઊભા નહિ જ કરે." (પૃષ્ઠ ૧૭૬)

વાચક જોઈ શકશે કે આત્મનિર્ણયનો અર્થ "માત્ર" પાર્થક્યનો અધિકાર જ થાય છે એ બાબતમાં કાર્યક્રમને અપનાવનાર બીજી પાર્ટી કોંગ્રેસમાં બે અભિપ્રાયો હતા જ નહિ. એ સત્યને બુંદવાદીઓએ પણ એ વખતે આત્મસાત્ કરી લીધું હતું. અને અવિરત પ્રતિક્રાંતિ તથા જાતજાતના "મત-પલટા"ના આપણા શોચનીય જમાનામાં જ આપણને એવા માણસો મળે છે કે જે પોતાની અજ્ઞાનતાની બહાદુરીમાં કાર્યક્રમ "અસ્પષ્ટ" હોવાની ઘોષણા કરે છે. પરંતુ એ બીચારા "'અમે પણ' છાપના સામાજિક-લોકશાહીવાદીઓ"ની બાબતમાં સમય લગાવતાં પહેલાં આપણે પ્રથમ તો કાર્યક્રમ પ્રત્યેના પોલેંડવાસીઓના વલણની વાત પૂરી કરી લઈએ.

તેઓ બીજી કોંગ્રેસમાં (૧૯૦૩) એમ જાહેર કરતા આવેલા કે એકતા જરૂરી છે અને તદ્દન આવશ્યક છે. પરંતુ પ્રોગ્રામ કમિશનમાં "પરાજયો" મળ્યા પછી તેઓ કોંગ્રેસ તજીને ચાલ્યા ગયા, અને તેમનો **આખરી શબ્દ** તો કોંગ્રેસની કાર્યનોંધોમાં છપાયેલું તેમનું લેખિત નિવેદન જ છે. તેમાં આત્મનિર્ણયને **બદલે** સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાને મૂકવાની ઉપરોક્ત દરખાસ્ત રજૂ થઈ છે.

પોલિશ માર્ક્સવાદીઓ ૧૯૦૬માં પાર્ટીમાં જોડાયા, અને રશિયન કાર્યક્રમના નવમા મુદ્દામાં સુધારો કરવાની એક પણ દરખાસ્ત તેમણે નહોતી પાર્ટીમાં જોડાતી વખતે રજૂ કરી કે **નથી** ત્યાર પછી **એકેય વાર રજૂ કરી** (નહોતી ૧૯૦૭ની કોંગ્રેસમાં કરી, નહોતી ૧૯૦૭ અને ૧૯૦૮ના સંમેલનોમાં કરી, કે નહોતી ૧૯૧૦ના પૂર્ણાધિવેશનમાં કરી).

એ એક હકીકત છે.

અને સઘળા વાતડહાપણ તથા ખુલાસાઓ છતાં એ હકીકત ચોક્કસ રીતે સાબિત કરે છે કે રોઝા લુક્ઝેમ્બુર્ગના મિત્રોએ આ સવાલને બીજી કોંગ્રેસના પ્રોગ્રામ કમિશનની ચર્ચાઓના પરિણામે તેમ જ કોંગ્રેસના નિર્ણયથી પતી ગયેલો ગણ્યો હતો, તેમણે મૂંગા રહીને પોતાની ભૂલ માની લીધી હતી, અને ૧૯૦૩માં કોંગ્રેસ છોડીને ચાલ્યા ગયા પછી કાર્યક્રમના નવમા મુદ્દામાં સુધારો કરવાનો સવાલ **પાર્ટીની રીતો** દ્વારા એક વાર પણ ઉઠાવ્યા વગર ૧૯૦૬માં પાર્ટીમાં જોડાઈ જઈને તેમણે પોતાની એ ભૂલ સુધારી લીધી હતી.

રોઝા લુક્ઝેમ્બુર્ગનો લેખ તેની પોતાની સહી સાથે ૧૯૦૮માં પ્રકાશિત થયો—કાર્યક્રમની ટીકા કરવાના પાર્ટી-લેખકોના અધિકારનો ઇનકાર કરવાની વાત બેશક કોઈના ભેજામાં કદી ઉદ્ભવી જ નથી—અને એ લેખ લખાયા **પછી**

પોલિશ માર્ક્સવાદીઓની **એક પણ** સત્તાવાર સંસ્થાએ નવમા મુદ્દામાં સુધારણા કરવાનો સવાલ ઉઠાવ્યો નથી.

એટલે, 'બોર્બા'[63]ના બીજા અંકમાં (માર્ચ, ૧૯૧૪) 'બોર્બા'ના તંત્રીઓના નામે નીચે મુજબનું લખાણ લખીને ત્રોત્સ્કીએ રોઝા લુક્ઝેમ્બુર્ગના અમુક મિત્રોની બહુ જ કઢંગી સેવા બજાવી છે:

> "...પોલિશ માર્ક્સવાદીઓ માને છે કે 'રાષ્ટ્રીય આત્મનિર્ણયનો અધિકાર' તદ્દન રાજકીય સાર વગરનો છે અને એટલે તેને કાર્યક્રમમાંથી કાઢી નાખવો જોઈએ." (પૃષ્ઠ ૨૫.)

પરોપકારી ત્રોત્સ્કી દુશ્મન કરતાં પણ વધારે ખતરનાક છે! સામાન્ય રૂપે બધા "પોલિશ માર્ક્સવાદીઓ"નું રોઝા લુક્ઝેમ્બુર્ગે લખેલા પ્રત્યેક લેખના સમર્થકો તરીકે વર્ગીકરણ કરવા માટે ત્રોત્સ્કી "ખાનગી વાતચીતો" (અર્થાત્ જેની ઉપર જ ત્રોત્સ્કી હંમેશાં નભે છે એ નર્યાં ગપ્પાં) સિવાય બીજી કશી સાબિતી રજૂ કરી શક્યો નથી. "પોલિશ માર્ક્સવાદીઓ"ને ત્રોત્સ્કીએ ઈજ્જત અને ઈમાન વિનાના માણસો તરીકે, ખુદ પોતાની પ્રતીતિઓ તથા પોતાની પાર્ટીના કાર્યક્રમ માટે પણ આદર ધરાવવાને અશક્ત લોકો તરીકે, પ્રસ્તુત કર્યા છે. ત્રોત્સ્કી કેટલો પરોપકારી છે!

પોલિશ માર્ક્સવાદીઓના પ્રતિનિધિઓ ૧૯૦૩માં આત્મનિર્ણયના અધિકારને **કારણે** બીજી કોંગ્રેસ છોડીને ચાલ્યા ગયા **એ વખતે જ** ત્રોત્સ્કીએ કહેવું જોઈતું હતું કે તેઓ એ અધિકારને સારશૂન્ય માને છે અને કાર્યક્રમમાંથી તેને કાઢી નાખવો જોઈએ એવો મત ધરાવે છે.

પરંતુ ત્યાર પછી તો પોલિશ માર્ક્સવાદીઓ એવો કાર્યક્રમ ધરાવતી પાર્ટીમાં જ **જોડાઈ ગયા** અને એ કાર્યક્રમમાં સુધારો કરવાનો ઠરાવ તેમણે એક વાર પણ રજૂ કર્યો નથી.*

ત્રોત્સ્કીએ પોતાના અખબારના વાચકોથી આ હકીકતો શા માટે છુપાવી

---

*અમને જણાવવામાં આવ્યું છે કે રશિયન માર્ક્સવાદીઓના ૧૯૧૩માં ભરાયેલા ગ્રીષ્મ-સંમેલનમાં પોલિશ માર્ક્સવાદીઓ **ફક્ત** સલાહના અધિકાર સાથે પરંતુ મતાધિકાર વગર હાજર રહ્યા હતા, અને તેમણે સામાન્ય રૂપે આત્મનિર્ણયના (પાર્થક્યના) અધિકારનો વિરોધ જાહેર કર્યો હતો પરંતુ એ અધિકાર અંગેના મતદાનમાં મુદ્દલ ભાગ નહોતો લીધો. આ રીતનું વર્તન

રાખી? ફક્ત એટલા જ કારણસર કે વિસર્જનવાદના પોલિશ અને રશિયન વિરોધીઓની વચ્ચે મતભેદો ઉશ્કેરવાનો અને કાર્યક્રમના સવાલની બાબતમાં રશિયન કામદારોની જોડે છળ કરવાનો જુગાર ખેલવાનું તેને લાભદાયી લાગે છે.

માર્ક્સવાદના કોઈ પણ મહત્ત્વના સવાલ પરત્વે ત્રોત્સ્કીએ હજુ સુધી ક્યારેય કોઈ દૃઢ અભિપ્રાય ધરાવ્યો નથી. તે હંમેશાં આ કે તે મતભેદની "તરડોમાં ઘૂસીને લપાઈ" જાય છે અને એક પક્ષને છોડીને બીજા પક્ષમાં ભાગી જાય છે. આ ઘડીએ તે બુંદવાદીઓ તથા વિસર્જનવાદીઓના સંગાથમાં છે. અને પાર્ટીની વાત આવે ત્યારે એ સજ્જનો વિનયવિવેકની ભાંજગડમાં પડતા નથી.

બુંદવાદી લીબમાનની વાત સાંભળો.

> એ સજ્જન લખે છે: "પંદર વર્ષ પહેલાં રશિયન સામાજિક-લોકશાહીવાદીઓએ દરેક પ્રજાના 'આત્મનિર્ણય'ના અધિકારના મુદ્દાને પોતાના કાર્યક્રમમાં સામેલ કર્યો ત્યારે દરેક વ્યક્તિએ (!!) પોતાની જાતને આ સવાલ કરેલો: આ ફેશનેબલ (!!) શબ્દનો સાચેસાચ શો અર્થ થાય છે? પરંતુ કશો જ જવાબ મળ્યો નહિ (!!). એ શબ્દ ધુમ્મસથી ઘેરાયેલો જ રહ્યો (!!). એ વખતે એ ધુમ્મસને વિખેરી નાખવાનું ખરેખર મુશ્કેલ હતું. એ વખતે એમ કહેવામાં આવેલું કે આ મુદ્દાને નક્કર સ્વરૂપ આપવાનો સમય હજુ આવ્યો નથી, હાલ પૂરતો તેને ધુમ્મસથી (!!) ઘેરાયેલો જ રહેવા દો; જીવનનો અનુભવ જ એ વાતનો નિર્દેશ કરી દેશે કે એ મુદ્દામાં કેવો સાર ભરવાનો છે."

પાર્ટીના કાર્યક્રમ પ્રત્યે આ "ચીંથરિયા"[64]નો ઉપહાસ ભવ્ય નથી લાગતો?

પણ તે ઉપહાસ કરે છે શા માટે?

તેનું કારણ ફક્ત એટલું જ છે કે તે તદ્દન ગમાર માણસ છે, તે કદી કશું શીખ્યો જ નથી, તેણે પાર્ટીના ઇતિહાસ વિશે કશું વાંચ્યું પણ નથી, પરંતુ

---

કરવાનો અને તેઓ અત્યાર સુધી કરતા આવ્યા છે તેમ પોલેંડના પાર્થક્યની વિરુદ્ધ પોલેંડમાં આંદોલન ચલાવવાનો બેશક તેમને પૂરો અધિકાર છે જ. પરંતુ એ વાત ત્રોત્સ્કીના કથન જેવી નથી કેમ કે પોલિશ માર્ક્સવાદીઓએ "કાર્યક્રમમાંથી" નવમા મુદ્દાને "કાઢી નાખવાની" માગણી નહોતી કરી.

તે એવા વિસર્જનવાદી વાતાવરણમાં ટપકી પડયો છે કે જ્યાં પાર્ટી અને પાર્ટીના પ્રત્યેક ધ્યેયની બાબતમાં બેહદ લવારાને જ "અસલી ચીજ" "ગણવામાં આવે છે".

પોમ્યાલોવ્સ્કીની વાર્તામાં ધાર્મિક શાળાનો એક વિદ્યાર્થી "પોતે કોબીજના અથાણાની બરણીમાં થૂંક્યો"[65] હોવાની ડંફાસ મારે છે. બુંદવાદી સજ્જનો તો એથી પણ આગળ વધે છે. તેઓ લીબમાનોને આગળ ધરે છે જેથી એ સજ્જનો તેમની પોતાની જ બરણીમાં જાહેર રીતે થૂંકી શકે. લીબમાન જેવા સજ્જનોને એ હકીકતની શી પરવા હોય કે એક આંતરરાષ્ટ્રીય કોંગ્રેસે નિર્ણય લીધો છે, તેમની પોતાની જ પાર્ટીની કોંગ્રેસમાં તેમના પોતાના જ બુંદ યુનિયનના બે પ્રતિનિધિઓએ "આત્મનિર્ણય"નો અર્થ સમજવાને પોતે શક્તિમાન છે એમ પુરવાર કરી દીધું છે (અને તેઓ 'ઈસ્ક્રા'ના કેવા "આકરા" આલોચકો તેમ જ પાકા દુશ્મનો હતા!), અને તેઓ તેની સાથે સહમત પણ થયા છે? અને "પાર્ટી-લેખકો" (હસશો નહિ) પાર્ટીના ઈતિહાસ તથા કાર્યક્રમની બાબતમાં ધાર્મિક શાળાના વિદ્યાર્થી જેવું વર્તન કરે તો પછી પાર્ટીનું વિસર્જન કરી દેવું એ વધારે સહેલું નહિ બને શું?

એક બીજો "ચીંથરિયો" છે 'દ્ઝવીન'નો મિ. યુર્કેવિચ. મિ. યુર્કેવિચે બીજી કોંગ્રેસની કાર્યનોંધો જોઈ હોય એમ લાગે છે કેમ કે તે ગોલ્ડબ્લાટ દ્વારા પુનરાવર્તન કરવામાં આવેલા પ્લેખાનોવના શબ્દો ટાંકે છે અને બતાવે છે કે આત્મનિર્ણયનો અર્થ પાર્થક્યનો અધિકાર જ થઈ શકે એ હકીકતથી પોતે વાકેફ છે. પરંતુ એથી રશિયન માર્ક્સવાદીઓ રશિયાની "રાજકીય અખંડતા"ની તરફેણમાં હોવાનું આળ તેમની ઉપર મૂકીને ઉક્રાઈનિયન નિમ્ન-મૂડીવાદી વર્ગમાં તેમની બદગોઈ ફેલાવવામાં તેને અડચણ નથી નડતી. (અંક ૭—૮, ૧૯૧૩, પૃષ્ઠ ૮૩ તથા આગળ.) ઉક્રાઈનિયન લોકશાહીવાદીઓને રશિયન લોકશાહીવાદીઓથી અળગા પાડી દેવાની આ બદગોઈ કરતાં વધારે સારી તરકીબ યુર્કેવિચ જેવા સજ્જનો બેશક ન જ ઘડી કાઢી શક્યા હોત. અને એવું અંતર ઊભું કરવાની ચાલબાજી, ઉક્રાઈનિયન કામદારોને **અલગ** રાષ્ટ્રીય સંગઠનમાં **નોખા પાડી નાખવાની** હિમાયત કરતા 'દ્ઝવીન'ના લેખકોના જૂથની આખી નીતિ જોડે બરાબર મેળ ખાય છે!*

* *«Outline of the Development of the Ukrainian Working-Class Movement in Galicia»* (કીયેવ, ૧૯૧૪) નામના મિ. લેવીન્સ્કીના પુસ્તકની મિ. યુર્કેવિચે લખેલી પ્રસ્તાવના ખાસ જુઓ.

રાષ્ટ્રીય સવાલની બાબતમાં આવો ઘોર સંભ્રમ ફેલાવવાની કામગીરી સર્વહારા-વર્ગની હરોળોમાં ફૂટ પાડવાનું કામ કરતા—અને 'દ્ઝવીન'ની વાસ્તવિક ભૂમિકા ચોક્કસ એવી જ છે—રાષ્ટ્રવાદી કૂપમંડૂકોના જૂથને તદ્દન છાજતી જ છે. એ તો વગર કહ્યે જ સાફ છે કે તેમને "લગભગ પાર્ટીના માણસો" કહેવામાં આવે ત્યારે "ભયંકર" માઠું લગાડતા યુર્કેવિચો અને લીબમાનો પાર્થક્યના અધિકારની સમસ્યાને કાર્યક્રમમાં **પોતે** કેવી રીતે ઉકેલવા માગે છે, તેને વિશે કશું જ નથી કહેતા, એક શબ્દ પણ નથી બોલતા.

ત્રીજો અને મુખ્ય "ચીંથરિયો" છે મિ. સેમ્કોવ્સ્કી. તે વિસર્જનવાદી અખબારની કટારોમાં રશિયન વાચકવર્ગની સમક્ષ કાર્યક્રમના નવમા મુદ્દાની ઉપર "ગાળોનો વરસાદ વરસાવે છે" અને સાથે સાથે એમ પણ જાહેર કરે છે કે પોતે એ મુદ્દાને કાઢી નાખવાની "દરખાસ્તને અમુક કારણોસર બહાલી નથી આપતો"!!

માન્યામાં ન આવે એવી વાત છે, પણ હકીકત છે.

૧૯૧૨ના ઑગસ્ટ માસમાં વિસર્જનવાદીઓના સંમેલને રાષ્ટ્રીય સવાલને સત્તાવાર રીતે ઉઠાવ્યો. નવમા મુદ્દાના સવાલ વિશે મિ. સેમ્કોવ્સ્કીએ લખેલા લેખ સિવાય બીજો એક પણ લેખ દોઢ વર્ષ દરમિયાન પ્રકાશિત થયો નથી. અને એ લેખમાં લેખક કાર્યક્રમનો **અસ્વીકાર કરે છે** પરંતુ તેમાં સુધારો કરવાની દરખાસ્તને "**અમુક** કારણોસર" (એ શું કોઈ ગુપ્ત રોગ છે?) "બહાલી આપતો નથી"!! અમે એ વાતની શરત મારવા તૈયાર છીએ કે તકવાદનાં અને તકવાદથી પણ વધારે ખરાબ એવા પાર્ટીના પરિત્યાગનાં પાર્ટીના વિસર્જનનાં, આવાં ઉદાહરણો દુનિયામાં ક્યાંય પણ મળવાં મુશ્કેલ છે.

સેમ્કોવ્સ્કીની દલીલો કેવી છે તે દર્શાવવા માટે એક જ દાખલો પૂરો થઈ પડશે:

> તે લખે છે: "પોલિશ સર્વહારા વર્ગ એક જ રાજ્યના માળખાની અંદર સમગ્ર રશિયન સર્વહારા વર્ગની જોડે ખભેખભા મિલાવીને લડવા માગતો હોય પરંતુ એથી ઊલટું પોલિશ સમાજના પ્રત્યાઘાતી વર્ગો પોલેંડને રશિયાથી નોખું પાડવા માગતા હોય અને લોકપૃચ્છામાં પાર્થક્યની તરફેણમાં બહુમતી મેળવી જાય તો પછી આપણે શું કરવું? કેંદ્રીય સંસદમાં આપણે રશિયન સામાજિક-લોકશાહીવાદીઓએ પોલિશ સાથીઓની જોડે મળીને પાર્થક્યની **વિરુદ્ધ** મત આપવો જોઈએ કે પછી—

આત્મનિર્ણયના અધિકારનો ભંગ ન થાય એટલા ખાતર—પાર્થક્યની **તરફેણમાં** મત આપવો જોઈએ?" ('નોવાયા રાબોચાયા ગાઝેતા', અંક ૭૧)

આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે ચર્ચા **શાને વિશે** થઈ રહી છે એ મિ. સેમ્કોવ્સ્કીની સમજણમાં ઊતર્યું જ નથી! તેને એ વાતનો ખયાલ પણ નથી આવ્યો કે પાર્થક્યનો અધિકાર કેંદ્રીય સંસદ દ્વારા **નહિ** પણ **અલગ થનારા** પ્રદેશની સંસદ (વિધાનસભા, લોકપૃચ્છા, વગેરે) દ્વારા સવાલના ફેંસલાની પૂર્વધારણા કરે છે.

લોકશાહીમાં બહુમતી પ્રત્યાઘાતની તરફેણમાં હોય તો "આપણે શું કરવું"—એ સવાલ વિશેની આવી બાલિશ મૂંઝવણ વાસ્તવિક, હકીકતી, અને ચેતનમય રાજકારણની ઉપર પડદો ઢાંકવાનું કામ કરે છે, જ્યારે પુરિશ્કેવિચો **અને** કોકોશિકનો **બન્ને** તો પાર્થક્યના ખયાલ સુદ્ધાંને ગુનાહિત ગણે છે! **સમગ્ર** રશિયાના સર્વહારાઓએ વર્તમાન સમયે પુરિશ્કેવિચો અને કોકોશિકનોની વિરુદ્ધ કદાચ ન લડવું જોઈએ પણ તેમને બાજુ પર રહેવા દઈને લડત પોલેંડના પ્રત્યાઘાતી વર્ગોની વિરુદ્ધ ચલાવવી જોઈએ!!

જે મિ. એલ. માર્તોવે કાર્યક્રમનો ખરડો તૈયાર કરેલો અને ૧૯૦૩માં તેને મંજૂર કરાવેલો તથા આગળ જતાં પાર્થક્યના અધિકારની તરફેણમાં લખેલું પણ ખરું, એ જ મિ. એલ. માર્તોવ જે અખબારના વૈચારિક માર્ગદર્શકોમાંનો એક છે તે વિસર્જનવાદી મુખપત્રમાં લખવામાં આવતો અજબ બેઢંગો બકવાદ આવો છે. એમ લાગે છે કે એલ. માર્તોવ હવે નિયમાનુસાર આમ દલીલ કરે છે:

> ત્યાં કોઈ ચાલાક માણસની જરૂર નથી;
> રેઆદને મોકલી દો એ જ બહેતર છે,
> પછી હું જોઈશ કે શું થાય છે.[66]

તે રેઆદ-સેમ્કોવ્સ્કીને મોકલે છે અને એક દૈનિક અખબારમાં કાર્યક્રમથી અણજાણ નવા વાચકોની સમક્ષ અમારા કાર્યક્રમને વિકૃત કરી નાખવા તથા ભયંકર રીતે ગૂંચવી નાખવા દે છે.

હા, વિસર્જનવાદ ખૂબ આગળ વધી ગયો છે—ઘણાબધા જાણીતા

ભૂતપૂર્વ સામાજિક-લોકશાહીવાદીઓમાં પણ હવે પાર્ટી-ભાવનાનો અણસાર સરખો બચ્યો નથી.

રોઝા લુક્ઝેમ્બુર્ગને લીબમાનો, યુર્કેવિચો અને સેમ્કોવ્સ્કીઓની પંગતમાં બેશક ન જ મૂકી શકાય, પરંતુ બરાબર એ જ પ્રકારના લોકો તેની ભૂલને ઝડપી લે છે એ હકીકત વિશેષ સ્પષ્ટતાપૂર્વક બતાવે છે કે તે કેવા તકવાદમાં સરી પડી છે.

## ૧૦. નિષ્કર્ષ

હવે આપણે નિષ્કર્ષ તારવીએ.

સામાન્ય રૂપે માર્ક્સવાદના સિદ્ધાંતના દૃષ્ટિકોણથી જોતાં આત્મનિર્ણયના અધિકારનો સવાલ મુદ્દલ મુશ્કેલી ઊભી કરતો નથી. ૧૮૯૬ના લંડન-ઠરાવનો, આત્મનિર્ણય ફક્ત પાર્થક્યના અધિકારનું જ અર્થસૂચન કરે છે એ હકીકતનો, અથવા બધી જ મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિઓનું વલણ સ્વતંત્ર રાષ્ટ્રીય રાજ્યોની સ્થાપના પ્રત્યે જ હોય છે એ હકીકતનો ગંભીર વિરોધ કોઈ ન જ કરી શકે.

મુશ્કેલી તો અમુક હદ સુધી એ હકીકત ઉત્પન્ન કરે છે કે રશિયામાં ઉત્પીડક અને ઉત્પીડિત બન્ને પ્રકારનાં રાષ્ટ્રોનો સર્વહારા વર્ગ ખભેખભા મિલાવીને લડી રહ્યો છે અને તેણે એમ જ લડવું જોઈએ. ઉપસ્થિત કર્તવ્ય છે સમાજવાદ માટેના સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષની એકતા સલામત જાળવી રાખવાનું અને સમગ્ર મૂડીવાદી તેમ જ યમદત રાષ્ટ્રવાદી અસરોનો પ્રતીકાર કરવાનું. ઉત્પીડિત રાષ્ટ્રોમાં સર્વહારા વર્ગનું સ્વતંત્ર પાર્ટી તરીકે અલગ સંગઠન ક્યારેક ક્યારેક જે તે રાષ્ટ્રના રાષ્ટ્રવાદની વિરુદ્ધ એવા કટ્ટર સંઘર્ષમાં પરિણમે છે કે દૃષ્ટિફલક વિકૃત બની જાય છે અને ઉત્પીડક રાષ્ટ્રનો રાષ્ટ્રવાદ વિસારે પડી જાય છે.

પરંતુ દૃષ્ટિફલકની એ વિકૃતિ લાંબા વખત સુધી કાયમ ન જ રહી શકે. વિવિધ રાષ્ટ્રોના સર્વહારાઓના સંયુક્ત સંઘર્ષના અનુભવે તદ્દન સ્પષ્ટ રીતે પ્રદર્શિત કરી દીધું છે કે રાજકીય સવાલોને આપણે "ક્રેકોવ"ના નહિ પરંતુ અખિલ રશિયન દૃષ્ટિબિંદુથી જ નિરૂપિત કરવા જોઈએ. અને અખિલ રશિયન રાજકારણમાં પુરિશ્કેવિચોની તથા કોકોશ્કિનોની જ બોલબાલા છે. તેમના વિચારો પ્રબળતા ધરાવે છે અને પરપ્રજાઓને તેમના "અલગતાવાદ" બદલ

તથા પાર્થક્યનો **વિચાર કરવા** બદલ હેરાન કરવાની તેમની નીતિનો દૂમામાં, નિશાળોમાં, દેવળોમાં, બૅરેકોમાં, અને સેંકડો તથા હજારો અખબારોમાં પ્રચાર કરવામાં આવે છે તેમ જ તેને સર્વત્ર અમલમાં મૂકવામાં આવે છે. આ રાષ્ટ્રવાદનું રશિયન ઝેર જ સમગ્ર અખિલ રશિયન રાજકીય વાતાવરણને દૂષિત કરી રહ્યું છે. આ હકીકત એવા રાષ્ટ્રની કમનસીબી છે કે જે બીજાં રાષ્ટ્રોને ગુલામીમાં જકડી રાખીને રશિયાભરમાં પ્રત્યાઘાતને મજબૂત બનાવી રહ્યું છે. ૧૮૪૯ અને ૧૮૬૩ની સ્મૃતિઓ જીવંત રાજકીય પરંપરાનું રૂપ ધારણ કરી રહી છે અને દેશભરમાં મહાકાય ઝંઝાવાતો નહિ ફરી વળે તો એ પરંપરા પ્રત્યેક લોકશાહીવાદી આંદોલનના અને **ખાસ કરીને** પ્રત્યેક સામાજિક-લોકશાહીવાદી આંદોલનના માર્ગને અનેક દાયકાઓ પર્યંત અવરોધવાનું જોખમ પેદા કરે છે.

ઉત્પીડિત રાષ્ટ્રોના અમુક માર્ક્સવાદીઓનું (તેમનું "દુર્ભાગ્ય" એ છે કે "પોતાની" રાષ્ટ્રીય મુક્તિનો ખયાલ વસતિના સમુદાયોને ક્યારેક બીજી બાબતો પ્રત્યે તદ્દન આંધળા બનાવી દે છે) દૃષ્ટિબિંદુ ક્યારેક ક્યારેક ભલે ગમે તેટલું સ્વાભાવિક લાગતું હોય પરંતુ એ વાતમાં શંકાને સ્થાન હોઈ શકે જ નહિ કે **હકીકતમાં** રશિયામાં વર્ગ-શક્તિઓની વાસ્તવિક સ્થિતિ આત્મનિર્ણયના અધિકારની હિમાયતના ઇનકારને બદતરીન તકવાદ સમો બનાવી દે છે, એ ઇનકાર સર્વહારા વર્ગને કોકોશિકનોના ખયાલોથી દૂષિત કરવા સમો બની રહે છે. અને સારતત્ત્વની દૃષ્ટિએ એ ખયાલો પુરિશકેવિચોના જ ખયાલો અને પુરિશકેવિચોની જ નીતિ છે.

એટલે, રોઝા લુક્ઝેમ્બુર્ગના દૃષ્ટિબિંદુને પહેલાં તો વિશિષ્ટ રૂપે પોલિશ "ક્રેકોવ" સંકુચિતતા* ગણીને માફ કરી શકાયું હોત, પરંતુ વર્તમાન સમયે

---

*એ સમજવાનું મુશ્કેલ નથી કે જેમ તલાકના અધિકારની માન્યતા કોઈ ખાસ દાખલામાં તલાકની વિરુદ્ધના આંદોલનને બકાત નથી રાખતી, એમ જ, માર્ક્સવાદીઓએ, અને સૌથી પહેલાં તથા સૌથી વધારે **સમગ્ર રશિયાના** માર્ક્સવાદીઓએ, તો રાષ્ટ્રોના પાર્થક્યના **અધિકારને** આપેલી માન્યતા પાર્થક્યની વિરુદ્ધના કોઈ ખાસ **ઉત્પીડિત રાષ્ટ્રના આંદોલનને** કોઈ પણ રીતે બકાત નથી જ રાખતી. એટલે અમે એમ માનીએ છીએ કે હાલ સેમ્કોવ્સ્કી અને ત્રોત્સ્કી દ્વારા "ઉપજાવી કાઢવામાં" આવતા બિનહયાત "આંતરવિરોધ"ને હસી કાઢનારા પોલિશ માર્ક્સવાદીઓની સંખ્યા અનિવાર્ય રીતે વૃદ્ધિ પામશે જ.

જ્યારે રાષ્ટ્રવાદ, અને સૌથી વધારે તો સરકારી રશિયન રાષ્ટ્રવાદ, દરેક ઠેકાણે વધારે મજબૂત બની ગયો છે અને નીતિને એ રશિયન રાષ્ટ્રવાદ જ નિર્ધારિત કરી રહ્યો છે ત્યારે એવી સંકુચિતતા અક્ષમ્ય બની જાય છે. વાસ્તવમાં, **બધાં જ** રાષ્ટ્રોના એવા તકવાદીઓ તેને ઝડપી લે છે કે જે "ઝંઝાવાતો" તથા "છલંગો"ના વિચારમાત્રથી પણ ગભરાઈ જાય છે, મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિને પરિપૂર્ણ થઈ ગયેલી માને છે, અને કોકોશ્કિનોના લિબરલિઝમને અપનાવી લેવાની ઝંખના ધરાવતા હોય છે.

કોઈ પણ બીજા રાષ્ટ્રવાદની જેમ જ રશિયન રાષ્ટ્રવાદ પણ, અમુક મૂડીવાદી દેશમાં અમુક વખતે કયા વર્ગો સર્વોચ્ચતા ધરાવે છે તે અનુસાર, વિવિધ કક્ષાઓમાંથી પસાર થાય છે. ૧૯૦૫ સુધી આપણે લગભગ એકલા રાષ્ટ્રીય પ્રત્યાઘાતીઓને જ જાણતા હતા. ક્રાંતિ પછી આપણા દેશમાં **રાષ્ટ્રીય લિબરલો** પણ અસ્તિત્વમાં આવ્યા છે.

આપણા દેશમાં ઑક્ટોબરવાદીઓ તથા કેડેટો (કોકોશ્કિન) બન્નેએ, અર્થાત્ વર્તમાન સમયના સમગ્ર મૂડીદાર વર્ગે, વાસ્તવમાં એ જ ધોરણ અપનાવ્યું છે.

અને આગળ જતાં રશિયન રાષ્ટ્રીય લોકશાહીવાદીઓ પણ **અનિવાર્ય રીતે** અસ્તિત્વમાં આવશે જ. 'પ્રજાકીય-સમાજવાદી' પાર્ટી[67]ના સંસ્થાપકોમાંના એક મિ. પેશેખોનોવે કિસાનના રાષ્ટ્રવાદી પૂર્વગ્રહોની બાબતમાં સાવચેતી રાખવાની અપીલ કરતી વેળા ('રૂસ્સ્કોયે બોગાત્સ્ત્વો'[68]ના ઑગસ્ટ, ૧૯૦૬ના અંકમાં) એ દૃષ્ટિબિંદુ વ્યક્ત કરી દીધું છે. અમારી બોલ્શેવિકોની વિરુદ્ધ બીજાઓ ભલે ગમે તેટલો કાદવ ઉછાળે અને જાહેર કરે કે અમે કિસાનને "આદર્શ બનાવી દઈ રહ્યા છીએ", પરંતુ કિસાનની સમજદારી અને કિસાનના પૂર્વગ્રહની વચ્ચે, લોકશાહીની તરફેણમાં તથા પુરિશ્કેવિચના વિરોધમાં કિસાનની કોશિશો અને ધર્માધિકારી તથા જમીનદારની સાથે સુલેહ કરવાની કિસાનની કોશિશો વચ્ચે, અમે હંમેશાં ભિન્નતાની રેખા અંકિત કરી છે અને કરતા રહીશું.

અત્યારે પણ, અને ઘણું કરીને સારી પેઠે લાંબા સમય સુધી, સર્વહારા વર્ગીય લોકશાહીવાદે રશિયન કિસાનોના રાષ્ટ્રવાદને ગણતરીમાં લેવો જ પડશે (તેની તરફેણમાં છૂટછાટ મૂકવાના અર્થમાં નહિ પણ તેનો સામનો કરવાના

અર્થમાં).* ઉત્પીડિત રાષ્ટ્રોમાં ૧૯૦૫ પછી ખૂબ તીવ્ર થઈ ગયેલી રાષ્ટ્રવાદની જાગ્રતિ (દાખલા તરીકે આપણે પ્રથમ દૂમાના "સ્વાયત્તતાવાદીઓ-સમવાયતંત્રવાદીઓ"ના જૂથને, ઉક્રાઈનિયન આંદોલનના તથા મુસ્લિમ આંદોલનના વિકાસને, વગેરેને યાદ કરીએ) શહેરોના અને ગામોના રશિયન નિમ્ન-મૂડીવાદી વર્ગમાં રાષ્ટ્રવાદની ભાવનાને અનિવાર્ય રીતે વધારે ઊંડી બનાવશે જ. રશિયાનું લોકશાહીકરણ જેટલી ધીરી ગતિએ થશે એટલા પ્રમાણમાં રાષ્ટ્રીય દમન તથા વિભિન્ન રાષ્ટ્રોના મૂડીદાર વર્ગની વચ્ચેના કજિયાકંકાસ વધારે જડઘાલુ, પાશવી અને કટ્ટર બનશે. સાથે સાથે જ, રશિયન પુરિશ્કેવિચોનું વિશેષ રૂપે પ્રત્યાઘાતી સ્વરૂપ પાડોશી રાજ્યોમાં ક્યારેક ખૂબ વધારે આઝાદી ભોગવતી વિભિન્ન ઉત્પીડિત પ્રજાઓમાં "અલગતાવાદી" વૃત્તિઓને ઉત્પન્ન કરશે (અને મજબૂત બનાવશે).

આવી હાલત રશિયાના સર્વહારા વર્ગની સમક્ષ દ્વિવિધ અથવા એમ કહીએ કે બે પાસાં ધરાવતું કર્ત્તવ્ય ખડું કરે છે: બધી જાતના રાષ્ટ્રવાદનો, અને સૌથી વધારે તો રશિયન રાષ્ટ્રવાદનો, સામનો કરવો; બધાં જ રાષ્ટ્રોના

---

*પોલિશ રાષ્ટ્રવાદમાં થતાં પરિવર્તનોનું, દાખલા તરીકે ઉમરાવ વર્ગીય રાષ્ટ્રવાદમાંથી મૂડીવાદી રાષ્ટ્રવાદમાં અને તે પછી કિસાન-રાષ્ટ્રવાદમાં થયેલા તેના રૂપાંતરની પ્રક્રિયાનું, બારીક અવલોકન રોચક નીવડશે. *«Das polnische Gemeinwesen im preussischen Staat»* ('પ્રશિયન રાજ્યમાં પોલિશ લોકસમૂહ'—રશિયન ભાષાંતર થઈ ગયું છે) નામના પોતાના પુસ્તકમાં લુડવીગ બેર્નહાર્ડ એક જર્મન કોકોશિકનના વિચાર જોડે સહમત થઈને એક ખૂબ જ લાક્ષણિક ઘટનાનું વર્ણન કરે છે: જર્મનીમાં વસતા પોલૅંડના વતનીઓએ રાષ્ટ્રીયતા માટેના, ધર્મ માટેના, અને "પોલિશ" ભૂમિ માટેના પોતાના સંઘર્ષમાં **પોલિશ** કિસાનોનાં વિભિન્ન સહકારી અને બીજાં મંડળોના ગાઢ જોડાણના રૂપમાં કરેલી એક પ્રકારના "કિસાન પ્રજાસત્તાક"ની સ્થાપના. જર્મન ઉત્પીડને પોલૅંડના વતનીઓને ભેગા મેળવી દઈને, તેમને બીજા બધાથી અલગ કરી દઈને, પહેલાં તો તેમનામાં ઉમરાવ વર્ગનો રાષ્ટ્રવાદ જાગ્રત કર્યો, પછી મૂડીવાદી રાષ્ટ્રવાદ જાગ્રત કર્યો, અને છેલ્લે કિસાન જનતાનો રાષ્ટ્રવાદ જાગ્રત કર્યો (ખાસ કરીને ૧૮૭૩માં જર્મનોએ નિશાળોમાં પોલિશ ભાષાની વિરુદ્ધ આરંભેલી જેહાદ પછી). રશિયામાં પરિસ્થિતિ એ જ દિશામાં જઈ રહી છે, અને તે ફક્ત પોલૅંડની બાબત પૂરતી જ મર્યાદિત નથી.

અધિકારોના પૂર્ણ સમાનતાને સામાન્ય રૂપે માન્ય કરવી એટલું જ નહિ પરંતુ સ્વતંત્ર રાજ્યની સ્થાપના સંબંધી અધિકારોની સમાનતાને પણ માન્ય કરવી, અર્થાત્ રાષ્ટ્રોના આત્મનિર્ણયના, પાર્થક્યના, અધિકારને પણ માન્ય કરવો. અને તેની સાથે સાથે બધાં રાષ્ટ્રોના કોઈ પણ રૂપ ધરાવતા રાષ્ટ્રવાદની વિરુદ્ધ સફળ સંઘર્ષના જ હિતમાં સર્વહારા વર્ગીય સંઘર્ષની તેમ જ સર્વહારા વર્ગનાં સંગઠનોની એકતા જાળવી રાખવી અને રાષ્ટ્રીય અલગતા ઊભી કરવાની મૂડીવાદી કોશિશો છતાં એ સંગઠનોને એક સુગ્રથિત આંતરરાષ્ટ્રીય મંડળમાં એકસૂત્ર કરવાં.

બધાં રાષ્ટ્રો માટે અધિકારોની પૂર્ણ સમાનતા; રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર; બધાં રાષ્ટ્રોના કામદારોની એકસૂત્રતા — એ જ રાષ્ટ્રીય કાર્યક્રમ અપનાવવાનો બોધ માર્ક્સવાદ, આખી દુનિયાનો અનુભવ, અને રશિયાનો અનુભવ કામદારોને આપે છે.

---

મિ. કોસોવ્સ્કીએ જેમાં બધાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારોની માન્યતા વિશે નીચે મુજબ લખ્યું છે એ 'નાશા રાબોચાયા ગાઝેતા'નો ત્રીજો અંક મને મળ્યો ત્યારે આ લેખ ટાઈપ ગોઠવાઈને મુદ્રણ માટે તૈયાર થઈ ગયો હતો:

> "પાર્ટીની પ્રથમ કોંગ્રેસે (૧૮૯૮) આંતરરાષ્ટ્રીય સમાજવાદી કોંગ્રેસોના નિર્ણયોમાંથી લઈ લીધેલી અને પ્રથમ કોંગ્રેસના ઠરાવમાંથી યંત્રવત્ ઊંચકી લેવામાં આવેલી આ વાતનો, ચર્ચા ઉપરથી સ્પષ્ટ દેખાય છે તેમ, ૧૯૦૩ની કોંગ્રેસમાં એ જ અર્થ ઘટાવવામાં આવ્યો હતો જે તેમાં સમાજવાદી ઈન્ટરનેશનલે પૂર્યો હતો, એટલે કે રાજકીય આત્મનિર્ણય, અર્થાત્ રાષ્ટ્રનો રાજકીય સ્વાધીનતાની દિશામાં આત્મનિર્ણય. એ રીતે, પ્રાદેશિક અલગતાના અધિકારનું અર્થસૂચન કરતી રાષ્ટ્રીય આત્મનિર્ણયની ફોર્મ્યુલા એ સવાલની ઉપર કોઈ પણ રીતે પ્રભાવ પાડતી જ નથી કે અમુક રાજ્ય-સંઘટનની અંદર પોતાના વર્તમાન રાજ્યને તજી દઈ શકે એમ ન હોય અથવા તજી દેવાની ઈચ્છા જ ન ધરાવતી હોય એવી પ્રજાઓની બાબતમાં રાષ્ટ્રીય સંબંધોનું નિયમન કેવી રીતે થવું જોઈએ."

આ ઉપરથી એ વાત સાફ છે કે મિ. કોસોવ્સ્કીએ ૧૯૦૩ની બીજી કોંગ્રેસની કાર્યનોંધો જોઈ છે અને આત્મનિર્ણય શબ્દનો સાચો (અને એકમાત્ર) અર્થ તે પૂરેપૂરી રીતે સમજે છે. આ બાબતની એ હકીકત સાથે સરખામણી કરો કે કાર્યક્રમની ઠેકડી ઉડાડવા માટે અને કાર્યક્રમ અસ્પષ્ટ છે એવી દાંડી પીટવા માટે બુંદવાદી અખબાર 'ત્સાઇત'ના તંત્રીઓએ મિ. લીબમાનને ખડો કર્યો !! આ બુંદવાદીઓની "પાર્ટી"ની નીતિરીતિ પણ ભારે વિચિત્ર છે... આત્મનિર્ણયના સિદ્ધાંતને કોંગ્રેસે **યંત્રવત્** ઉપાડી લીધો હતો એવી ઘોષણા કોસોવ્સ્કી કેમ કરે છે એ તો "ફક્ત ખુદા જ જાણે છે." અમુક લોકોને "વાંધો ઉઠાવવાનું મન હોય છે", પરંતુ વાંધો કેવી રીતે, શા માટે, અને ક્યાં ઉઠાવવો તેનું ભાન નથી હોતું.

---

૧૯૧૪ના ફેબ્રુઆરી—મે દરમિયાન લિખિત
૧૯૧૪ના એપ્રિલ—જૂન દરમિયાન
'પ્રોસ્વેશ્ચેનિયે'ના અંક ૪, ૫, અને
૬માં પ્રકાશિત
હસ્તાક્ષર: વી. ઈલ્યીન

# રશિયનોના રાષ્ટ્રાભિમાન વિશે

પ્રજા અને પિતૃભૂમિ વિશે આજકાલ કેટલી બધી વાતચીત, દલીલો અને કોલાહલ પ્રવર્તેલ છે! બ્રિટનમાં લિબરલ અને ઉદ્દામવાદી સરકારી પ્રધાનો, ફ્રાંસમાં "અગ્રદૃષ્ટિ ધરાવતા" પત્રકારોનું જૂથ (જેઓ પોતાના પ્રત્યાઘાતી સહયોગીઓ સાથે સંપૂર્ણ સંમતિ ધરાવતા સાબિત થયા છે), અને રશિયામાં સત્તાવાર, કેડેટ તથા પ્રગતિશીલ લહિયાઓનું ઝુંડ (કેટલાક નરોદવાદીઓ અને "માર્ક્સવાદીઓ" સહિત)—બધા પોતપોતાના "દેશોની" આઝાદી તથા સ્વાધીનતા માટે, રાષ્ટ્રીય સ્વાધીનતાના સિદ્ધાંતની ભવ્યતા માટે, ઊભરાતી પ્રશંસા ધરાવે છે. અહીં એ કહી શકાય એમ નથી કે કસાઈ નિકોલાઇ રોમાનોવના અથવા નિગ્રો તથા હિંદુસ્તાની લોકોના પાશવી ઉત્પીડકોના વેચાણિયા ભાટનો અંત ક્યાં આવે છે અને નિર્ભેળ બેવકૂફી કે કૌવતહીનતાને કારણે "પ્રવાહમાં ખેંચાતા" જતા કૂપમંડૂકની શરૂઆત ક્યાં થાય છે. અને એવું ભિન્નતાદર્શન મહત્ત્વનું પણ નથી. અહીં આપણે આપણી સમક્ષ એક વિસ્તૃત અને ખૂબ ઊંડી સૈદ્ધાંતિક વૃત્તિ જોઈએ છીએ જેનાં મૂળ વર્ચસ્વધારી રાષ્ટ્રોના જમીનમાલિકો તથા મૂડીદારોનાં હિતો જોડે ગાઢ રીતે વણાયેલાં છે. એ વર્ગોને લાભદાયી વિચારોના પ્રચારાર્થે પ્રતિવર્ષ કરોડો અને અબજોની રકમ ખર્ચવામાં આવે છે: એ ખાસો મોટો યંત્રચાલક જળપ્રવાહ છે જે પોતાનાં પાણી બધા સ્રોતોમાંથી મેળવે છે—દૃઢ માન્યતા ધરાવતા અંધરાષ્ટ્રવાદી મેન્શિકોવથી માંડીને પ્લેખાનોવ અને માસ્લોવ, રુબાનોવિચ અને સ્મિર્નોવ, ક્રોપોત્કિન અને બૂર્ત્સેવ જેવા તકવાદ કે કૌવતહીનતાને કારણે બનેલા અંધરાષ્ટ્રવાદીઓ સુધી.

અમે રશિયન સામાજિક-લોકશાહીવાદીઓ પણ એ સૈદ્ધાંતિક વૃત્તિ પરત્વેનું અમારું વલણ સ્પષ્ટ કરવાની કોશિશ કરીશું. અમારે માટે, યુરોપના દૂર-પૂર્વમાં અને એશિયાના સારા એવા ભાગમાં વર્ચસ્વ ધરાવતા રાષ્ટ્રના પ્રતિનિધિઓ માટે, રાષ્ટ્રીય સવાલના અતિ ભારે મહત્ત્વને ભૂલી જવું એ અયોગ્ય ગણાશે—વિશેષ રૂપે એવા દેશમાં કે જેને ઉચિત રીતે જ "પ્રજાઓનો કારાવાસ" કહેવામાં

આવ્યો છે, અને ખાસ કરીને એવે વખતે કે જ્યારે યુરોપના દૂર-પૂર્વમાં અને એશિયામાં મૂડીવાદ સંખ્યાબંધ મોટાં તથા નાનાં "નવાં" રાષ્ટ્રોને જાગૃત કરીને તેઓમાં જીવન તથા સ્વભાન રેડી રહ્યો છે—એવી ઘડીએ કે જ્યારે સંખ્યાબંધ રાષ્ટ્રીય સમસ્યાઓનો "ઉકેલ" સંયુક્ત ઉમરાવ-પરિષદ[69]નાં તથા ગુચ્કોવો, ક્રેસ્તોવ્નિકોવો, [દોલ્ગોરૂકોવો, કત્લેરો, તથા રોદિચેવોનાં હિતો અનુસાર આણવા સારુ ઝારની રાજશાહીએ લાખો-કરોડો રશિયનો તથા "બિનરશિયનો"ને લશ્કરોમાં ભરતી કરી લીધા છે.

અમારે માટે, રશિયન વર્ગજાગૃત સર્વહારાઓ માટે, રાષ્ટ્રાભિમાનની ભાવના શું તદ્દન પરાઈ છે? બેશક, નહિ જ! અમારી ભાષા તથા અમારા દેશને માટે અમને પ્રેમ છે અને અમારા **દેશના** મહેનતકશ લોકસમુદાયોને (એટલે—**દેશની** વસતિના દસમાંથી નવ ભાગને) લોકશાહીવાદી તથા સમાજવાદી ચેતનાના લેવલ સુધી ઉન્નત બનાવવા માટે અમે અમારાથી વધારેમાં વધારે શક્ય એટલું બધું જ કરીએ છીએ. અમારા રૂડા દેશને ઝારશાહી કસાઈઓ, ઉમરાવો, અને મૂડીદારોને હાથે જે ઘોર જુલમો, ઉત્પીડન, અને માનહાનિ ભોગવવાં પડે છે તેને જોવાનું અને અનુભવવાનું અમારે માટે અત્યંત વ્યથાકારક છે. અમારી પોતાની વચ્ચેથી, રશિયનોમાંથી, એવા ઘોર જુલમના કરાતા પ્રતિકાર બદલ અમે અભિમાન અનુભવીએ છીએ; **તેઓની** વચ્ચેથી રદીશ્ચેવ, ડિસેંબરવાદીઓ[70], તથા આઠમા દાયકાના ક્રાંતિકારી સાધારણજનો[71]ને ઉત્પન્ન કરવાનો અમને ગર્વ છે; ૧૯૦૫માં રશિયન કામદાર વર્ગમાંથી લોકસમુદાયોની પ્રબળ ક્રાંતિકારી પાર્ટીનું સર્જન કરવાનું અમને અભિમાન છે; અને રશિયન કિસાનપ્રજા લોકશાહી તરફ વળવા લાગી છે તથા ધર્માધિકારીઓને તેમ જ જાગીરોના માલિકોને ઉથલાવી પાડવા તૈયાર થઈ ગઈ છે તેથી અમે ગૌરવ અનુભવીએ છીએ.

જેણે પોતાનું સમગ્ર જીવન ક્રાંતિના ધ્યેયને અર્પણ કરી દીધું હતું એ રશિયન લોકશાહીવાદી ચેર્નિશેવ્સ્કીએ અરધા સૈકા પહેલાં કહેલા આ શબ્દો અમને યાદ છે: "કંગાલ રાષ્ટ્ર, ગુલામોનું રાષ્ટ્ર, ટોચથી તળિયા સુધી—બધા જ ગુલામો."[72] સીધા અને આડકતરા રશિયન ગુલામો (ઝારશાહી રાજતંત્રના સંબંધમાં ગુલામો) એ શબ્દોને યાદ કરવાનું પસંદ નથી કરતા. છતાં, અમારા અભિપ્રાયમાં એ શબ્દો આપણા દેશ માટે સાચા પ્રેમના શબ્દો હતા, રશિયન જનતાના સમુદાયોમાં ક્રાંતિકારી ભાવનાના અભાવને કારણે ઊંડી વ્યથા અનુભવતા પ્રેમના શબ્દો હતા. એ વખતે એવી ભાવના કોઈ જ નહોતું ધરાવતું.

અત્યારે પણ એવી ભાવના અલ્પ માત્રામાં જ છે, પરંતુ એ અસ્તિત્વમાં આવી ચૂકી છે. અમારાં હૈયાં રાષ્ટ્રાભિમાનથી ભરેલાં છે કેમ કે રશિયન રાષ્ટ્રે **પણ** ક્રાંતિકારી વર્ગનું સર્જન કર્યું છે, કેમ કે તેણે **પણ** ફક્ત ઘોર યહૂદીવિરોધી હુલ્લડો, ફાંસીના તખતાઓની હારમાળાઓ, કેદનાં ભોંયરાં, ભયંકર દુકાળો, અને ધર્માધિકારીઓની, ઝારની, જમીનમાલિકોની, તેમ જ મૂડીદારોની ગુલામી ઉત્પન્ન કરવાની જ નહિ, પરંતુ માનવજાતને આઝાદી તથા સમાજવાદના સંઘર્ષના મહાન આદર્શો પૂરા પાડવાની પોતાની શક્તિને સાબિત કરી આપી છે.

અમારામાં રાષ્ટ્રાભિમાનની ભાવના ભરી પડી છે અને એ કારણે જ અમે **આપણા** ગુલામીના ભૂતકાળને માટે (જેમાં જમીનમાલિક ઉમરાવ વર્ગ કિસાનોને હંગેરી, પોલેંડ, ઈરાન તથા ચીનની આઝાદી ગૂંગળાવવાના યુદ્ધમાં ખેંચી ગયો હતો) અને આપણા ગુલામીના એવા વર્તમાનકાળને માટે **ખાસ** ધિક્કાર અનુભવીએ છીએ કે જેમાં મૂડીદારોની સહાય પામતા એના એ જ જમીનજાગીર-માલિકો પોલેંડ તથા ઉક્રાઈનાનાં ગળાં દાબી દેવા અર્થે, ઈરાન તથા ચીનમાં લોકશાહીવાદી ચળવળને કચડી નાખવા અર્થે, અને આપણા રશિયન રાષ્ટ્રીય ગૌરવમાં કાળા કલંક જેવી રોમાનોવો અને બોબ્રિન્સ્કીઓ તથા પુરિશકેવિચોની ટોળકીને મજબૂત બનાવવા અર્થે, આપણને યુદ્ધમાં ખેંચી લઈ જઈ રહ્યા છે. ગુલામીની દશામાં જન્મ લેવા માટે કોઈને દોષ આપી શકાય નહિ; પરંતુ જે ગુલામ આઝાદીના સંઘર્ષમાં ભાગ લેવાથી દૂર રહે છે એટલું જ નહિ પણ પોતાની ગુલામીને ન્યાયી ગણાવે છે અને તેની પ્રશસ્તિ પણ ગાય છે (દા. ત. પોલેંડ, ઉક્રાઈના, વગેરેનાં ગળાં દાબી દેવાના કામને રશિયનોની "પિતૃભૂમિના રક્ષણ"નું કામ ગણાવે છે)—એવો ગુલામ થૂંક ચાટનારો અને રોંચો છે જે વાજબી રીતે જ રોષ, ઘૃણા, અને ઊંડા તિરસ્કારની લાગણી ઉપજાવે છે.

ઓગણીસમી સદીની સુસંગત લોકશાહીના જેઓ મહાનતમ પ્રતિનિધિઓ હતા અને જેઓ ક્રાંતિકારી સર્વહારા વર્ગના ગુરુઓ બની ગયા એ માર્ક્સ અને એંગેલ્સે કહ્યું છે: "બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરતું હોય એવું એક પણ રાષ્ટ્ર આઝાદ ન હોઈ શકે"[73]. અને, રાષ્ટ્રાભિમાનની ભરપૂર ભાવના ધરાવતા અમે રશિયન કામદારો ભલે ગમે તેમ થાય તોપણ એવું આઝાદ અને સ્વતંત્ર, સાર્વભૌમ, લોકશાહીવાદી, પ્રજાતંત્રીય, અને ગૌરવમય રશિયા ઇચ્છીએ છીએ કે જે પોતાના પાડોશીઓ સાથેના પોતાના સંબંધો કોઈ પણ મહાન રાષ્ટ્ર માટે નામોશીકારક વિશેષાધિકારના સામંતવાદી સિદ્ધાંતના આધારે નહિ પરંતુ

સમાનતાના માનવતાભર્યા સિદ્ધાંતના આધારે સ્થાપે. અમે એમ ઇચ્છીએ છીએ એટલે જ અમે કહીએ છીએ: વીશમી સદીમાં અને યુરોપમાં (યુરોપના દૂર-પૂર્વના પ્રદેશમાં પણ) રાજશાહીનો, **પોતાના જ** દેશના જમીનમાલિકો તથા મૂડીદારોનો, અર્થાત્ આપણા દેશના **મોટામાં મોટા** દુશ્મનોનો, સામનો કરવા માટે દરેકે દરેક ક્રાંતિકારી રીતનો ઉપયોગ કર્યા સિવાય બીજી કોઈ રીતે "પિતૃભૂમિનું રક્ષણ" કરવાનું અશક્ય છે. અમે કહીએ છીએ કે કોઈ પણ યુદ્ધમાં રશિયાના રહેવાસીઓના નવ-દસાંશ ભાગ માટે ન્યૂનતર અનિષ્ટ તરીકે ઝારશાહીના પરાજયની અભિલાષા રાખ્યા સિવાય બીજી કોઈ રીતે રશિયનો પોતાની "પિતૃભૂમિનું રક્ષણ" ન જ કરી શકે. ઝારશાહી એ નવ-દસાંશ ભાગનું આર્થિક અને રાજનૈતિક ઉત્પીડન કરે છે એટલું જ નહિ, તેને બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરવાનું તેમ જ શરમના એ ધબ્બાને દંભયુક્ત તથા દેશભક્તિનો ભ્રમ ઉપજાવતાં વાક્યો વડે ઢાંકી દેવાનું શીખવીને તેને નિરુત્સાહ કરે છે, તેને હલકો પાડે છે, તેનું માનભંગ કરે છે, અને તેનો ભ્રષ્ટાચારી દુરુપયોગ પણ કરે છે.

એવો વાંધો ઉઠાવવામાં આવે ખરો કે ઝારશાહી ઉપરાંત અને તેની પાંખ નીચે એક બીજું ઐતિહાસિક પરિબળ ઉદયમાન થયું છે અને પ્રબળ બની ગયું છે, અર્થાત્ રશિયન મૂડીવાદ કે જે વિસ્તૃત પ્રદેશોનું આર્થિક રીતે કેંદ્રીકરણ કરીને અને તેઓને એકબીજા સાથે જોડી દઈને પ્રગતિશીલ કાર્ય ચલાવી રહેલ છે. પરંતુ જેને ઝારવાદી પુરિશ્કેવિચ છાપના સમાજવાદીઓ (લાસાલિયનોને માર્ક્સે બાદશાહી પ્રશિયન સમાજવાદીઓ કહ્યા હતા એમ જ) કહેવા જોઈએ એવા આપણા સમાજવાદી-અંધરાષ્ટ્રવાદીઓને એવો વાંધો દોષમુક્ત નથી કરતો પણ એથી વિપરીત એવો વાંધો તો તેઓને હજુ વધારે નિંદાપાત્ર ઠરાવે છે. આપણે એવી પૂર્વધારણા પણ કરી જોઈએ કે ઇતિહાસ રશિયાના પ્રબળરાષ્ટ્રીય મૂડીવાદની તરફેણમાં અને એકસો ને એક નાનાં રાષ્ટ્રોની વિરુદ્ધમાં નિર્ણય લેશે. એ પણ અશક્ય નથી જ કેમ કે મૂડીનો આખો ઇતિહાસ હિંસા અને લૂંટફાટનો તથા લોહી અને સડાનો ઇતિહાસ છે. નાનાં રાષ્ટ્રોને કોઈ પણ ભોગે જાળવી રાખવાની હિમાયત અમે નથી કરતા; **બીજી પરિસ્થિતિઓ સમાન** રહે તો અમે ચોક્કસ રીતે કેંદ્રીકરણની તરફેણમાં છીએ અને સમવાયી સંબંધોના નિમ્ન-મૂડીવાદી આદર્શનો વિરોધ કરીએ છીએ. પરંતુ અમારી પૂર્વધારણા ખરી પડે તોપણ, પહેલી વાત તો એ કે ઉક્રાઈના વગેરેનાં ગળાં દાબી દેવામાં રોમાનોવ-બોબ્રિન્સ્કી-પુરિશ્કેવિચોને મદદ કરવી એ અમારું, લોકશાહીવાદીઓનું (સમાજવાદીઓની વાત તો દૂર રહી), કામ નથી. બિસ્માર્કે પોતાની યુંકર

પદ્ધતિએ એક પ્રગતિશીલ ઐતિહાસિક કાર્ય સિદ્ધ કર્યું એ ખરું, પરંતુ સમાજવાદીઓ દ્વારા કરવામાં આવતા બિસ્માર્કના સમર્થનને એ આધારે ઉચિત ઠરાવવાનો વિચાર કરે એ તો ખરેખર ઉત્તમ "માર્ક્સવાદી" જ કહેવાય! વળી, બિસ્માર્કે આર્થિક વિકાસને ઉત્તેજન આપ્યું તે બીજાં રાષ્ટ્રો દ્વારા ઉત્પીડનનો ભોગ બનેલા એકતારહિત જર્મનોને એકત્રિત કરીને આપ્યું. પરંતુ રશિયાની આર્થિક સમૃદ્ધિ માટે અને તેના ઝડપી વિકાસ માટે જરૂરી છે કે દેશને બીજાં રાષ્ટ્રોના રશિયન ઉત્પીડનથી મુક્ત કરી દેવામાં આવે — એ તફાવત લગભગ બિસ્માર્ક જેવા અસલ રશિયનોના પ્રશંસકોની નજરમાં આવતો નથી.

બીજી વાત — ઇતિહાસ જો રશિયન પ્રબળરાષ્ટ્રીય મૂડીવાદની તરફેણમાં નિર્ણય લે તો તેનો એવો અર્થ થાય કે મૂડીવાદે ઉત્પન્ન કરેલી સામ્યવાદી ક્રાંતિમાં મુખ્ય પ્રેરક બળ તરીકે રશિયન સર્વહારા વર્ગની **સમાજવાદી** ભૂમિકા પહેલાં કરતાં પણ ઘણા વધારે મોટા મહત્ત્વની બની જાય. સર્વહારા ક્રાંતિ આવશ્યક બનાવે છે કે કામદારોને **પૂર્ણતમ** રાષ્ટ્રીય સમાનતા તથા ભાઈચારાની ભાવનાની લાંબા કાળ પર્યંત તાલીમ આપવામાં આવે. પરિણામે, રશિયન સર્વહારા વર્ગનાં હિતો માટે ચોક્કસ રૂપે એ જરૂરી છે કે રશિયનો દ્વારા ઉત્પીડિત બધાં રાષ્ટ્રોની પૂર્ણ સમાનતા તથા તેઓના આત્મનિર્ણયના અધિકારનું સમર્થન કરવાની — અત્યંત નિશ્ચયાત્મક રીતે, સુસંગત રીતે, હિંમતપૂર્વક અને ક્રાંતિકારી રીતે સમર્થન કરવાની — તાલીમ લોકસમુદાયોને લાંબા સમય સુધી આપવામાં આવે. રશિયનોના રાષ્ટ્રાભિમાનનાં હિતો (ગુલામીભર્યા અર્થમાં નહિ એવી રીતે સમજીને) રશિયન (તથા બીજા બધા) સર્વહારાઓનાં **સમાજવાદી** હિતો જોડે સાનુરૂપ છે. જેમણે દાયકાઓ સુધી બ્રિટનમાં વસ્યા પછી અને અર્ધ-અંગ્રેજ થઈ ગયા પછી પણ, બ્રિટિશ કામદારોની સમાજવાદી ચળવળનાં હિતોને લક્ષમાં લઈને, આયર્લૅંડ માટે આઝાદી અને રાષ્ટ્રીય સ્વાધીનતાની માંગ ઉઠાવી હતી એ માર્ક્સ જ હંમેશાં આપણા આદર્શના સ્થાને કાયમ રહેશે.

અમે ધ્યાનમાં લીધેલી બીજી અનુમિત બાબતમાં તો આપણા દેશી પેદાશના સમાજવાદી-અંધરાષ્ટ્રવાદીઓ, પ્લેખાનોવ, વગેરે ફક્ત પોતાના દેશનો જ નહિ — આઝાદ અને લોકશાહીવાદી રશિયાનો જ નહિ — પરંતુ રશિયાનાં બધાં જ રાષ્ટ્રોના સર્વહારા વર્ગીય ભાઈચારાનો પણ, અર્થાત્ સમાજવાદના ધ્યેયનો પણ, દ્રોહ કરનારા સાબિત થઈ જશે.

'સોત્સિઆલ-દેમોક્રાત'
અંક ૩૫,
૧૨ ડિસેંબર, ૧૯૧૪

# સમાજવાદી ક્રાંતિ અને રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર

(થિસિસો)

## ૧. સામ્રાજ્યવાદ, સમાજવાદ, અને ઉત્પીડિત રાષ્ટ્રોની મુક્તિ

સામ્રાજ્યવાદ મૂડીવાદના વિકાસની સર્વોચ્ચ કક્ષા છે. મોખરાના દેશોમાં મૂડી રાષ્ટ્રીય રાજ્યોની સીમાઓને પાર કરી ગઈ છે. તેણે હરીફાઈને સ્થાને ઈજારો સ્થાપી દીધો છે, અને સમાજવાદની સિદ્ધિ માટેની વસ્તુગત પરિસ્થિતિઓનું સર્જન કર્યું છે. એટલે પશ્ચિમ યુરોપમાં અને અમેરિકામાં મૂડીવાદી સરકારોને ઉથલાવી પાડવાના સર્વહારા વર્ગના ક્રાંતિકારી સંઘર્ષની અને મૂડીદાર વર્ગનું માલિકીહરણ કરી લેવાની બાબત તાત્કાલિક બાબત બની ગઈ છે. વર્ગોના આંતરવિરોધોને પ્રચંડ પાયા ઉપર તીવ્ર બનાવીને અને લોકસમુદાયોની હાલતને આર્થિક ક્ષેત્રમાં—ટ્રસ્ટો, ઊંચું જીવનખર્ચ—અને રાજકારણના ક્ષેત્રમાં—લશ્કરવાદનો વિકાસ, યુદ્ધો વચ્ચેના વધારે નાના સમયાંતરો, વધારે પ્રબળ પ્રત્યાઘાત, રાષ્ટ્રીય ઉત્પીડન અને સાંસ્થાનિક લૂંટફાટમાં અધિક પ્રબળતા અને તેનો વધારે ફેલાવો—એમ બન્ને ક્ષેત્રોમાં બદતર બનાવીને સામ્રાજ્યવાદ આમજનતાને એ સંઘર્ષમાં ધકેલે છે. વિજયી સમાજવાદે આવશ્યક રૂપે સંપૂર્ણ લોકશાહીની સ્થાપના કરવી જ જોઈએ અને પરિણામે રાષ્ટ્રોની સંપૂર્ણ સમાનતા અમલમાં મૂકવી જોઈએ એટલું જ નહિ પરંતુ ઉત્પીડિત રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર પણ સિદ્ધ કરવો જ જોઈએ, અર્થાત્ મુક્ત રાજકીય પાર્થક્યનો અધિકાર પણ સિદ્ધ કરવો જ જોઈએ. જે સમાજવાદી પાર્ટીઓ અત્યારે, ક્રાંતિ દરમિયાન અને ક્રાંતિના વિજય પછી પણ પોતાની સમગ્ર પ્રવૃત્તિ દ્વારા બતાવી નહિ આપે કે પોતે ઉત્પીડિત રાષ્ટ્રોને મુક્ત કરશે અને એ રાષ્ટ્રો જોડેના સંબંધોનું ઘડતર સ્વતંત્ર સંઘના આધારે કરશે—અને અલગ થવાની આઝાદી વગર સ્વતંત્ર સંઘની વાત સાવ પોકળ વાત છે—એ પાર્ટીઓ સમાજવાદને દગો દેશે.

બેશક લોકશાહી પણ રાજ્યનો એક પ્રકાર છે અને રાજ્ય જ્યારે અદૃશ્ય થઈ જશે ત્યારે એ પણ અદૃશ્ય થઈ જશે. પરંતુ એ ઘટના તો અંતિમ રૂપે વિજયી અને દૃઢીભૂત સમાજવાદનું પૂર્ણ સામ્યવાદમાં સંક્રમણ થશે એ વખતે જ બનશે.

# ૨. સમાજવાદી ક્રાંતિ અને લોકશાહી માટેનો સંઘર્ષ

સમાજવાદી ક્રાંતિ એ કોઈ એક જ કૃત્ય નથી, એ કંઈ એક જ મોરચા ઉપરની એક જ લડાઈ નથી, પરંતુ તીવ્ર વર્ગ-ઘર્ષણોનો એક આખો યુગ છે, બધા મોરચાઓ ઉપર, અર્થાત્ અર્થશાસ્ત્ર અને રાજકારણના બધા સવાલોનાં ક્ષેત્રોમાં, એવી લડાઈઓની એક આખી હારમાળા છે કે જે મૂડીદાર વર્ગના માલિકીહરણમાં જ પરિણમી શકે. લોકશાહી માટેનો સંઘર્ષ સર્વહારા વર્ગને સમાજવાદી ક્રાંતિના માર્ગ ઉપરથી હઠાવી દેવાની અથવા તેની ઉપર આવરણ કે પડદો ઢાંકી દેવાની વગેરે શક્તિ ધરાવે છે એમ માની લેવું એ પાયાની ભૂલ ગણાશે. એથી ઊલટું, સંપૂર્ણ લોકશાહીનો અમલ ન કરતો હોય એવો વિજયી સમાજવાદ જેવી રીતે હોઈ જ ન શકે તેવી જ રીતે લોકશાહી માટેના સર્વાંગી, સુસંગત અને ક્રાંતિકારી સંઘર્ષ વગર મૂડીદાર વર્ગ ઉપર પોતાના વિજયની તૈયારી સર્વહારા વર્ગ કરી જ ન શકે.

લોકશાહીવાદી કાર્યક્રમનો એક મુદ્દો, દાખલા તરીકે રાષ્ટ્રોના આત્મનિર્ણય વિશેનો મુદ્દો, સામ્રાજ્યવાદના અમલ હેઠળ "અસાધ્ય" અથવા "ઝાંઝવાના જળ જેવો" છે એવા આધારે એ મુદ્દાને તજી દેવો એ જરાય નાની ભૂલ નહિ ગણાય. રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર મૂડીવાદની મર્યાદાઓની અંદર અસાધ્ય છે એવું કથન કાં તો નિરપેક્ષ રીતે આર્થિક અર્થમાં અથવા સાપેક્ષ રીતે રાજકીય અર્થમાં લઈ શકાય.

પહેલા અર્થમાં એ કથન સિદ્ધાંતની દૃષ્ટિએ મૂળભૂત રીતે ખોટું છે. પહેલી વાત તો એ કે એવા અર્થમાં દાખલા તરીકે શ્રમ-નાણું અથવા કટોકટીઓની નાબૂદી ઇત્યાદિ જેવી બાબતો મૂડીવાદી સમાજમાં અસાધ્ય છે. એ વાત તદ્દન જૂઠી છે કે રાષ્ટ્રોનો આત્મનિર્ણય **સમાન રૂપે** અસાધ્ય છે. બીજી વાત એ કે ૧૯૦૫માં સ્વિડનથી નોર્વેના પાર્થક્યનું એક જ ઉદાહરણ પણ એ અર્થમાં "અસાધ્યતા"નું ખંડન કરવા માટે પૂરતું છે. ત્રીજી વાત એ કે ઉદાહરણ રૂપે જર્મની અને બ્રિટન વચ્ચેના રાજકીય અને રણવ્યૂહાત્મક સંબંધોમાં કોઈ નાના ફેરફારો આજે કે આવતીકાલે નવાં પોલિશ, હિંદુસ્તાની, ઇત્યાદિ રાજ્યોની સ્થાપનાને પૂર્ણ રૂપે "સાધ્ય" બનાવી દઈ શકે એ વાતનો ઇનકાર કરવો એ બેહૂદગી ગણાશે. ચોથી વાત એ કે વિસ્તાર પામવાના પોતાના જોશમાં નાણાકીય મૂડી કોઈ પણ દેશની, "સ્વતંત્ર" દેશની પણ, અધિકતમ મુક્ત લોકશાહીવાદી અને પ્રજાસત્તાકીય સરકારને અને તેના ચૂંટાયેલા

અધિકારીઓને "મુક્ત રૂપે" ખરીદી લઈ શકે અથવા લાંચ આપીને ફોડી શકે. સામાન્ય રૂપે મૂડીના પ્રભુત્વની જેમ જ નાણાકીય મૂડીનું પ્રભુત્વ રાજકીય લોકશાહીના ક્ષેત્રમાં **કોઈ** સુધારાઓ વડે નાબૂદ થવાનું નથી; અને આત્મનિર્ણયની બાબત પૂર્ણ રૂપે માત્ર એ જ ક્ષેત્રની બાબત છે. પરંતુ વર્ગ-ઉત્પીડન અને વર્ગસંઘર્ષના અધિક મુક્ત, અધિક વ્યાપક, અને અધિક સ્પષ્ટ **રૂપ** તરીકે રાજકીય લોકશાહીના મહત્ત્વને નાણાકીય મૂડીનું આ પ્રભુત્વ કોઈ રીતે નષ્ટ નથી જ કરતું. એટલે, મૂડીવાદી સમાજની અંદર રાજકીય લોકશાહીની માગણીઓમાંની એકની આર્થિક અર્થમાં "અસાધ્યતા" વિશેની બધી દલીલો મૂડીવાદ અને સમગ્ર રૂપે રાજકીય લોકશાહીના સામાન્ય અને પાયાના સંબંધોની સૈદ્ધાંતિક રીતે ખોટી વ્યાખ્યા જ બની રહે છે.

બીજા અર્થમાં એ કથન અપૂર્ણ અને બિનચોક્કસ છે. તેનું કારણ એ છે કે સામ્રાજ્યવાદના અમલ હેઠળ કેવળ રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર જ નહિ પરંતુ રાજકીય લોકશાહીની **બધી** મૂળભૂત માગણીઓ માત્ર આંશિક રીતે જ "સાધ્ય" છે અને એ પણ વિકૃત રૂપમાં તથા અપવાદ તરીકે (દાખલા તરીકે ૧૯૦૫માં સ્વિડનથી નોર્વેનું પાર્થક્ય). સઘળા ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓ દ્વારા આગળ ધરવામાં આવતી સંસ્થાનોની તત્કાળ મુક્તિની માગણી પણ ક્રાંતિઓની હારમાળા વગર મૂડીવાદી સમાજમાં "અસાધ્ય" છે. પરંતુ એનો અર્થ કોઈ પણ રીતે એવો નથી જ થતો કે આ **બધી** માગણીઓ માટેના તાત્કાલિક અને અધિકતમ દૃઢનિશ્ચયી સંઘર્ષનો સામાજિક-લોકશાહીવાદે ઇનકાર કરવો—એવો ઇનકાર કરવો એટલે મૂડીદાર વર્ગ અને પ્રત્યાઘાતના હાથમાં રમકડું બની જવું—બલકે એથી ઊલટું, અર્થ એવો નીકળે છે કે આ બધી માગણીઓને નિરૂપિત કરવાની અને સુધારાવાદી રીતે નહિ પણ ક્રાંતિકારી રીતે સિદ્ધ કરવાની જરૂર છે. મૂડીવાદી કાયદેસરતાની મર્યાદાઓથી આપણે આપણી જાતને જકડાઈ જવા ન જ દેવી જોઈએ પરંતુ એ મર્યાદાઓને તોડી નાખવી જોઈએ; પાર્લમેન્ટનાં ભાષણો અને જબાની વિરોધોથી આપણે સંતુષ્ટ ન થઈ જવું જોઈએ પરંતુ આમજનતાને સક્રિય પ્રવૃત્તિમાં ખેંચવી જોઈએ; પ્રત્યેક મૂળભૂત લોકશાહીવાદી માગણી માટેના સંઘર્ષને આપણે મૂડીદાર વર્ગની સામેના સીધા સર્વહારા ધસારા સુધી ફેલાવવો અને પોષવો જોઈએ, અર્થાત્, મૂડીદાર વર્ગનું માલિકીહરણ કરી નાખે એવી સમાજવાદી ક્રાંતિ સુધી સંઘર્ષને ફેલાવવો અને પોષવો જોઈએ. કોઈ મોટી હડતાલ, રસ્તાઓ ઉપરના દેખાવો, ભૂખનાં હુલ્લડો કે લશ્કરી બળવા અથવા સાંસ્થાનિક વિદ્રોહો મારફત જ

સમાજવાદી ક્રાંતિ ફાટી નીકળે એવું નથી. સમાજવાદી ક્રાંતિ તો ડાઈફસ મામલા[74] જેવી અથવા ઝેબર્ન-કિસ્સા[75] જેવી કોઈ પણ રાજકીય કટોકટીના પરિણામે કે પછી ઉત્પીડિત રાષ્ટ્રના પાર્થક્યના સવાલ અંગેના રેફરેન્ડમ વગેરેના સંબંધમાં પણ ફાટી નીકળે.

સામ્રાજ્યવાદી અમલ હેઠળ રાષ્ટ્રીય ઉત્પીડનની વૃદ્ધિ એ અનિવાર્ય બનાવી દે છે કે રાષ્ટ્રોની પાર્થક્યની આઝાદી માટેના મૂડીદાર વર્ગ દ્વારા "તરંગી" ગણાવવામાં આવતા સંઘર્ષને સામાજિક-લોકશાહીવાદે તજી ન જ દેવો જોઈએ પરંતુ એથી ઊલટું એ ક્ષેત્રમાં ઊભાં થતાં ઘર્ષણોનો **પણ** તેણે જનસંઘર્ષના અને મૂડીદાર વર્ગની ઉપર ક્રાંતિકારી હુમલાઓ કરવાના હેતુ માટે વધારે વ્યાપક ઉપયોગ કરવો જોઈએ.

### ૩. આત્મનિર્ણયના અધિકારનું મહત્ત્વ અને ફેડરેશન જોડે તેનો સંબંધ

રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર રાજકીય અર્થમાં ખાસ રૂપે સ્વાધીનતાનો અધિકાર જ સૂચિત કરે છે, ઉત્પીડક રાષ્ટ્રથી મુક્ત રાજકીય પાર્થક્યનો અધિકાર જ સૂચિત કરે છે. નક્કર રૂપે, રાજકીય લોકશાહીની આ માગણીમાં પાર્થક્ય માટેના આંદોલનની પૂર્ણ આઝાદીનો અને પાર્થક્ય વિશેનો ફેંસલો અલગ થનારા રાષ્ટ્રના રેફરેન્ડમ દ્વારા કરવાનો અર્થ સમાયેલો છે. એટલે આ માગણી અલગતા, વિખંડન, અને નાનાં રાજ્યોની સ્થાપનાનું સમાનપદ નથી. પ્રત્યેક રાષ્ટ્રીય ઉત્પીડનની વિરુદ્ધના સંઘર્ષની સુસંગત અભિવ્યક્તિ જ તેમાં સૂચિત છે. લોકશાહીવાદી રાજ્ય-પદ્ધતિ પાર્થક્યની પૂર્ણ આઝાદીની જેટલી વધારે નિકટ હોય એટલા પ્રમાણમાં પાર્થક્યની ઝંખના વાસ્તવમાં ઓછી પુનરાવર્તિત અને ઓછી તીવ્ર બને કેમ કે મોટાં રાજ્યો આર્થિક પ્રગતિની તથા આમજનતાનાં હિતોની એમ બન્ને દૃષ્ટિએ નિર્વિવાદ લાભો પૂરા પાડે છે અને વધારામાં મૂડીવાદના વિકાસની સાથે સાથે એ લાભોમાં વૃદ્ધિ થાય છે. આત્મનિર્ણયનો સ્વીકાર અને ફેડરેશનનો સિદ્ધાંત તરીકે સ્વીકાર સમાનાર્થ નથી. એ સિદ્ધાંતના મક્કમ વિરોધી અને લોકશાહીવાદી કેંદ્રીકરણવાદના સમર્થક હોવા છતાં રાષ્ટ્રીય અસમાનતાની સરખામણીમાં સંપૂર્ણ લોકશાહીવાદી કેંદ્રીકરણવાદની દિશાના એકમાત્ર માર્ગ તરીકે ફેડરેશનને પસંદગી આપવાનું શક્ય છે. માર્ક્સ કેંદ્રીકરણવાદી હતા તે છતાં આ જ દૃષ્ટિએ તેમણે આયર્લૅંડની ઉપર અંગ્રેજોના

જુલમી આધિપત્ય કરતાં તો આયર્લૅંડ અને ઇંગ્લૅંડના ફેડરેશનનેય વધારે સારું ગણ્યું હતું.[76]

સમાજવાદનું ધ્યેય ટચૂકડાં રાજ્યોમાં માનવજાતિના વિભાજનનો અને પ્રત્યેક રૂપમાં રાષ્ટ્રોની વિચ્છિન્નતાનો અંત આણવા પૂરતું જ મર્યાદિત નથી, સમાજવાદનું ધ્યેય રાષ્ટ્રોના સુમેળ પૂરતું જ સીમિત નથી પરંતુ રાષ્ટ્રોના સંયોગને પણ આવરી લે છે. અને બરાબર એ ધ્યેયને સિદ્ધ કરવા માટે જ આપણે એક તરફ તો કહેવાતી "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"[77] વિશેના રેનર અને ઓટો બાઉએરના ખયાલનું પ્રત્યાઘાતી સ્વરૂપ આમજનતાને સમજાવવું જોઈએ; અને બીજી તરફ સામાન્ય અસ્પષ્ટ વાતોમાં નહિ, ઠાલા વાક્છળમાં નહિ, અને સમાજવાદની સ્થાપના સુધી સવાલને "અભરાઈએ" ચડાવી દઈને નહિ, પરંતુ ઉત્પીડક રાષ્ટ્રોના સમાજવાદીઓના દંભને અને તેમની કાયરતાને વિશેષ રૂપે ધ્યાનમાં લેતા સ્પષ્ટ અને ચોક્કસ રૂપે નિરૂપિત રાજકીય કાર્યક્રમમાં ઉત્પીડિત રાષ્ટ્રોની મુક્તિની માંગ ઉઠાવવી જોઈએ. જેવી રીતે માનવજાતિ વર્ગોની નાબૂદી સુધી ઉત્પીડિત વર્ગની સરમુખત્યારીના સંક્રમણકાળ મારફત જ પહોંચી શકે તેવી જ રીતે માનવજાતિ રાષ્ટ્રોના અનિવાર્ય સંયોગ સુધી સર્વ ઉત્પીડિત રાષ્ટ્રોની સંપૂર્ણ મુક્તિના, અર્થાત્ તેમની પાર્થક્યની આઝાદીના, સંક્રમણકાળ મારફત જ પહોંચી શકે.

## ૪. રાષ્ટ્રોના આત્મનિર્ણયના સવાલની સર્વહારા-ક્રાંતિકારી રજૂઆત

કેવળ રાષ્ટ્રોના આત્મનિર્ણયની માગણી જ નહિ પરંતુ અમારા લોકશાહીવાદી ન્યૂનતમ કાર્યક્રમના **બધા જ** મુદ્દાઓ **પહેલાં** પણ નિમ્ન-મૂડીવાદી વર્ગ દ્વારા છેક સત્તરમી અને અઢારમી સદીમાં રજૂ થઈ ચૂકેલ છે. અને નિમ્ન-મૂડીવાદી વર્ગે એ **સઘળા** મુદ્દાઓને આજ દિવસ સુધી તરંગી રીતે રજૂ કર્યા છે કારણ કે નિમ્ન-મૂડીવાદીઓ વર્ગસંઘર્ષને તથા લોકશાહીમાં વર્ગસંઘર્ષની વધતી જતી તીવ્રતાને જોઈ શકતા નથી અને તેઓ "શાંતિમય" મૂડીવાદમાં શ્રદ્ધા ધરાવે છે. સામ્રાજ્યવાદના અમલ હેઠળ સમાન રાષ્ટ્રોના શાંતિમય સંઘનો તરંગી ખયાલ ચોક્કસ રૂપે એવો જ ખયાલ છે જે જનતા સાથે છળકપટ કરે છે અને જેનો કાઉત્સ્કીના અનુયાયીઓ બચાવ કરે છે. આ નિમ્ન-મૂડીવાદી તકવાદી તરંગની સામે પ્રતિવાદ રૂપે સામાજિક-લોકશાહીવાદના કાર્યક્રમમાં રાષ્ટ્રોનું ઉત્પીડક

અને ઉત્પીડિત રાષ્ટ્રો તરીકેનું વિભાજન સામ્રાજયવાદના અમલ હેઠળ બુનિયાદી, મહત્ત્વપૂર્ણ, અને અનિવાર્ય વિભાજન તરીકે નિરૂપિત થવું જ જોઈએ.

સામાન્ય રૂપે ઈજાફત વિરુદ્ધ અને રાષ્ટ્રોની સમાનતાની તરફેણમાં જે સામાન્ય અને ચવાયેલાં સૂત્રોને હરકોઈ મૂડીવાદી રટતો રહેતો હોય છે એ સૂત્રો પૂરતા મર્યાદિત ઉત્પીડક રાષ્ટ્રના સર્વહારા વર્ગે ન જ રહેવું જોઈએ. રાષ્ટ્રીય ઉત્પીડનના આધારે સ્થાપિત રાજયની **સીમાઓના** સવાલ વિશે, સામ્રાજયવાદી મૂડીદાર વર્ગને આટલા બધા "અણગમતા" સવાલ વિશે, સર્વહારા વર્ગ ચુપ ન જ રહી શકે. ઉત્પીડિત રાષ્ટ્રોને બળજબરીથી કોઈ એક રાષ્ટ્રની સીમાઓની અંદર ગોંધી રાખવાની વિરુદ્ધ સર્વહારા વર્ગે સંઘર્ષ લડવો જ જોઈએ, અને તેનો અર્થ એ થાય છે કે સર્વહારા વર્ગે આત્મનિર્ણયના અધિકાર માટે લડવું જ જોઈએ. "પોતાના જ" રાષ્ટ્ર દ્વારા ઉત્પીડિત સંસ્થાનો અને રાષ્ટ્રોની રાજકીય પાર્થક્યની આઝાદીની માંગ સર્વહારા વર્ગે ઉઠાવવી જ જોઈએ. હકીકત જો એથી ઊલટી હોય તો સર્વહારા વર્ગનો આંતરરાષ્ટ્રવાદ ઠાલા શબ્દો સિવાય બીજું કશું જ ન રહે, ઉત્પીડિત અને ઉત્પીડક રાષ્ટ્રોના કામદારો વચ્ચે પરસ્પર વિશ્વાસ કે વર્ગીય ઐક્ય શક્ય ન બને, આત્મનિર્ણયનો બચાવ કરતા પરંતુ "પોતાના જ" રાષ્ટ્ર દ્વારા ઉત્પીડિત અને "પોતાના જ" રાજયમાં બળજબરીથી ગોંધી રાખવામાં આવતાં રાષ્ટ્રો વિશે ચુપકી સેવતા સુધારાવાદીઓ તથા કાઉત્સ્કીપંથીઓનો દંભ ઉઘાડો ન પડે.

બીજી તરફ, ઉત્પીડિત રાષ્ટ્રના અને ઉત્પીડક રાષ્ટ્રના કામદારો વચ્ચેની સંગઠનાત્મક એકતા સમેતની પૂર્ણ અને બિનશરતી એકતાનું ઉત્પીડિત રાષ્ટ્રના સમાજવાદીઓએ ખાસ રૂપે સમર્થન કરવું જોઈએ અને તેને અમલમાં મૂકવી જોઈએ. એમ ન કરવામાં આવે તો મૂડીદાર વર્ગની સર્વ પ્રકારની કાવતરાખોરી, દગાખોરી, અને ચાલબાજીઓની સામે સર્વહારા વર્ગની સ્વતંત્ર નીતિનું અને બીજા દેશોના સર્વહારાઓની સાથે તેના વર્ગીય ઐક્યનું રક્ષણ કરવાનું અશક્ય છે. ઉત્પીડિત રાષ્ટ્રોનો મૂડીદાર વર્ગ કામદારોને છેતરવા માટે રાષ્ટ્રીય મુક્તિનાં સૂત્રોનો અવિરત ઉપયોગ કરે છે, પોતાની આંતરિક નીતિમાં મૂડીદાર વર્ગ એ સૂત્રોનો ઉપયોગ પ્રભુત્વ ધરાવતાં રાષ્ટ્રોના મૂડીદાર વર્ગની જોડે પ્રત્યાઘાતી કરારો કરી લેવામાં કરે છે (દાખલા તરીકે ઑસ્ટ્રિયા અને રશિયામાં યહૂદીઓ અને ઉક્રાઈનિયનોના ઉત્પીડન માટે પ્રત્યાઘાત જોડે સોદા કરતા પોલિશ મૂડીવાદીઓ), પોતાની વિદેશનીતિમાં મૂડીદાર વર્ગ પોતાની લૂંટફાટની યોજનાઓને અમલમાં મૂકવા માટે કોઈ એક હરીફ સામ્રાજયવાદી સત્તા જોડે

સોદો કરી લેવાની કોશિશ કરે છે (નાનકડાં બાલ્કન રાજ્યોની નીતિ, ઈત્યાદિ).

રાજકીય છળકપટ અને નાણાકીય લૂંટફાટના હેતુ માટે પ્રજાસત્તાકવાદી સૂત્રોના મૂડીવાદી ઉપયોગના સંખ્યાબંધ કિસ્સાઓ (ઉદાહરણાર્થ લેટિન દેશોમાં) સામાજિક-લોકશાહીવાદીઓને પોતાનો પ્રજાસત્તાકવાદ તજી દેવા માટે તૈયાર કરી દે એવો સંભવ જેવી રીતે ખૂબ ઓછો છે તેવી જ રીતે એક સામ્રાજ્યવાદી સત્તાની વિરુદ્ધના રાષ્ટ્રીય મુક્તિના સંઘર્ષનો ઉપયોગ અમુક પરિસ્થિતિમાં બીજી કોઈ "મોટી" સત્તા તેનાં પોતાનાં સમાન સામ્રાજ્યવાદી લક્ષ્યો માટે કરે એવો સંજોગ સામાજિક-લોકશાહીવાદીઓને રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનો સ્વીકાર કરવાનો ઈનકાર કરવા તૈયાર કરી દે એવો સંભવ બહુ જ ઓછો છે.*

## ૫. રાષ્ટ્રીય સવાલની બાબતમાં માર્ક્સવાદ અને પ્રુધોંવાદનાં ધોરણો

નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓથી ઊલટું, માર્ક્સે નિરપવાદ રૂપે પ્રત્યેક લોકશાહીવાદી માગણીને નિરપેક્ષ માગણી તરીકે નહિ પણ મૂડીદાર વર્ગની આગેવાની હેઠળ લોકસમુદાયોના સામંતશાહી વિરુદ્ધના સંઘર્ષની ઐતિહાસિક અભિવ્યક્તિ તરીકે ગણી હતી. અમુક પરિસ્થિતિમાં મૂડીદાર વર્ગના હાથમાં

---

* કહેવાની જરૂર નથી કે આત્મનિર્ણયના અધિકારમાંથી કદાચ "પિતૃભૂમિના રક્ષણ"ની પરિસ્થિતિ પરિણમે એ કારણે આત્મનિર્ણયના અધિકારનો અસ્વીકાર કરવો એ બાબત તદ્દન હાસ્યાસ્પદ ગણાય. ૧૯૧૪-૧૬ના સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ "પિતૃભૂમિના રક્ષણ"ને ખરું સાબિત કરવા માટે લોકશાહીવાદની દરેક માગણીનો (દાખલા તરીકે તેના પ્રજાસત્તાકવાદનો) અને રાષ્ટ્રીય ઉત્પીડનની વિરુદ્ધના સંઘર્ષના દરેક સંઘટનનો ઉલ્લેખ એટલા જ અધિકારથી, અર્થાત્ ગાંભીર્યના એટલા જ અભાવથી, કરે છે. યુદ્ધોમાં પિતૃભૂમિના રક્ષણને માર્ક્સવાદ માન્યતા આપે છે, દાખલા તરીકે મહાન ફ્રેંચ ક્રાંતિ અથવા યુરોપમાં ગેરિબાલ્ડીનાં યુદ્ધો. અને ૧૯૧૪-૧૬ના સામ્રાજ્યવાદી યુદ્ધમાં પિતૃભૂમિના રક્ષણના પરિત્યાગને માર્ક્સવાદ માન્યતા આપે છે. માર્ક્સવાદ પોતાના નિષ્કર્ષો પ્રત્યેક અલગ અલગ યુદ્ધની નક્કર ઐતિહાસિક વિશિષ્ટતાઓના પૃથક્કરણમાંથી તારવે છે, માર્ક્સવાદ કોઈ પણ સંજોગોમાં પોતાનું ધોરણ "કોઈ સામાન્ય સિદ્ધાંત" અથવા કાર્યક્રમના કોઈ એક મુદ્દાને કારણે નક્કી નથી કરતો.

કામદારોને છેતરવાના હથિયાર તરીકેની કામગીરી જે ન બજાવી શકે અથવા જેણે ન બજાવી હોય એવી એક પણ માગણી એ માગણીઓમાં નથી. એટલે આ સંબંધમાં રાજકીય લોકશાહીવાદની એક માગણીને નોખી તારવી લેવી, અર્થાત્ રાષ્ટ્રોના આત્મનિર્ણયની માગણીને નોખી તારવી લેવી, અને તેને બાકીની માગણીઓના વિરોધમાં પેશ કરવી એ સિદ્ધાંતની દૃષ્ટિએ મૂળભૂત રીતે ગલત છે. અમલમાં, પ્રજાસત્તાક માટેની પોતાની માગણીને બકાત રાખ્યા વગર સઘળી લોકશાહીવાદી માગણીઓ માટેના પોતાના સંઘર્ષને સર્વહારા વર્ગ જો મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાના પોતાના ક્રાંતિકારી સંઘર્ષને આધીન બનાવી દે તો જ તે પોતાની સ્વતંત્રતા જાળવી રાખી શકે.

બીજી તરફ, "સામાજિક ક્રાંતિના નામે" રાષ્ટ્રીય સમસ્યાનો "ઇનકાર કરતા" પ્રુધોંવાદીઓથી ઊલટું, માર્ક્સે અગ્રગામી દેશોના સર્વહારા વર્ગીય સંઘર્ષનાં હિતોને પ્રાથમિક રૂપે ધ્યાનમાં રાખીને આંતરરાષ્ટ્રવાદ અને સમાજવાદના મૂળભૂત સિદ્ધાંતને મોખરે મૂક્યો—એ સિદ્ધાંતને મોખરે મૂક્યો કે બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરતું હોય એવું કોઈ પણ રાષ્ટ્ર આઝાદ હોઈ શકે નહિ.[78] જર્મન કામદારોના ક્રાંતિકારી આંદોલનનાં હિતોના દૃષ્ટિબિંદુથી જ માર્ક્સે ૧૮૪૮માં માંગ ઉઠાવેલી કે જર્મનીમાં વિજયી લોકશાહીવાદ જર્મનો દ્વારા ઉત્પીડિત રાષ્ટ્રોની આઝાદી ઘોષિત કરે અને એ રાષ્ટ્રોને આઝાદી આપે. અંગ્રેજ કામદારોના ક્રાંતિકારી સંઘર્ષના દૃષ્ટિબિંદુથી જ માર્ક્સે ૧૮૬૯માં ઇંગ્લૅંડથી આયર્લૅંડના પાર્થક્યની માંગ ઉઠાવેલી અને ઉમેરેલું: "જોકે પાર્થક્ય પછી કદાચ ફેડરેશન આવે."[79] એવી માંગ ઉઠાવીને જ માર્ક્સ અંગ્રેજ કામદારોને આંતરરાષ્ટ્રવાદની ભાવનાની વાસ્તવિક કેળવણી આપી રહ્યા હતા. આજે પચાસ વરસ પછી પણ જેણે આઈરિશ લોકોને "સુધારા" બક્ષ્યા નથી એ તકવાદીઓ અને મૂડીવાદી સુધારાવાદનો વિરોધ કોઈ એક ચોક્કસ ઐતિહાસિક કર્તવ્યના ક્રાંતિકારી ઉકેલ વડે તેઓ ફક્ત એ રીતે જ કરી શક્યા. નાનાં રાષ્ટ્રોનો પાર્થક્યનો અધિકાર તરંગી તેમ જ અશક્ય છે અને માત્ર આર્થિક જ નહિ પરંતુ રાજકીય કેંદ્રીકરણ પણ પ્રગતિશીલ છે—એવા બરાડા પાડતા મૂડીના ખુશામાતયાઓના વિરોધમાં માર્ક્સ ફક્ત એ રીતે જ એવા ધોરણની હિમાયત કરી શક્યા કે એવું કેંદ્રીકરણ જ્યારે **બિન**-સામ્રાજ્યવાદી હોય ત્યારે જ પ્રગતિશીલ છે, અને બળજબરીથી નહિ પણ બધા દેશોના સર્વહારાઓના મુક્ત એકીકરણ દ્વારા રાષ્ટ્રોને એકત્ર કરવાં જોઈએ. રાષ્ટ્રોની સમાનતા અને રાષ્ટ્રોના આત્મનિર્ણયના ખાલી જબાની અને ઘણી વાર દાંભિક સ્વીકારના વિરોધમાં માર્ક્સ રાષ્ટ્રીય

સવાલોના નિરાકરણની બાબતમાં પણ લોકસમુદાયોની ક્રાંતિકારી પ્રવૃત્તિની હિમાયત ફક્ત એ રીતે જ કરી શક્યા. ૧૯૧૪-૧૬ના સામ્રાજ્યવાદી યુદ્ધે અને તકવાદીઓ તથા કાઉત્સ્કીપંથીઓના દંભના તેણે ઉઘાડા પાડેલા ઑજિયન તબેલા*એ માર્ક્સની એ નીતિની સચ્ચાઈને સચોટ રીતે સાબિત કરી દીધી છે અને બધા ઉન્નત દેશો માટે એ નીતિ આદર્શ જેવી બની રહેવી જોઈએ કેમ કે એ બધા દેશો હાલ બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરી રહ્યા છે.**

## ૬. રાષ્ટ્રોના આત્મનિર્ણયના સંબંધમાં ત્રણ પ્રકારના દેશો

આ સંબંધમાં દેશોને ત્રણ મુખ્ય પ્રકારોમાં વિભાજિત કરવા જોઈએ.

પ્રથમ પ્રકાર—પશ્ચિમ યુરોપ અને અમેરિકાના ઉન્નત મૂડીવાદી દેશો. એ દેશોમાં મૂડીવાદી-પ્રગતિશીલ રાષ્ટ્રીય આંદોલનો લાંબા કાળ પહેલાં સમાપ્ત થઈ ચૂક્યાં છે. એ "મહાન" રાષ્ટ્રોમાંનું પ્રત્યેક રાષ્ટ્ર સંસ્થાનોમાં અને પોતાના દેશની અંદર એમ બન્ને રીતે બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરે છે. ઓગણીસમી

---

*ગ્રીક પુરાણકથાના અનેકાનેક વરસોથી ગંદા પડેલા રજવાડી તબેલા. વીર હર્‌ક્યુલિઝે એ તબેલાઓની ઉપર આલ્ફિયસ નદી વહાવીને તેને સાફ કર્યા હતા.

**ઘણી વાર એવો ઉલ્લેખ કરવામાં આવે છે—દાખલા તરીકે «Die Glocke»[80] પત્રના ૮ અને ૯મા અંકમાં જર્મન અંધરાષ્ટ્રવાદી લેન્ચે તાજેતરમાં કરેલો ઉલ્લેખ—કે અમુક પ્રજાઓના રાષ્ટ્રીય આંદોલનનો માર્ક્સે વિરોધ કર્યો હતો—ઉદાહરણાર્થ ૧૮૪૮માં ઝેક પ્રજાના આંદોલનનો—એ હકીકત માર્ક્સવાદી દૃષ્ટિબિંદુથી રાષ્ટ્રોના આત્મનિર્ણયની સ્વીકૃતિની આવશ્યકતાનું ખંડન કરે છે. પરંતુ એવો ઉલ્લેખ ખોટો છે કેમ કે ૧૮૪૮માં "પ્રત્યાઘાતી" અને ક્રાંતિકારી-લોકશાહીવાદી રાષ્ટ્રો વચ્ચે ભેદ અંકિત કરતા ઐતિહાસિક અને રાજકીય આધારો હયાત હતા. માર્ક્સે જ્યારે પ્રથમ પ્રકારનાં રાષ્ટ્રોની નિંદા કરી અને બીજા પ્રકારનાં રાષ્ટ્રોનું સમર્થન કર્યું ત્યારે તેમણે સાચું જ ધોરણ અપનાવેલું.[81] આત્મનિર્ણયનો અધિકાર લોકશાહીવાદની માંગોમાંની એક છે અને તેને સ્વાભાવિક રીતે જ લોકશાહીવાદનાં સામાન્ય હિતોને આધીન ગણવી જોઈએ. ૧૮૪૮માં અને ત્યાર પછીનાં વરસોમાં એ સામાન્ય હિતો પ્રાથમિક રૂપે ઝારશાહીનો મુકાબલો કરવામાં સમાયેલાં હતાં.

સદીમાં આયર્લેંડના સંબંધમાં ઈંગ્લેંડના સર્વહારા વર્ગનાં જે કર્તવ્યો હતાં એ જ કર્તવ્યો આજે એ શાસક રાષ્ટ્રોના સર્વહારા વર્ગનાં છે.*

બીજો પ્રકાર—પૂર્વ યુરોપ: ઓસ્ટ્રિયા, બાલ્કન દેશો, અને વિશેષ રૂપે રશિયા. એ દેશોમાં ખાસ રૂપે વીસમી સદીએ મૂડીવાદી-લોકશાહીવાદી રાષ્ટ્રીય આંદોલનોને વિકસાવ્યાં અને રાષ્ટ્રીય સંઘર્ષને તીવ્ર બનાવ્યો. એ દેશોના મૂડીવાદી-લોકશાહીવાદી સુધારાઓના સમાપનની અને બીજા દેશોની સમાજવાદી ક્રાંતિને સહાયતા આપવાની બાબતનો સંબંધ છે ત્યાં સુધી એ દેશોનો સર્વહારા વર્ગ રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનું સમર્થન કરે નહિ તો પોતાનાં કર્તવ્યો પૂરાં ન જ કરી શકે. આ સંબંધમાં સૌથી મુશ્કેલ અને સૌથી મહત્ત્વનું કર્તવ્ય ઉત્પીડક રાષ્ટ્રોના કામદારોના વર્ગસંઘર્ષની ઉત્પીડિત રાષ્ટ્રોના કામદારોના વર્ગસંઘર્ષની જોડે એકતા સાધવાનું છે.

ત્રીજો પ્રકાર—ચીન, ઈરાન, અને તુર્કી જેવા અર્ધ-સાંસ્થાનિક દેશો અને બધાં સંસ્થાનો કે જેની કુલ વસતિ ૧૦૦ કરોડની છે. એ દેશોમાં મૂડીવાદી-લોકશાહીવાદી આંદોલનો ભાગ્યે જ શરૂ થયાં છે અથવા સમાપ્તિથી

---

*૧૯૧૪-૧૬ના યુદ્ધથી અળગાં રહેલાં કેટલાંક નાનાં રાજ્યોમાં—દાખલા તરીકે હોલેંડ અને સ્વિટ્ઝર્લેન્ડ—મૂડીદાર વર્ગ સામ્રાજ્યવાદી યુદ્ધમાં સામેલગીરીને ઉચિત સાબિત કરવા માટે "રાષ્ટ્રોના આત્મનિર્ણય"ના સૂત્રનો વિસ્તૃત ઉપયોગ કરે છે. એવા દેશોમાં આત્મનિર્ણયને તજી દેવા માટે સામાજિક-લોકશાહીવાદીઓને લલચાવતા કારણોમાંનું એક કારણ એ છે. **સામ્રાજ્યવાદી** યુદ્ધમાં "પિતૃભૂમિના રક્ષણ"ને તજી દેવાની સાચી સર્વહારા નીતિનું સમર્થન ખોટી દલીલો વડે કરવામાં આવે છે. તેનું પરિણામ સિદ્ધાંતમાં માર્ક્સવાદની વિકૃતિમાં આવે છે અને અમલમાં આપણને એક એવી વિલક્ષણ લઘુ-રાષ્ટ્રીય સંકુચિત-મનોદશા જોવા મળે છે જે "પ્રભુત્વ ધરાવતાં" રાષ્ટ્રો દ્વારા ગુલામીમાં જકડી રાખવામાં આવતાં રાષ્ટ્રોના **લાખોકરોડો લોકોની** વાત ભૂલી જાય છે. 'સામ્રાજ્યવાદ, યુદ્ધ, અને સામાજિક-લોકશાહીવાદ' નામની પોતાની ઉત્કૃષ્ટ પુસ્તિકામાં કોમરેડ ગોર્ટર રાષ્ટ્રોના આત્મનિર્ણયના સિદ્ધાંતનો ખોટી રીતે અસ્વીકાર કરે છે પરંતુ ડચ ઇંડિઝને **તત્કાળ** "રાજકીય અને **રાષ્ટ્રીય** સ્વાધીનતા" આપવાની માગણી કરતી વેળા અને એ માગણીને આગળ ધરવાનો તથા તેને માટે લડવાનો ઈનકાર કરતા ડચ તકવાદીઓને ઉઘાડા પાડતી વેળા તે એ સિદ્ધાંતને સાચી રીતે **લાગુ કરે છે.**

હજી ઘણાં દૂર છે. સમાજવાદીઓએ સંસ્થાનોની કોઈ પણ જાતના વળતર વગર બિનશરતી અને તત્કાળ મુક્તિની માંગ ઉઠાવવી જોઈએ એટલું જ નહિ — અને રાજકીય અભિવ્યક્તિના રૂપમાં એ માંગનો મર્મ આત્મનિર્ણયના અધિકારની સ્વીકૃતિ સિવાય બીજો કશો નથી — પરંતુ એ દેશોનાં રાષ્ટ્રીય મુક્તિ માટેનાં મૂડીવાદી-લોકશાહીવાદી આંદોલનોનાં અધિક ક્રાંતિકારી તત્ત્વોનું સમાજવાદીઓએ મક્કમ સમર્થન પણ કરવું જોઈએ અને એ દેશોનું ઉત્પીડન કરતી સામ્રાજ્યવાદી સત્તાઓની **વિરુદ્ધના** તેમના વિદ્રોહોમાં — અથવા ક્રાંતિકારી યુદ્ધ અસ્તિત્વમાં હોય તો એ યુદ્ધમાં — તેમને સહાય પણ કરવી જોઈએ.

### ૭. સામાજિક-અંધરાષ્ટ્રવાદ અને રાષ્ટ્રોનો આત્મનિર્ણય

સામ્રાજ્યવાદી યુગે અને ૧૯૧૪-૧૬ના યુદ્ધે અગ્રિમ દેશોમાં અંધરાષ્ટ્રવાદ અને રાષ્ટ્રવાદની વિરુદ્ધના સંઘર્ષને વિશેષ રૂપે મહત્ત્વપૂર્ણ બનાવી દીધો છે. સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓની અંદર, અર્થાત્ "પિતૃભૂમિની રક્ષા"નો ખયાલ લાગુ કરીને યુદ્ધના સામ્રાજ્યવાદી પ્રત્યાઘાતી સ્વરૂપની ઉપર પડદો ઢાંકી દેતા તકવાદીઓ તથા કાઉત્સ્કીપંથીઓની અંદર, રાષ્ટ્રોના આત્મનિર્ણયના સવાલના સંબંધમાં બે મુખ્ય વહેણો છે.

એક તરફ આપણે મૂડીદાર વર્ગના સાવ ઉઘાડા ચાકરોને જોઈએ છીએ જે એવું બહાનું કાઢીને ઈજાફતનો બચાવ કરે છે કે સામ્રાજ્યવાદ અને રાજકીય કેંદ્રીકરણ પ્રગતિશીલ છે, અને આત્મનિર્ણયના અધિકારને તરંગી, માયાવી, નિમ્ન-મૂડીવાદી, ઈત્યાદિ ગણાવીને તેનો અસ્વીકાર કરે છે. એ પ્રકારની અંદર જર્મનીમાં કુનોવ, પાર્વુસ, અને અંતિમ કક્ષાના તકવાદીઓ, ઈંગ્લેંડમાં કેટલાક ફેબિયનો[82] અને ટ્રેડ-યુનિયન આગેવાનો, અને રશિયામાં સેમ્કોવ્સ્કી, લીબમાન, યુર્કેવિચ, વગેરે તકવાદીઓનો સમાવેશ થાય છે.

બીજી તરફ આપણે કાઉત્સ્કીપંથીઓને જોઈએ છીએ. એ પ્રકારમાં વેન્દરવેલ્દે, રેનાઉદેલ, બ્રિટન અને ફ્રાંસના ઘણા શાંતિવાદીઓ, તથા અન્ય લોકોનો સમાવેશ થાય છે. તેઓ પ્રથમ પ્રકારની જોડે એકતાની તરફેણ કરે છે અને અમલમાં પ્રથમ પ્રકારના લોકોને તદ્દન અનુરૂપ છે, તેઓ આત્મનિર્ણયના અધિકારનું દાંભિક રીતે અને કેવળ શબ્દોમાં સમર્થન કરે છે, મુક્ત રાજકીય અલગતાની માંગને તેઓ "બેહદ વધારે પડતી" («zu viel verlangt» ૧૯૧૫ના મેની ૨૧મી તારીખના *Neue Zeit*માં કાઉત્સ્કી) ગણે છે, ખાસ

કરીને ઉત્પીડક રાષ્ટ્રોના સમાજવાદીઓ માટે ક્રાંતિકારી કાર્યનીતિની આવશ્યકતાનું તેઓ સમર્થન નથી કરતા પરંતુ એથી ઊલટું તેમની ક્રાંતિકારી ફરજોની ઉપર ઢાંકપિછોડો કરે છે, તેમના તકવાદને ઉચિત ઠરાવે છે, જનતા સાથે છળકપટ કરવાનું તેમને માટે વધારે સરળ બનાવે છે, અને ન્યૂનાધિકાર ધરાવતાં રાષ્ટ્રોને પોતાની સીમાઓની અંદર ગોંધી રાખતા રાજ્યની **સરહદોના** સવાલને જ વેગળો રાખે છે, ઇત્યાદિ.

બન્ને પ્રકારો એકસરખા તકવાદી છે, તેઓ માર્ક્સવાદને ભ્રષ્ટ કરે છે, અને આયર્લૅંડનો દાખલો આપીને માર્ક્સે સમજાવેલી કાર્યનીતિના સૈદ્ધાંતિક મહત્ત્વને તથા તેની અમલી તાકીદને સમજવાની બધી શક્તિ તેઓ ખોઈ બેઠા છે.

ઈજાફતોના સંબંધમાં જોવા મળે છે કે યુદ્ધના સંદર્ભમાં એ સવાલ વિશેષ રૂપે તાકીદનો બની ગયો છે. પરંતુ ઈજાફત છે શું? એ વાત સમજવી સાવ સહેલી છે કે ઈજાફતો સામેનો વિરોધ કાં તો રાષ્ટ્રોના આત્મનિર્ણયની સ્વીકૃતિ બની જાય છે અથવા એવા શાંતિવાદી પ્રલાપ ઉપર આધારિત હોય છે કે જે યથાપૂર્વ સ્થિતિનો બચાવ કરે છે અને **હરકોઈ** પ્રકારની જોરતલબી પ્રત્યે શત્રુતા ધરાવે છે, ક્રાંતિકારી જોરતલબી પ્રત્યે પણ શત્રુતા ધરાવે છે. એવો પ્રલાપ મૂળભૂત રીતે જૂઠો છે અને માર્ક્સવાદ જોડે અસંગત છે.

## ૮. તાત્કાલિક ભવિષ્યમાં સર્વહારા વર્ગનાં નક્કર કર્તવ્યો

સમાજવાદી ક્રાંતિ કદાચ ખૂબ નજીકના ભવિષ્યમાં શરૂ થઈ જાય. એવી સ્થિતિમાં સર્વહારા વર્ગની સમક્ષ સત્તા હાંસલ કરવાનું, બૅંકોને કબજે કરી લેવાનું, અને સરમુખત્યારીનાં બીજાં કદમો અમલમાં મૂકવાનું તાત્કાલિક કર્તવ્ય ખડું થઈ જશે. એવી ઘડીએ મૂડીદાર વર્ગ—અને વિશેષ રૂપે ફૅબિયન તથા કાઉત્સ્કીપંથી પ્રકારના બુદ્ધિજીવીઓ—ક્રાંતિની ઉપર મર્યાદિત લોકશાહીવાદી લક્ષ્યો લાદીને ક્રાંતિમાં ફાટફૂટ પાડવાની તથા ક્રાંતિને અવરોધવાની કોશિશ કરશે. મૂડીવાદી સત્તાના પાયાઓ ઉપર સર્વહારા વર્ગીય આક્રમણ શરૂ થઈ ગયું હોય એવા વખતની પરિસ્થિતિમાં **સઘળી** શુદ્ધ લોકશાહીવાદી માગણીઓ કદાચ અમુક હદ સુધી ક્રાંતિના માર્ગમાં અડચણ ઊભી કરે ખરી, પરંતુ **બધી** ઉત્પીડિત પ્રજાઓ માટે મુક્તિની ઘોષણા કરવાની અને તેમને મુક્ત કરી દેવાની (અર્થાત્ તેઓના આત્મનિર્ણયના અધિકારના સ્વીકારની) જરૂરત સમાજવાદી

ક્રાંતિમાં પણ એટલી જ તાકીદની હશે જેટલી તાકીદની તે મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિના વિજય માટે ૧૮૪૮માં જર્મનીમાં અને ૧૯૦૫માં રશિયામાં હતી.

પરંતુ એ શક્ય છે કે સમાજવાદી ક્રાંતિ શરૂ થાય તે પહેલાં પાંચ, દસ, કે વધારે વર્ષો જેટલો વખત વીતી જાય. સમયનો એ ગાળો લોકસમુદાયોની એવી ક્રાંતિકારી ભાવનાની કેળવણીનો ગાળો હશે કે જે સામાજિક અંધરાષ્ટ્રવાદીઓ અને તકવાદીઓ માટે કામદાર વર્ગની પાર્ટીમાં રહેવાનું અને એ લોકોએ ૧૯૧૪-૧૬માં હાંસલ કરેલી જીત જેવી જીત હાંસલ કરી લેવાનું અશક્ય બનાવી દેશે. સમાજવાદીઓએ લોકસમુદાયોને સમજાવવું જોઈએ કે જે બ્રિટિશ સમાજવાદીઓ સંસ્થાનો અને આયર્લેંડ માટે અલગ થવાની આઝાદીની માંગ ન ઉઠાવે, જે જર્મન સમાજવાદીઓ સંસ્થાનો માટે અલગ થવાની આઝાદીની માંગ ન ઉઠાવે, જે આલસેસવાસી, ડેનિશ, અને પોલિશ સમાજવાદીઓ પોતાના ક્રાંતિકારી પ્રચારને અને પોતાની ક્રાંતિકારી લોકપ્રવૃત્તિને સીધી રીતે રાષ્ટ્રીય ઉત્પીડન વિરુદ્ધના સંઘર્ષના ક્ષેત્ર સુધી વિસ્તૃત ન કરે અથવા ઝેબર્નમાં બનેલા બનાવ જેવા બનાવોનો ઉપયોગ ઉત્પીડક રાષ્ટ્રના સર્વહારા વર્ગની અંદર અધિકતમ વ્યાપક ગેરકાનૂની પ્રચાર માટે અને રસ્તાઓ ઉપર દેખાવો તથા ક્રાંતિકારી લોકસંઘર્ષ માટે ન કરે, જે રશિયન સમાજવાદીઓ ફિન્લેંડ, પોલેંડ, ઉક્રાઈના, ઈત્યાદિ માટે અલગ થવાની આઝાદીની માંગ ન ઉઠાવે—એવા સમાજવાદીઓ અંધરાષ્ટ્રવાદીઓ તથા ખાંધિયાઓની કામગીરી બજાવે છે અને સામ્રાજ્યવાદી રાજશાહીઓ તથા સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગના જુલમ, રક્તપાત અને ગંદવાડથી પોતાની જાતને રંગે છે.

## ૯. આત્મનિર્ણયની બાબતમાં રશિયન અને પોલિશ સામાજિક-લોકશાહીવાદનું અને બીજી ઈન્ટરનેશનલનું વલણ

આત્મનિર્ણયના સવાલની બાબતમાં રશિયાના ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓ અને પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ વચ્ચેના મતભેદો છેક ૧૯૦૩માં એ કોંગ્રેસમાં બહાર આવી ગયા હતા જેમાં રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનો કાર્યક્રમ અપનાવવામાં આવ્યો હતો અને રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારને માન્ય કરતી ૯મી કલમને પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓના પ્રતિનિધિઓના વિરોધ છતાં કાર્યક્રમમાં સામેલ કરવામાં આવી હતી. ત્યાર પછી પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓએ ૯મી કલમને

આપણી પાર્ટીના કાર્યક્રમમાંથી હઠાવી દેવાની અથવા તેની જગ્યાએ કોઈ બીજું વિધાન મૂકવાની દરખાસ્તનું પુનરાવર્તન પોતાની પાર્ટી વતી કોઈ પણ પ્રસંગે કર્યું નથી.

રશિયામાં કે જ્યાં ઉત્પીડિત રાષ્ટ્રોની જનસંખ્યા કુલ વસતિના પૂરા ૫૭ ટકા જેટલી અથવા દસ કરોડથી વધારે છે, જ્યાં એ રાષ્ટ્રો મોટે ભાગે સીમાપ્રદેશોમાં આવેલાં છે, જ્યાં એ રાષ્ટ્રોમાંનાં કેટલાંક રશિયનો કરતાં અધિક સુસંસ્કૃત છે, જ્યાં રાજકીય પદ્ધતિ ખાસ રૂપે બર્બર અને મધ્યકાલીન સ્વરૂપની વિશિષ્ટતા ધરાવે છે, જ્યાં મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પરિસમાપ્ત નથી થઈ— ત્યાં, રશિયામાં, ઝારશાહી દ્વારા ઉત્પીડિત રાષ્ટ્રોના રશિયાથી મુક્ત પાર્થક્યના અધિકારની સ્વીકૃતિ સામાજિક-લોકશાહીવાદીઓ માટે, તેમના લોકશાહીવાદી અને સમાજવાદી લક્ષ્યોને આગળ ધપાવવા માટે, તદ્દન ફરજિયાત છે. ૧૯૧૨ના જાન્યુઆરીમાં પુનઃસ્થાપિત થયેલી આપણી પાર્ટીએ ૧૯૧૩[83]માં એક ઠરાવ અપનાવીને આત્મનિર્ણયના અધિકારનું ફરી વાર સમર્થન કર્યું અને એ અધિકારને બરાબર ઉપરોક્ત નક્કર અર્થમાં સમજાવ્યો. ૧૯૧૪-૧૬ દરમિયાન મૂડીદાર વર્ગ અને તકવાદી સમાજવાદીઓની અંદર (રુબાનોવિચ, પ્લેખાનોવ, 'નાશે દેલો'[84] પત્ર, ઇત્યાદિ) રશિયન અંધરાષ્ટ્રવાદે વર્તાવેલા કેરે આપણને એ માંગ વધારે જોશથી ઉઠાવવાનું સબળ કારણ આપ્યું છે અને એ હકીકતને સમજી લેવાનું જરૂરી બનાવ્યું છે કે જે લોકો એ માંગને નથી માનતા તે લોકો વાસ્તવમાં અંધરાષ્ટ્રવાદને અને ઝારશાહીને ટેકો આપે છે. આપણી પાર્ટી જાહેર કરે છે કે આત્મનિર્ણયના અધિકારની વિરુદ્ધ એવાં કૃત્યોની જવાબદારી સ્વીકારવાનો પોતે અત્યંત ભારપૂર્વક ઇનકાર કરે છે.

રાષ્ટ્રીય સવાલની બાબતમાં પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓના ધોરણના સૌથી છેલ્લા નિરૂપણમાં (ઝિમ્મરવાલ્ડ કોન્ફરન્સમાં[85] પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓની ઘોષણા) નીચેના વિચારો સમાવિષ્ટ છે:

વળતરની આગામી રમતમાં "પોલિશ પ્રદેશો"ને જમાનત ગણતી અને **"પોતાનું ભાવિ પોતાની મેળે નક્કી કરવાની તકથી પોલિશ પ્રજાને વંચિત કરી દેતી"** જર્મન તથા અન્ય સરકારોને એ ઘોષણા વખોડી કાઢે છે. "**એક આખા દેશનું વિચ્છેદન કરી નાખીને તેને ટુકડે ટુકડે વહેંચી લેવાની** સામે પોલિશ સામાજિક-લોકશાહીવાદ નિર્ણાયક અને ગંભીર વિરોધ વ્યક્ત કરે છે"... "**ઉત્પીડિત પ્રજાઓની મુક્તિનું** કાર્ય"... હોહેનઝોલર્નોની ઉપર છોડી દેનારા સમાજવાદીઓની ઉપર ઘોષણાએ કોરડા ફટકાર્યા છે. તેમાં એવી પ્રતીતિ વ્યક્ત

કરવામાં આવી છે કે આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગના સમીપ આવી રહેલા સંઘર્ષમાં, સમાજવાદ માટેના સંઘર્ષમાં, સામેલગીરી જ "**રાષ્ટ્રીય ઉત્પીડનની બેડીઓને તોડી નાખશે** અને **પરદેશી શાસનનાં સમગ્ર રૂપોને** નષ્ટ કરી નાખશે, **પોલિશ પ્રજા માટે** પ્રજાઓના સંઘના **સમાન** સભ્ય તરીકે સર્વાંગી મુક્ત વિકાસની શક્યતા સુનિશ્ચિત કરશે." ઘોષણા માન્ય કરે છે કે "**પોલિશ લોકો માટે**" યુદ્ધ "**બમણું** બંધુઘાતક" છે. (આંતરરાષ્ટ્રીય સમાજવાદી કમિશનનું બુલેટિન, નં. ૨, ૨૭ સપ્ટેંબર, ૧૯૧૫, પૃષ્ઠ ૧૫. 'ઇન્ટરનેશનલ અને યુદ્ધ' નામક લેખસંગ્રહમાં પ્રકાશિત રશિયન અનુવાદ, પૃષ્ઠ ૯૭.)

ઘોષણામાં રજૂ કરવામાં આવેલા વિચારો સારતત્ત્વની દૃષ્ટિએ રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની સ્વીકૃતિથી ભિન્ન નથી; અસ્પષ્ટતા અને અચોક્કસ રાજકીય નિરૂપણોની ખામી બીજી ઇન્ટરનેશનલના મોટા ભાગના કાર્યક્રમો અને ઠરાવો કરતાં તેમાં વધારે છે એટલું જ. આ વિચારોને ચોકસાઈભર્યાં રાજકીય નિરૂપણોમાં વ્યક્ત કરવાનો અને મૂડીવાદી પદ્ધતિને અથવા માત્ર સમાજવાદી પદ્ધતિને લાગુ થવાની એ વિચારોની ક્ષમતાને સ્પષ્ટ કરવાનો કોઈ પણ પ્રયાસ હજુ વધારે સાફ રીતે બતાવી આપશે કે રાષ્ટ્રોના આત્મનિર્ણયનો ઇનકાર કરવામાં પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓએ કેવી ભૂલ કરી છે.

૧૮૯૬ની લંડન આંતરરાષ્ટ્રીય સમાજવાદી કોંગ્રેસના જે નિર્ણયમાં રાષ્ટ્રોના આત્મનિર્ણયનો સ્વીકાર કરવામાં આવ્યો હતો તેમાં ઉપરોક્ત થિસિસોના આધારે નીચે મુજબનાં સૂચકો ઉમેરીને પૂર્તિ કરવી જોઈએ: ૧) સામ્રાજ્યવાદના અમલ હેઠળ આ માંગનું વિશેષ તાકીદી મહત્ત્વ; ૨) ચર્ચામાં સામેલ કરવામાં આવેલી રાજકીય લોકશાહીવાદની માંગ સમેત તેની બધી માંગોની રાજકીય પ્રણાલિકાબદ્ધતા અને એ માંગોના વર્ગીય અંતરાર્થ; ૩) ઉત્પીડિત રાષ્ટ્રોના સામાજિક-લોકશાહીવાદીઓનાં નક્કર કર્તવ્યોથી ઉત્પીડક રાષ્ટ્રોના સામાજિક-લોકશાહીવાદીઓનાં નક્કર કર્તવ્યોને નોખાં તારવવાની જરૂરત; ૪) તકવાદીઓ અને કાઉત્સ્કીપંથીઓ દ્વારા આત્મનિર્ણયનો અસંગત અને ફક્ત શાબ્દિક સ્વીકાર કે જે એ કારણસર પોતાના રાજકીય મહત્ત્વની દૃષ્ટિએ દાંભિક છે; ૫) અંધરાષ્ટ્રવાદીઓ અને "પોતાનાં જ" રાષ્ટ્રો દ્વારા ઉત્પીડિત સંસ્થાનો તથા રાષ્ટ્રો માટે પાર્થક્યની આઝાદીનું સમર્થન ન કરનારા સામાજિક-લોકશાહીવાદીઓ, ખાસ કરીને મોટી સત્તાઓના (રશિયન, અંગ્રેજ-અમેરિકન, જર્મન, ફ્રેંચ, ઇટાલિયન, જાપાની, ઇત્યાદિ) સામાજિક-લોકશાહીવાદીઓ, વચ્ચેની હકીકતી એકરૂપતા; ૬) ચર્ચા હેઠળની માંગ માટેના તેમ જ રાજકીય લોકશાહીવાદની

બધી જ પાયાની માંગો માટેના સંઘર્ષને મૂડીવાદી સરકારોને ઉથલાવી પાડવા માટેના અને સમાજવાદ હાંસલ કરવા માટેના ક્રાંતિકારી લોકવ્યાપી સંઘર્ષની સીધી આધીનતામાં આણવાની જરૂરત.

અમુક નાનકડાં રાષ્ટ્રોના દૃષ્ટિબિંદુને, ખાસ કરીને પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ કે જે પોલિશ મૂડીદાર વર્ગનાં કેવળ જનતાને છેતરવાની કામગીરી બજાવતાં રાષ્ટ્રવાદી સૂત્રો વિરુદ્ધ પોતાના સંઘર્ષના પ્રભાવ હેઠળ આત્મનિર્ણયનો ગલત ઇનકાર કરવાની દશામાં જઈ પડયા છે તેમના દૃષ્ટિબિંદુને, ઇન્ટરનેશનલમાં સ્થાન આપવું એ સૈદ્ધાંતિક ભૂલ ગણાશે, માર્ક્સવાદની જગ્યાએ પ્રુધોંવાદને મૂકવા જેવું ગણાશે, અને અમલમાં તેનો અર્થ મહાસત્તા રાષ્ટ્રોના અત્યંત ભયજનક અંધરાષ્ટ્રવાદ તથા તકવાદનું અનિચ્છાએ સમર્થન કરવા જેવો થશે.

**રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર**
**પાર્ટીના કેંદ્રીય મુખપત્ર**
**'સોત્સિઆલ-દેમોક્રાત'નું સંપાદક મંડળ**

**તા. ક.** «*Neue Zeit*»ના હમણાં જ બહાર પડેલા ૩ માર્ચ, ૧૯૧૬ના અંકમાં કાઉત્સ્કીએ હિન્ડેનબર્ગ અને વિલ્હેલ્મ બીજાની ચાકર જેવી સેવા કરવાના ઉદ્દેશે હેબ્સબુર્ગ ઓસ્ટ્રિયાનાં ઉત્પીડિત રાષ્ટ્રો માટે પાર્થક્યની આઝાદીનો અસ્વીકાર કરીને પરંતુ **રશિયન** પોલૅંડ માટે તેનો સ્વીકાર કરીને અધમાધમ જર્મન અંધરાષ્ટ્રવાદના પ્રતિનિધિ ઓસ્ટરલિટ્ઝને રાજી કરવાનું સુજનતાથી ભરેલું કદમ ખુલ્લેખુલ્લું ઉઠાવ્યું છે. કાઉત્સ્કીપંથના ખુદ પોતાને ઉઘાડો પાડવાના આથી બહેતર કદમની આશા ન જ રાખી શકાય.

૧૯૧૬ના જાન્યુઆરી-ફેબ્રુઆરીમાં લિખિત
૧૯૧૬ના એપ્રિલમાં «*Vorbote*» પત્રના
બીજા અંકમાં પ્રકાશિત
રશિયન ભાષામાં ૧૯૧૬ના ઓક્ટોબરમાં
'સ્બોર્નિક સોત્સિઆલ-દેમોક્રાતા'ના
પહેલા અંકમાં પ્રકાશિત

# આત્મનિર્ણય વિશેની ચર્ચાનો નિષ્કર્ષ

રાષ્ટ્રોના આત્મનિર્ણયના સંબંધમાં આપણા કેંદ્રીય મુખપત્ર 'સોત્સિઆલ-દેમોક્રાત'[86]ના સંપાદક મંડળના હસ્તાક્ષર ધરાવતી તરફેણની અને પોલિશ સામાજિક-લોકશાહીવાદી વિરોધી પત્ર 'ગાઝેતા રાબોત્નિચા'ના[87] સંપાદક મંડળના હસ્તાક્ષર ધરાવતી વિરુદ્ધની થિસિસોને ઝિમ્મરવાલ્ડ ઉદ્દામવાદીઓના માર્ક્સવાદી સામયિક 'અગ્રદૂત'ના (*«Vorbote»*,[88] નં. ૨, એપ્રિલ, ૧૯૧૬) બીજા અંકમાં પ્રકાશિત કરવામાં આવી છે. ઉપર વાચકને તરફેણની થિસિસોનું પુનર્મુદ્રણ* અને વિરુદ્ધની થિસિસોનું ભાષાંતર જોવા મળશે. આ સવાલને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં આટલા વિસ્તારપૂર્વક રજૂ કરવામાં આવ્યો હોય એવો પ્રસંગ વાસ્તવમાં આ પહેલો જ છે. વીશ વરસ પૂર્વે ૧૮૯૬ની લંડન આંતરરાષ્ટ્રીય સમાજવાદી કોંગ્રેસ પહેલાં ૧૮૯૫-૯૬ દરમિયાન જર્મન માર્ક્સવાદી સામયિક *«Neue Zeit»*માં ચલાવવામાં આવેલી ચર્ચાઓમાં ત્રણ જુદા જુદા દૃષ્ટિબિંદુઓનું પ્રતિનિધિત્વ કરનાર રોઝા લુક્ઝેમ્બુર્ગ, કાર્લ કાઉત્સ્કી, અને પોલિશ "સ્વતંત્રો"એ (પોલિશ સ્વાધીનતાના સમર્થકો, પોલિશ સમાજવાદી પાર્ટી) સવાલને ફક્ત પોલેંડના[89] સંબંધમાં જ ઉઠાવેલો. અમારી જાણકારી મુજબ એ વખત પછી આત્મનિર્ણયના સવાલની જરા પણ પદ્ધતિસરની ચર્ચા માત્ર ડચ અને પોલિશ વર્તુળોમાં જ થઈ છે. આપણે આશા રાખીએ કે આજે આટલા તાકીદના બની ગયેલા આ સવાલની ચર્ચાને બ્રિટિશ, અમેરિકન, ફ્રેંચ, જર્મન, અને ઇટાલિયન વર્તુળોમાં પ્રોત્સાહિત કરવામાં 'અગ્રદૂત' સફળ થશે. "પોતાની જ" સરકારોનું સીધું સમર્થન કરનાર પ્લેખાનોવો તથા ડેવિડો અને કંપની તેમ જ તકવાદના છૂપા સમર્થકો કાઉત્સ્કીપંથીઓ (જેમાં અક્સેલરોદ, માર્તોવ, ચ્ખેઈદ્ઝે તથા અન્ય લોકો સામેલ છે) બન્ને દ્વારા પ્રતિનિધિત્વ પામતા

* જુઓ આ પુસ્તકનાં પૃષ્ઠ ૧૨૮—૧૪૩.—સં.

સત્તાવાર સમાજવાદે એટલાં બધાં જૂઠાણાં ફેલાવ્યાં છે કે એક તરફ ચુપકી સેવવાના તથા સમસ્યાને ટાળવાના પ્રયાસો અને બીજી તરફ આ "શાપિત સવાલો"ના "સીધા જવાબો" માટેની કામદારોની માગણીઓ લાંબા વખત સુધી થયા કરે એ અનિવાર્ય છે. વિદેશોમાં સમાજવાદીઓની અંદરનાં વહેણો વચ્ચેના સંઘર્ષની માહિતી અમારા વાચકોને સમયસર આપવાની કોશિશ અમે કરતા રહીશું.

આપણે માટે, રશિયન સામાજિક-લોકશાહીવાદીઓ માટે, આ સમસ્યા વિશિષ્ટ મહત્ત્વ ધરાવે છે—૧૯૦૩ અને ૧૯૧૩માં થયેલી ચર્ચાઓને તે આગળ ચલાવે છે[90], યુદ્ધ દરમિયાન આ સવાલ આપણી પાર્ટીના કેટલાક સભ્યોના વિચારોમાં અમુક ઢચુપચુ વલણનું કારણ રહ્યો છે, ગ્વોઝ્દેવ અથવા અંધરાષ્ટ્રવાદી કામદાર પાર્ટીના માર્તોવ અને રખેઈદ્ઝે જેવા જાણીતા આગેવાનોએ સમસ્યાના સારતત્ત્વથી છટકવાના પ્રયાસો દરમિયાન કરેલી પ્રપંચખોરીએ સવાલને વધારે તીવ્ર બનાવી દીધો છે. એટલે, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં શરૂ થયેલી ચર્ચાનાં ઓછામાં ઓછાં પ્રથમ પરિણામોનો નિષ્કર્ષ તારવવાનું આવશ્યક છે.

થિસિસોમાંથી જોઈ શકાય છે તેમ આપણા પોલિશ કોમરેડોએ આપણી કેટલીક દલીલોના સીધા જવાબો પૂરા પાડયા છે—દાખલા તરીકે માર્ક્સવાદ અને પ્રુધોંવાદના સંબંધમાં. પરંતુ મોટા ભાગની બાબતોમાં તેમણે આપણને સીધા નહિ પણ આપણાં વિધાનોની સામે **પોતાનાં** વિધાનો મૂકીને આડકતરા જવાબો આપ્યા છે. તેમના સીધા અને આડકતરા બન્ને જવાબો આપણે તપાસી જોઈએ.

## ૧. સમાજવાદ અને રાષ્ટ્રોનો આત્મનિર્ણય

અમે ભારપૂર્વક કહ્યું છે કે સમાજવાદી પદ્ધતિમાં રાષ્ટ્રોના આત્મનિર્ણયને અમલમાં મૂકવાનો ઇનકાર કરવો એ સમાજવાદનો દ્રોહ ગણાશે. જવાબમાં અમને કહેવામાં આવ્યું છે કે "આત્મનિર્ણયનો અધિકાર સમાજવાદી સમાજમાં લાગુ નથી થતો." આ મતભેદ મૂળભૂત છે. એ ક્યાંથી ઊભો થાય છે?

અમારા વિરોધીઓ પોતાના વિરોધોમાં જણાવે છે: "અમે જાણીએ છીએ કે સમાજવાદ પ્રત્યેક પ્રકારના રાષ્ટ્રીય ઉત્પીડનને નાબૂદ કરી નાખે છે કેમ કે રાષ્ટ્રીય ઉત્પીડનના કારણ સમાં વર્ગીય હિતોને જ તે નાબૂદ કરી નાખે છે"... રાષ્ટ્રીય ઉત્પીડનની નાબૂદીની **આર્થિક** પૂર્વશરતો વિશેની આ લાંબા કાળથી

જાણીતી અને નિર્વિવાદ દલીલને **રાજકીય** ઉત્પીડનનાં રૂપોમાંના **એક વિશેની** ચર્ચા જોડે શો સંબંધ છે, અર્થાત્, એક રાષ્ટ્રને બીજા રાષ્ટ્રની સરહદોની અંદર બળજબરીથી ગોંધી રાખવાની બાબત વિશેની ચર્ચા જોડે શો સંબંધ છે? આ તો ખરેખર રાજકીય સવાલોથી છટકવાનો એક પ્રયાસ જ છે! અને આગળની દલીલો અમને એ વાતની વધારે પ્રતીતિ કરાવી દે છે કે અમારો ફેંસલો સાચો છે:

> "એમ માનવા માટે અમારી પાસે કોઈ આધારો નથી કે સમાજવાદી સમાજમાં રાષ્ટ્ર એક આર્થિક અને રાજકીય યુનિટ તરીકે હયાતી ધરાવશે. ઘણું કરીને રાષ્ટ્ર એક સાંસ્કૃતિક અને ભાષાકીય યુનિટનું જ સ્વરૂપ ધારણ કરશે કેમ કે સમાજવાદી સાંસ્કૃતિક ઝોનની ભૂમિનું વિભાજન જો કરવામાં આવે તો એ કેવળ એવી રીતે જ કરી શકાય કે જેથી ઉત્પાદનની જરૂરિયાતો સંતોષાય; વળી એ તો ઉલ્લેખ વગર જ સ્પષ્ટ છે કે એવા વિભાજનનો નિર્ણય અલગ અલગ રાષ્ટ્રો નહિ કરે, પ્રત્યેક રાષ્ટ્ર અલગ રીતે અને પોતાની પૂર્ણ સાર્વભૌમિકતાની રૂએ ("આત્મનિર્ણયનો અધિકાર" આવશ્યક બનાવે છે તેમ) નહિ કરે, પરંતુ એવું વિભાજન તેની જોડે સંકળાયેલા સર્વ નાગરિકો દ્વારા **સંયુક્ત રીતે નિર્ણીત** કરવામાં આવશે..."

**આત્મ**નિર્ણયને બદલે **સંયુક્ત** નિર્ણયની આ છેલ્લી દલીલથી આપણા પોલિશ કોમરેડો એટલા બધા ખુશ છે કે તેમણે પોતાની થિસિસોમાં તેનું **ત્રણ વાર** પુનરાવર્તન કર્યું છે! પરંતુ પુનરાવર્તનોનો વેગ આ ઑક્ટોબરવાદી અને પ્રત્યાઘાતી દલીલને સામાજિક-લોકશાહીવાદી દલીલમાં ન જ પલટાવી શકે. કોઈ એક રાજ્યની સરહદોની અંદર બળજબરીથી ગોંધી રાખવામાં આવેલાં રાષ્ટ્રોને પોતાનું ભાવિ સહિયારી પાર્લમેન્ટમાં "સંયુક્ત રીતે નિર્ણીત" કરવાનો અધિકાર બધા પ્રત્યાઘાતીઓ અને મૂડીવાદીઓ બક્ષે છે. વિલ્હેલ્મ બીજો પણ જર્મન સામ્રાજ્યનું ભાવિ સહિયારી જર્મન પાર્લમેન્ટમાં "સંયુક્ત રીતે નિર્ણીત" કરવાનો અધિકાર બેલ્જિયનોને આપે છે.

અમારા વિરોધીઓ બરાબર વિવાદના જ મુદ્દાથી અને બરાબર ચર્ચામાં પેશ થયેલી જ બાબતથી છટકી જવાના પ્રયાસો કરી રહ્યા છે—એ છે પાર્થક્યનો અધિકાર. વાત આટલી બધી કરુણ ન હોત તો રમૂજી લાગત!

અમારી પહેલી જ થિસિસમાં અમે કહ્યું છે કે ઉત્પીડિત રાષ્ટ્રોની મુક્તિ રાજકીય ક્ષેત્રમાં બે કદમોના અમલની પૂર્વધારણા કરે છે: ૧) બધાં રાષ્ટ્રો માટે

પૂર્ણ સમાનતા. આ બાબતમાં વિવાદને સ્થાન નથી અને એ રાજ્યની અંદર બનતી ઘટનાઓને જ અસર કરે છે; ૨) રાજકીય પાર્થક્યની આઝાદી.* આમાં રાજ્યની સરહદોના નિર્ધારણ પ્રત્યે નિર્દેશ છે. **ફક્ત** આ એક જ બાબતમાં વિવાદ હયાત છે. અને અમારા વિરોધીઓ બરાબર આ જ બાબત વિશે ચુપ છે. તેઓ રાજ્યની સરહદો વિશે અથવા ખુદ રાજ્ય વિશે વિચાર નથી કરવા માગતા. આ તો એક પ્રકારનો "સામ્રાજ્યવાદી અર્થવાદ" છે અને ૧૮૯૪–૧૯૦૨ના એ પુરાણા "અર્થવાદ"[91] જોડે સામ્ય ધરાવે છે કે જેણે આવી દલીલ કરેલી: મૂડીવાદનો વિજય થયો છે **એટલે** રાજકીય સવાલો વખતની બરબાદી છે. સામ્રાજ્યવાદ વિજયી થયો છે **એટલે** રાજકીય સવાલો વખતની બરબાદી છે! આવો અ-રાજકીય સિદ્ધાંત મૂળમાં જ માર્ક્સવાદને હાનિકારક છે.

'ગોથા કાર્યક્રમની મીમાંસા' નામક પોતાની કૃતિમાં માર્ક્સે લખ્યું છે: "મૂડીવાદી અને સામ્યવાદી સમાજની વચ્ચે એકમાંથી બીજામાં ક્રાંતિકારી રૂપાંતરનો ગાળો પડેલો છે. તેને અનુરૂપ એક રાજકીય સંક્રમણનો ગાળો પણ છે જેમાં રાજ્ય સર્વહારા વર્ગની ક્રાંતિકારી સરમુખત્યારી સિવાય બીજું કશું ન જ હોઈ શકે." અત્યાર સુધી આ તથ્ય સમાજવાદીઓ માટે નિર્વિવાદ રહ્યું છે અને તેમાં એ હકીકતનો સ્વીકાર સામેલ છે કે વિજયી સમાજવાદ પૂર્ણ સામ્યવાદમાં વિકસિત ન થઈ જાય ત્યાં સુધી **રાજ્ય** હયાત રહેશે. રાજ્યનો **વિલય થઈ જવા** વિશેની એંગેલ્સની ઉક્તિ સુવિદિત છે. પહેલી થિસિસમાં જાણી જોઈને એ વાત ઉપર ભાર મૂક્યો છે કે લોકશાહી રાજ્યનું એક રૂપ છે અને રાજ્યનો જ્યારે વિલય થઈ જશે ત્યારે તેનો પણ વિલય થઈ જશે. અને અમારા વિરોધીઓ માર્ક્સવાદને સ્થાને કોઈ નવી જાતના "બિન-રાજ્ય" દૃષ્ટિબિંદુને મૂકી ન દે ત્યાં સુધી તેમની દલીલો એક મોટી ભૂલ બની રહેશે.

રાજ્ય વિશે (જેનો **અર્થ છે** તેની **સરહદોના** નિર્ધારણ વિશે!) વાત કરવાને બદલે એ લોકો "સમાજવાદી સાંસ્કૃતિક ઝોન"ની વાત કરે છે, એટલે કે તેઓ જાણી જોઈને આ સંબંધમાં બિનચોક્કસ અભિવ્યક્તિ પસંદ કરે છે જેથી રાજ્ય વિશેના બધા સવાલોને હઠાવી દઈ શકાય! એ રીતે આપણને એક હાસ્યાસ્પદ દ્વિરુક્તિ જોવા મળે છે: રાજ્ય હોય જ નહિ તો બેશક સરહદોનો સવાલ જ ઊભો ન થાય. તો પછી **આખો** લોકશાહીવાદી-રાજકીય કાર્યક્રમ બિનજરૂરી છે. રાજ્યનો "વિલય થઈ જાય" ત્યારે કોઈ પ્રજાસત્તાકો પણ નહિ હોય.

---

*જુઓ આ પુસ્તકનાં પૃષ્ઠ ૧૨૮.—સં.

પાંચ નંબરની થિસિસમાં (ફૂટનોટ)* અમે જે લેખોનો ઉલ્લેખ કર્યો છે તેમાં જર્મન અંધરાષ્ટ્રવાદી લેન્ચે એંગેલ્સના 'પો અને રાઈન' નામક લેખમાંથી એક રસપ્રદ ફકરો ટાંક્યો છે. એંગેલ્સે એ લેખમાં બીજી બાબતોની જોડે એમ પણ કહ્યું છે કે ઐતિહાસિક વિકાસના ક્રમ દરમિયાન સંખ્યાબંધ નાનાં અને નભી ન શકે એવાં રાષ્ટ્રોને હડપ કરી જનારાં "મહાન અને નભી શકે એવાં રાષ્ટ્રોની સરહદો" વધારે ને વધારે પ્રમાણમાં વસતિની "ભાષા અને આકાંક્ષાઓ" દ્વારા નિર્ધારિત થાય છે. એંગેલ્સે તેને "સ્વાભાવિક" સરહદો ગણાવી છે. ૧૮૪૮-૭૧ના કાળ દરમિયાન યુરોપમાં પ્રગતિશીલ મૂડીવાદના ગાળામાં એવી પરિસ્થિતિ હતી. લોકશાહીની રીતે નિર્ધારિત થયેલી એ સરહદોને પ્રત્યાઘાતી સામ્રાજ્યવાદી મૂડીવાદ આજે અધિકાધિક વાર **તોડી નાખી રહ્યો છે**. એ વાતની પ્રત્યેક નિશાની નજરે પડે છે કે સામ્રાજ્યવાદ પોતાના ઉત્તરાધિકારી સમાજવાદ માટે **ઓછી** લોકશાહી સરહદોનો વારસો મૂકી જશે, યુરોપમાં અને દુનિયાના બીજા ભાગોમાં કેટલીય ઇજાફતોનો વારસો મૂકી જશે. તો પછી શું? દરેક ઠેકાણે લોકશાહીને પૂર્ણતમ રૂપે પુનઃસ્થાપિત કરતો અને અમલમાં મૂકતો વિજયી સમાજવાદ રાજ્યની સરહદોના **લોકશાહીવાદી** નિર્ધારણનો શું અસ્વીકાર કરશે? વસતિની "આકાંક્ષાઓ"ને ગણતરીમાં લેવાની શું તેને ઇચ્છા નહિ થાય? ફક્ત આ સવાલો ઉઠાવવાનું જ એ વાતને સ્પષ્ટ રૂપે જોવા માટે પૂરતું છે કે આપણા પોલિશ સહયોગીઓ માર્ક્સવાદથી દૂર સરકીને "સામ્રાજ્યવાદી અર્થવાદ"ની દિશામાં જઈ રહ્યા છે.

માર્ક્સવાદને વિકૃત રૂપ દેનારા પુરાણા "અર્થવાદીઓ"એ કામદારોને શીખવ્યું કે માર્ક્સવાદીઓ માટે "કેવળ આર્થિક અંગ" મહત્ત્વનું છે. નવા "અર્થવાદીઓ" એવી માન્યતા સેવતા હોય એમ લાગે છે કે વિજયી સમાજવાદનું લોકશાહી રાજ્ય કાં તો સરહદો વગર જ હયાત રહેશે (પદાર્થ વગર "સંવેદનોના સંકુલ"ની જેમ) અથવા સરહદોનું નિર્ધારણ "કેવળ" ઉત્પાદનની જરૂરિયાતો અનુસાર થશે. હકીકતમાં સરહદોનું નિર્ધારણ લોકશાહીવાદી રીતે થશે, અર્થાત્ વસતિની મરજી અને "આકાંક્ષાઓ" અનુસાર થશે. મૂડીવાદ એ હમદર્દીઓનું દમન કરે છે અને રાષ્ટ્રો વચ્ચેના સુમેળના માર્ગમાં હજુ વધારે મુશ્કેલીઓ ઊભી કરે છે. વર્ગીય ઉત્પીડન **વગર** ઉત્પાદનનું સંગઠન કરીને અને રાજ્યના **સઘળા** સભ્યોનાં સુખસગવડ સુનિશ્ચિત કરીને સમાજવાદ વસતિની

---

*જુઓ આ પુસ્તકનું પૃષ્ઠ ૧૩૫—૧૩૬.—સં.

"આકાંક્ષાઓ"ને **પૂર્ણ રૂપે ખીલવે છે** અને એ રીતે રાષ્ટ્રોના સંયોજન તથા સુમેળને પ્રોત્સાહિત કરે છે અને તેને ખૂબ વેગ આપે છે.

ભારેખમ અને કઢંગા "અર્થવાદ"થી વાચકને થોડીક વાર રાહત આપવા માટે અમે એક એવા સમાજવાદી લેખકની દલીલ ટાંકીશું કે જે આ વાદવિવાદથી અળગો છે. એ લેખક છે ઓટો બાઉએર. "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"નો પોતાનો આગવો "નાનકડો મુદ્દો"તો એ પણ ધરાવે છે પરંતુ મોટી સંખ્યામાં મહત્ત્વના સવાલોના સંબંધમાં એ સાચી દલીલો કરે છે. દાખલા તરીકે 'રાષ્ટ્રીય સવાલ અને સામાજિક-લોકશાહીવાદ' નામના પોતાના પુસ્તકની ૨૯મી કલમમાં તેણે **સામ્રાજ્યવાદી** નીતિઓની ઉપર પડદો ઢાંકી રાખવા માટે થતા રાષ્ટ્રીય વિચારસરણીના ઉપયોગની જે નોંધ લીધી છે એ બમણી સાચી છે. 'સમાજવાદ અને રાષ્ટ્રીયતાનો સિદ્ધાંત' શીર્ષક હેઠળ ૩૦મી કલમમાં તેણે લખ્યું છે:

> "સમાજવાદી સમુદાય આખાં રાષ્ટ્રોને બળજબરીથી પોતાના સંઘટનની અંદર કદી નહિ સમાવી દઈ શકે. જનતાના એવા સમુદાયોની કલ્પના કરો કે જે રાષ્ટ્રીય સંસ્કૃતિની બધી ન્યામતો ભોગવતા હોય, વિધાન અને રાજ્યવહીવટમાં પૂરો અને સક્રિય હિસ્સો લેતા હોય, અને છેલ્લે, હથિયાર પણ ધરાવતા હોય—એવા રાષ્ટ્રને કોઈ વિદેશી સામાજિક તંત્રના શાસનની તાબેદારીમાં જકડી રાખવાનું શક્ય છે ખરું? સમગ્ર રાજ્યસત્તા હથિયારોની તાકાત ઉપર આધારિત હોય છે. એક નાજુક ક્રિયાને કારણે વર્તમાન સમયની લોકસેના હજુ પણ બરાબર વીતેલા યુગોની સામંતી અને ભાડૂતી સેનાઓની જેમ જ કોઈ ચોક્કસ વ્યક્તિ, પરિવાર, અથવા વર્ગના હાથમાં હથિયાર બની રહી છે. સમાજવાદી સમાજના લોકશાહીવાદી સમુદાયની સેના બીજી કોઈ નહિ પણ સશસ્ત્ર જનતા જ છે કેમ કે એ સમાજીકૃત કારખાનાંઓમાં વગર દબાણે કામ કરતા અને રાજકીય જીવનનાં બધાં ક્ષેત્રોમાં પૂરો હિસ્સો લેતા ઉચ્ચ રીતે સુસંસ્કૃત ઈન્સાનોની બનેલી છે. એવા સંજોગોમાં વિદેશી શાસનની કોઈ પણ શક્યતા અદૃશ્ય થઈ જાય છે."

આ કથન સાચું છે. મૂડીવાદી સમાજમાં રાષ્ટ્રીય (અથવા બીજા કોઈ રાજકીય) ઉત્પીડનને નાબૂદ કરવાનું **અશક્ય** છે. એમ કરવા માટે વર્ગોને નાબૂદ કરી નાખવાનું અને સમાજવાદની સ્થાપના કરવાનું **આવશ્યક** છે. પરંતુ

સમાજવાદ અર્થકારણ ઉપર આધારિત હોવા છતાં તેને કેવળ અર્થકારણ પૂરતો જ સીમિત ન રાખી શકાય. રાષ્ટ્રીય ઉત્પીડનની નાબૂદી માટે સમાજવાદી ઉત્પાદનનો પાયો આવશ્યક છે પરંતુ એ પાયાની ઉપર રાજ્યનું લોકશાહીવાદી સંગઠન અને લોકશાહીવાદી સેના ઇત્યાદિ **પણ** આવશ્યક છે. મૂડીવાદનું સમાજવાદમાં રૂપાંતર કરીને સર્વહારા વર્ગ રાષ્ટ્રીય ઉત્પીડનને સદંતર નાબૂદ કરી નાખવાની **શક્યતા** પેદા કરે છે; શક્યતા પલટાઈને **વાસ્તવિકતા** "ત્યારે જ"—"ત્યારે જ!"—બને છે જ્યારે બધાં જ ક્ષેત્રોમાં એવી લોકશાહીની સ્થાપના કરવામાં આવે જેમાં રાજ્યની સરહદોનું નિર્ધારણ વસતિની "આકાંક્ષાઓ" અનુસાર કરવાનો અને પાર્થક્યની પૂર્ણ આઝાદીનો સમાવેશ થતો હોય. અને પછી તેના આધારે એવી પરિસ્થિતિ વિકસિત થશે જેમાં ન્યૂનતમ રાષ્ટ્રીય ટકરાવ અથવા ન્યૂનતમ રાષ્ટ્રીય અવિશ્વાસ પણ **અમલમાં** લુપ્ત થઈ જશે અને તેની સાથે સાથે રાષ્ટ્રો વચ્ચે સુમેળ અને સંયોજન અધિક વેગમય બનશે તથા રાજ્યનો **વિલય થઈ જવાની** સાથે એ સુમેળ અને સંયોજન પરિપૂર્ણ બનતો જશે. આ છે માર્ક્સવાદી સિદ્ધાંત, આપણા પોલિશ સહયોગીઓ ભૂલમાં પડી જઈને જેનાથી દૂર પ્રસ્થાન કરી ગયા છે એ સિદ્ધાંત.

## ૨. સામ્રાજ્યવાદમાં લોકશાહી "સાધ્ય" છે ખરી?

રાષ્ટ્રોના આત્મનિર્ણયની વિરુદ્ધ પોલિશ સામાજિક-લોકશાહીવાદે ચલાવેલો પુરાણો વાદવિવાદ સમગ્ર રૂપે એવી દલીલ ઉપર આધારિત છે કે તે મૂડીવાદી સમાજમાં "અસાધ્ય" છે. છેક ૧૯૦૩માં રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કોંગ્રેસના પ્રોગ્રામ કમિશનમાં અમે 'ઈસ્ક્રા'-સમર્થકોએ એ દલીલને હસી કાઢી હતી અને કહ્યું હતું કે આ તો (મરહૂમ વિલાપિત) "અર્થવાદીઓ"એ કરેલા માર્ક્સવાદની વિકૃતિનું જ પુનરાવર્તન છે. અમારી થિસિસોમાં અમે આ ભૂલની ખાસ વિગતે છણાવટ કરી હતી અને આખા વિવાદનું સૈદ્ધાંતિક સારતત્ત્વ પોતાનામાં સમાવિષ્ટ કરતા બરાબર આ જ મુદ્દાની બાબતમાં પોલિશ કોમરેડો અમારી **કોઈ પણ** દલીલનો જવાબ નહોતા આપવા માગતા (કે નહોતા આપી શકતા?).

મશીનોની બંધી અથવા શ્રમ-નાણાનું ચલણ ઇત્યાદિની અસાધ્યતા સાબિત કરવા માટે અમે જેનો ઉપયોગ કરતા હતા એવા આર્થિક પૃથક્કરણ વડે આત્મનિર્ણયની આર્થિક અશક્યતાને સાબિત કરી દેવામાં આવી હોવાની ધારણા

કરી લેવામાં આવે છે. એવું પૃથક્કરણ કરવાનો પ્રયાસ કોઈ નથી કરી રહ્યું. એવો આગ્રહ રાખવાની કોશિશ કોઈ નહિ કરે કે જેવી રીતે અત્યંત ઘોર સામ્રાજ્યવાદના યુગમાં પણ એક નાનકડા દેશ માટે અશક્ય કામ કરીને આત્મનિર્ણયને અમલમાં મૂકવાનું, અને તે પણ યુદ્ધ કે ક્રાંતિ વગર, અપવાદ રૂપે શક્ય બન્યું છે (નોર્વે, ૧૯૦૫) તેવી રીતે મૂડીવાદી સમાજમાં "અપવાદ રૂપે" એક દેશમાં પણ "શ્રમ-નાણું" ચાલુ કરવાનું શક્ય બન્યું છે.

સામાન્ય રૂપે રાજકીય લોકશાહી મૂડીવાદની ઉપર ખડી કરવામાં આવેલી ઉપલી રચનાનાં શક્ય **રૂપોમાંનું** કેવળ એક રૂપ જ છે (જોકે સૈદ્ધાંતિક દૃષ્ટિએ "શુદ્ધ" મૂડીવાદ માટે એ સામાન્ય રૂપ છે). હકીકતો બતાવી રહી છે તેમ મૂડીવાદ અને સામ્રાજ્યવાદ **બધાં** રાજકીય રૂપોના ચોકઠામાં વિકસે છે અને એ **બધાંને** પોતાની આધીનતામાં આણે છે. એટલે, લોકશાહીના **કોઈ એક** રૂપની કે તેની **કોઈ એક** માંગની "અસાધ્યતા"ની વાત કરવી એ સૈદ્ધાંતિક દૃષ્ટિએ મૂળભૂત રીતે ગલત છે.

આપણા પોલિશ સહયોગીઓ તરફથી આ દલીલોના ઉત્તરનો અભાવ અમને એમ માની લેવાની ફરજ પાડે છે કે આ મુદ્દા પરત્વેની ચર્ચા પૂરી થઈ ગઈ છે. એક રીતે અમે પ્રત્યક્ષ ધડા રૂપે એવું ખૂબ નક્કર વિધાન કર્યું કે વર્તમાન યુદ્ધનાં રણનીતિ સંબંધી તથા અન્ય પાસાંના આધારે આજે પોલૅન્ડની પુનઃસ્થાપનાની "સાધ્યતા"નો ઇનકાર કરવો એ "હાસ્યાસ્પદ" બાબત ગણાય. પરંતુ કશો જ ઉત્તર મળ્યો નહિ!

પોલિશ કોમરેડોએ સ્પષ્ટ રૂપે ખોટા વિધાનનું (કલમ ૨,૧) ફક્ત **પુનરાવર્તન** જ **કરતાં** કહ્યું કે "વિદેશી પ્રદેશોને સર કરી લેવાની બાબતોમાં રાજકીય લોકશાહીનાં રૂપોને બાજુ પર ખસેડી દેવામાં આવે છે; તેમાં નર્યો બળપ્રયોગ નિર્ણાયક હોય છે... મૂડી જનતાને કદી એવી છૂટ નહિ આપે કે જનતા પોતે જ પોતાની રાજ્ય-સરહદોના સવાલનો ફેંસલો કરી લે"... જાણે કેમ "મૂડી" **તેના** વહીવટી અમલદારોની, સામ્રાજ્યવાદના ચાકરોની, પસંદગી કરવાની "છૂટ જનતાને" આપવાની હોય! અથવા રાજાશાહીને સ્થાને પ્રજાસત્તાકની સ્થાપના કરવા જેવા કે નિયમિત લશ્કરની જગ્યાએ મિલિશિયાની સ્થાપના કરવા જેવા મહત્ત્વના લોકશાહીવાદી સવાલો સંબંધી ગંભીર નિર્ણયોની કલ્પના **સામાન્ય રૂપે** જાણે કેમ "નર્યા બળપ્રયોગ" વગર થઈ શકતી હોય! આત્મલક્ષી દૃષ્ટિએ પોલિશ કોમરેડો માર્ક્સવાદને "અધિક ગહનગંભીર" બનાવવા ઇચ્છે છે પરંતુ તેમાં તેઓ સાવ

નાકામયાબ થાય છે. **વસ્તુલક્ષી** દૃષ્ટિએ અસાધ્યતા વિશેનો તેમનો પ્રલાપ તકવાદ છે કેમ કે ચુપચાપ આમ માની લેવામાં આવે છે: સામ્રાજ્યવાદના અમલ હેઠળ **સમગ્ર રૂપમાં** લોકશાહી જેવી રીતે અસાધ્ય છે, લોકશાહી સંબંધી **સઘળી** સામાન્ય માંગો જેવી રીતે અસાધ્ય છે, તેવી જ રીતે ક્રાંતિઓની હારમાળા વગર આ "અસાધ્ય" છે.

આપણા પોલિશ સહયોગીઓએ ફક્ત એક જ વાર કલમ ૨,૧ના છેક અંતમાં આલસેસ સંબંધી ચર્ચા દરમિયાન "સામ્રાજ્યવાદી અર્થવાદ"ના ધોરણનો ત્યાગ કર્યો અને લોકશાહીના એક રૂપના સવાલની બાબતમાં "આર્થિક પાસા" પ્રત્યેના સામાન્ય નિર્દેશોનું નહિ પરંતુ નક્કર જવાબનું વલણ લીધું. અને તેમનું બરાબર એ જ વલણ ખોટું હતું! તેમણે લખ્યું કે આલસેસનો એક હિસ્સો જર્મની તરફ અભિમુખ હોઈને ફ્રાંસ સાથેના જોડાણથી યુદ્ધનું જોખમ પેદા થતું હોવા છતાં **એકલા** આલસેસવાસીઓ ફ્રાંસવાસીઓને પૂછ્યા વગર જ જો ફ્રાંસની ઉપર આલસેસ સાથેનું જોડાણ "લાદે" તો એ "પૃથગાત્મક, ગેરલોકશાહીવાદી" ગણાય!!! ગોટાળો રમૂજી છે: આત્મનિર્ણયમાં ઉત્પીડિત રાજ્યથી **અલગ થવાની** આઝાદીની પૂર્વધારણા છે (આ બાબત પોતાની મેળે જ સ્પષ્ટ છે અને અમારી થિસિસોમાં અમે તેની ઉપર ખાસ ભાર મૂક્યો છે); પરંતુ નફો મેળવવા માટે મૂડીદારની અને પગાર મેળવવા માટે કામદારની "સંમતિ"નો ઉલ્લેખ જેવી રીતે રિવાજમાં પ્રચલિત નથી તેવી જ રીતે કોઈ રાજ્ય સાથેના **જોડાણમાં એ રાજ્યની** સંમતિની પૂર્વધારણા છે એ હકીકત પણ એક એવી બાબત છે જેના ઉલ્લેખનો રિવાજ રાજકારણમાં "પ્રચલિત નથી"! એવી વાત પણ હાસ્યાસ્પદ છે.

જો કોઈ માણસ માર્ક્સવાદી રાજકારણી બનવા માગતો હોય તો આલસેસની વાત કરતી વેળા તેણે આલસેસની પાર્થક્યની આઝાદી માટે ન લડવા બદલ જર્મન સમાજવાદી બદમાશોની ઉપર પ્રહારો કરવા જોઈએ અને આખા આલસેસને બળજબરીથી ફ્રાંસ સાથે જોડી દેવા માગતા ફ્રેંચ મૂડીદાર વર્ગની સાથે સુલેહ કરી લેવા બદલ ફ્રેંચ સમાજવાદી બદમાશોની ઉપર પ્રહારો કરવા જોઈએ—અને "પોતપોતાના" દેશના સામ્રાજ્યવાદની ચાકરી કરવા બદલ તથા અલગ રાજ્યની બીક રાખવા બદલ, પછી એવું અલગ રાજ્ય ભલે નાનકડું હોય તોપણ, જર્મની અને ફ્રાંસ બન્નેના સમાજવાદી બદમાશોની ઉપર પ્રહારો કરવા જોઈએ; આત્મનિર્ણયનો સ્વીકાર કરતા સમાજવાદીઓ આલસેસવાસીઓની મરજી વિરુદ્ધ ગયા વગર **કેવી રીતે** થોડાંક અઠવાડિયાંઓની

અંદર જ સમસ્યાને ઉકેલી શકે છે એ તેણે બતાવી આપવું જોઈએ. તેને બદલે ફ્રેંચ આલસેસવાસીઓ ફ્રાંસની ઉપર પોતાની જાતને "પરાણે લાદી દેશે" એવા ભયાનક જોખમ વિશે દલીલ કરવી એ તો ફાંકડી મજાક છે.

## ૩. ઈજાફ્તા શું છે?

આ સવાલને અમે અમારી થિસિસોમાં અધિકતમ ચોક્કસ રૂપમાં ઉઠાવ્યો છે (કલમ ૭).* પોલિશ કોમરેડોએ તેનો જવાબ **ન** આપ્યો. તેઓ સવાલથી **છટકી ગયા** અને તેમણે જુસ્સાપૂર્વક જણાવ્યું કે ૧) પોતે ઈજાફ્તોની વિરુદ્ધ છે, તથા સમજાવ્યું કે ૨) પોતે શા માટે વિરુદ્ધ છે. કોઈ ભલે ગમે તેમ કહે પણ આ સવાલો ખૂબ મહત્ત્વના છે જ. પરંતુ આ સવાલો **જુદા** પ્રકારના છે. આપણા ઉસૂલોના સૈદ્ધાંતિક દૃષ્ટિએ સંગીન આધારમાં અને તેમનાં સ્પષ્ટ તથા ચોકસાઈભર્યાં નિરૂપણોમાં આપણને રસ હોય તો ઈજાફ્ત શું છે એ સવાલથી આપણે **છટકી** ન શકીએ કેમ કે એ ખયાલ આપણા રાજકીય પ્રચાર અને આંદોલનમાં મોજૂદ છે. સહયોગીઓ વચ્ચેની ચર્ચાઓમાં સવાલથી છટકી ભાગવાનો અર્થ પોતાના જ ધોરણને પડતું મૂકીને નાસી જવા સિવાય બીજો કશો ન જ તારવી શકાય.

અમે આ સવાલ શા માટે ઉઠાવ્યો છે? સવાલ ઉઠાવ્યો ત્યારે જ અમે એ વાત સમજાવી છે. કારણ એ છે કે "ઈજાફ્તનો વિરોધ આત્મનિર્ણયના અધિકારના સ્વીકાર સિવાય બીજું કશું નથી." ઈજાફ્તના ખયાલમાં સાધારણ રીતે નીચેની બાબતોનો સમાવેશ થાય છે: ૧) બળજબરીનો ખયાલ (બળજબરીથી જોડાણ); ૨) એક રાષ્ટ્રના બીજા રાષ્ટ્ર દ્વારા ઉત્પીડનનો ખયાલ (**"વિદેશી"** પ્રદેશો ઉપર કબજો ઇત્યાદિ); અને ક્યારેક— ૩) હયાત સ્થિતિમાં ભંગાણ પાડવાનો ખયાલ. અમારી થિસિસોમાં અમે આ બાબત પ્રત્યે ધ્યાન ખેંચ્યું છે અને કોઈ પણ જાતની ટીકા અમને જોવા મળી નથી.

કદાચ એવો સવાલ પૂછવામાં આવે કે સામાજિક-લોકશાહીવાદીઓ સામાન્ય રૂપે બળપ્રયોગની વિરુદ્ધ હોઈ શકે ખરા? સ્પષ્ટ છે કે નહિ જ. તો પછી અમે ઈજાફ્તોની વિરુદ્ધ છીએ તે એ કારણે નહિ કે તેમાં બળજબરી હોય છે પરંતુ કોઈ બીજા કારણસર. વળી સામાજિક-લોકશાહીવાદીઓ હયાત સ્થિતિને કાયમ

---

*જુઓ આ પુસ્તક, પૃષ્ઠ ૧૩૮—૧૩૯.—સં.

રાખવાની તરફેણમાં પણ ન હોઈ શકે. વાતને ગમે તેમ વળ ચડાવો કે મચડો પણ નિષ્કર્ષ રૂપે ઇજાફત એટલે રાષ્ટ્રના **આત્મનિર્ણયનો ભંગ** છે, રાજ્યની **સરહદોનું વસતિની મરજી વિરુદ્ધ** નિર્ધારણ છે.

ઇજાફતોની વિરુદ્ધ હોવાનો **અર્થ છે** આત્મનિર્ણયના અધિકારની તરફેણમાં હોવું. "કોઈ પણ રાષ્ટ્રને અમુક રાજ્યની સરહદોની અંદર બળજબરીથી ગોંધી રાખવાની વિરુદ્ધ" હોવું (અમારી થિસિસો*ની કલમ ૪માં અમે એ જ વિચારના આ જરાક બદલેલા નિરૂપણનો **પણ** જાણી જોઈને ઉપયોગ કર્યો અને પોલિશ કોમરેડોએ પોતાની કલમ ૧,૪માં આરંભમાં અમને **પૂર્ણ** સ્પષ્ટતાથી **જવાબ આપ્યો** કે તેઓ "ઇજાફત કરનારા રાજ્યની સરહદોની અંદર ઉત્પીડિત રાષ્ટ્રોને બળજબરીથી ગોંધી રાખવાની વિરુદ્ધ છે") અને રાષ્ટ્રોના આત્મનિર્ણયની તરફેણમાં હોવું એ બન્ને **એક જ વાત છે.**

અમે શબ્દો વિશેના વિવાદોમાં નથી પડવા માગતા. જો કોઈ પાર્ટી પોતાના કાર્યક્રમમાં (અથવા સૌને માટે ફરજિયાત ઠરાવમાં — રૂપ મહત્ત્વનું નથી) એમ કહેતી હોય કે પોતે ઇજાફતોની વિરુદ્ધ છે,** **પોતાના** રાજ્યની સરહદોની અંદર ઉત્પીડિત રાષ્ટ્રોને બળજબરીથી ગોંધી રાખવાની વિરુદ્ધ છે, તો એ પાર્ટીની જોડે અમે સિદ્ધાંતમાં સંપૂર્ણ સહમતી જાહેર કરીએ છીએ. "આત્મનિર્ણય" **શબ્દનો** આગ્રહ રાખવો એ કઢંગી વાત ગણાય. અને અમારી પાર્ટીમાં જો એવા માણસો હોય કે જે **શબ્દોને** એવી ભાવના મુજબ બદલવા માગતા હોય, અમારી પાર્ટીના કાર્યક્રમની ૯મી કલમને જુદી રીતે નિરૂપિત કરવા માગતા હોય, તો **એવા** કોમરેડોની સાથે અમારા મતભેદો સૈદ્ધાંતિક પ્રકારના ન હોઈ શકે.

સવાલ તો કેવળ છે અમારાં સૂત્રોની રાજકીય સ્પષ્ટતાનો અને અમારાં સૂત્રોના સૈદ્ધાંતિક દૃષ્ટિએ સંગીન આધારનો.

આ સવાલ — જેના મહત્ત્વનો કોઈ ઇનકાર નહિ કરે, ખાસ કરીને યુદ્ધને કારણે આજે — વિશેની જબાની ચર્ચાઓમાં અમને નીચે મુજબની દલીલ સાંભળવા મળી છે (અમને આ દલીલ અખબારોમાં જોવા મળી નથી): એ

---

*જુઓ આ પુસ્તકનું પૃષ્ઠ ૧૩૩. — સં.

** *«Berner Tagwacht»*[92] (બર્ન સંત્રી — સં.) પત્રમાં પોતાના એક લેખમાં કાર્લ રાદેકે તેનું "પુરાણી અને નવી ઇજાફતોની વિરુદ્ધ" એવું નિરૂપણ કર્યું હતું.

જરૂરી નથી કે કોઈ જાણીતી ખરાબી **સામેના વિરોધનો** અર્થ એ ખરાબીને બકાત રાખતા નિશ્ચયાત્મક ખયાલના સ્વીકારનો થાય. આ દલીલ સ્પષ્ટ રૂપે બિનપાયાદાર દલીલ છે અને લાગે છે કે એ કારણસર જ અખબારોમાં તેનું પુનરાવર્તન નથી કરવામાં આવ્યું. સમાજવાદી પાર્ટી જો એવી ઘોષણા કરે કે પોતે "ઈજાફત કરનારા રાજ્યની સરહદોની અંદર ઉત્પીડિત રાષ્ટ્રને બળજબરીથી ગોંધી રાખવાની વિરુદ્ધ છે", તો એવી ઘોષણા દ્વારા એ પાર્ટી પોતે જ્યારે સત્તાસ્થાને આવે ત્યારે **બળજબરીથી** ગોંધી રાખવાની રીતને **તજી દેવાની જવાબદારી પોતાને માથે લે છે.**

અમને એક પળ માટે પણ એવી શંકા નથી થતી કે જો હિન્ડેનબર્ગ આવતી કાલે જ રશિયા ઉપર અર્ધવિજય હાંસલ કરી લે અને એ અર્ધવિજયના પરિણામે એક નવું પોલિશ રાજ્ય અસ્તિત્વમાં આવે (ઝારશાહીને અમુક અંશે કમજોર બનાવવાની બ્રિટન અને ફ્રાંસની ખાએશના સંબંધમાં), જે મૂડીવાદ અને સામ્રાજ્યવાદના આર્થિક નિયમોની દૃષ્ટિએ સર્વથા "શક્ય છે", અને જો પરમ દિવસે પેત્રોગ્રાદ, બર્લિન, તથા વોર્સોમાં સમાજવાદી ક્રાંતિ થઈ જાય, તો રશિયન અને જર્મન સમાજવાદી સરકારોની જેમ પોલિશ સમાજવાદી સરકાર પણ "પોલિશ રાજ્યની સરહદોની અંદર" સમજો કે ઉક્રાઈનિયનોને "બળજબરીથી ગોંધી રાખવાની" નીતિ તજી દેશે. એવી સરકારમાં જો 'ગાઝેતા રાબોત્નિચા'[93] પત્રના સંપાદક મંડળના સભ્યો સામેલ હોય તો તેઓ નિસ્સંદેહ પોતાની "થિસિસો"નો ત્યાગ કરી દેશે અને પોતાના એવા કદમ દ્વારા એ "સિદ્ધાંત"ને ખોટો સાબિત કરી દેશે કે "આત્મનિર્ણયનો સિદ્ધાંત સમાજવાદી સમાજને લાગુ થાય નહિ." જો અમારાં મનમાં એવો ખયાલ ન હોત તો પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ જોડેની સાથીભાવની ચર્ચાને અમે કાર્યસૂચિમાં સામેલ ન જ કરી હોત પણ એથી ઊલટું તેમને અંધરાષ્ટ્રવાદીઓ ગણીને અમે તેમની વિરુદ્ધ બેરહમ સંઘર્ષ ચલાવ્યો હોત.

ધારો કે હું કોઈ પણ યુરોપિયન શહેરના રસ્તા ઉપર જઈને એ વાતની સામે જાહેર "વિરોધ" કરું કે કોઈ ઈન્સાનને ગુલામ તરીકે ખરીદી લેવાની પરવાનગી મને નથી આપવામાં આવતી, અને પછી મારા એ વિરોધને હું અખબારોમાં છપાવું. એ વાતમાં મુદ્દલ શંકાને સ્થાન નથી જ કે મને ગુલામ-માલિક સમજવાનો, મને ગુલામીના સિદ્ધાંતનો અથવા તમને ગમે તો મને ગુલામીની પ્રથાનો સમર્થક ગણી લેવાનો પૂરો અધિકાર લોકોને રહેશે જ. ગુલામીની પ્રથા પ્રત્યેની મારી હમદર્દીઓ નિશ્ચયાત્મક રૂપને ("હું ગુલામીની

પ્રથાની તરફેણમાં છું") બદલે નકારાત્મક રૂપમાં વ્યક્ત થઈ હોય એથી કોઈ જ નહિ ભોળવાઈ જાય. રાજકીય "વિરોધ" અને રાજકીય કાર્યક્રમ **બરાબર** એકસમાન હોય છે. આ વાત એટલી બધી સાફ છે કે તેને સમજાવવાની ફરજ પડે ત્યારે કોણ જાણે કેમ સંકોચનો પણ અનુભવ થાય છે. ખેર, રાજકીય વિરોધને રાજકીય કાર્યક્રમથી અલગ કરવાની અને એકને બીજાની સામે ખડો કરી દેવાની ઇત્યાદિ શક્તિ ધરાવતા લોકોને માટે ત્રીજી ઇન્ટરનેશનલમાં મુદ્દલ સ્થાન નહિ જ હોય એમ અમે કહીએ ત્યારે કંઈ નહિ તો ઝિમ્મરવાલ્ડના ઉદ્દામોના "વિરોધ"નો મુકાબલો તો અમારે નહિ જ કરવો પડે—અમે આખા ઝિમ્મરવાલ્ડ જૂથની વાત નથી કરતા કેમ કે તેમાં તો માર્તોવ અને બીજા કાઉત્સ્કીપંથીઓ સામેલ છે—એ વાતની અમને દૃઢ પ્રતીતિ છે.

શબ્દો વિશેની દલીલોમાં અમે નથી ઊતરવા માગતા એટલે અમે એવી પ્રબળ આશા વ્યક્ત કરવાની છૂટ લઈશું કે અમારી પાર્ટીના કાર્યક્રમમાંથી (જે **તેમનો** કાર્યક્રમ પણ છે) કલમ નં.૯ને તેમ જ એ જ મતલબના મુદ્દાને ઇન્ટરનેશનલના કાર્યક્રમમાંથી (૧૮૯૬ની લંડન કોંગ્રેસનો ઠરાવ) હઠાવી દેવાની પોતાની દરખાસ્તનું સત્તાવાર નિરૂપણ કરવાની, અને "પુરાણી તથા નવી ઇજાફતો"ની તથા "ઇજાફત કરતા રાજ્યની સરહદોની અંદર ઉત્પીડિત રાષ્ટ્રને બળજબરીથી ગોંધી રાખવાની" સાથે સંબંધિત રાજકીય ખયાલોની તેમની **પોતાની** વ્યાખ્યા પણ આપવાની કોશિશ પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ શક્ય એટલી જલદી કરશે.

હવે આપણે આગલો સવાલ તપાસીએ.

## ૪. ઇજાફતની તરફેણમાં કે વિરુદ્ધ?

પોતાની થિસિસોના પ્રથમ વિભાગની ત્રીજી કલમમાં પોલિશ કોમરેડો તદ્દન નિશ્ચિત રૂપે જાહેર કરે છે કે પોતે કોઈ પણ પ્રકારની ઇજાફતની વિરુદ્ધ છે. દુર્ભાગ્યે એ જ વિભાગના ચોથા ફકરામાં અમને એક એવું વિધાન જોવા મળ્યું છે જેને ઇજાફતવાદી ગણવું જ જોઈએ. એ ફકરાની શરૂઆત નીચે મુજબના... વાતને વધારે નાજુક રીતે કેમ વ્યક્ત કરવી?.. નીચે મુજબના વિચિત્ર વાક્યથી થાય છે:

> "ઇજાફતોની વિરુદ્ધ, ઇજાફત કરનારા રાજ્યની સરહદોની અંદર ઉત્પીડિત રાષ્ટ્રોને બળજબરીથી ગોંધી રાખવાની વિરુદ્ધ, સામાજિક-

લોકશાહીવાદના સંઘર્ષનું આરંભબિંદુ છે **પિતૃભૂમિના કોઈ પણ પ્રકારના રક્ષણનો પરિત્યાગ** (શબ્દો ઉપર ભાર લેખકે મૂકેલો છે); સામ્રાજ્યવાદના યુગમાં પિતૃભૂમિના રક્ષણનો અર્થ છે પોતાના જ મૂડીદાર વર્ગના વિદેશી પ્રજાઓને ઉત્પીડન અને લૂંટફાટનો ભોગ બનાવવાના અધિકારોનું રક્ષણ..."

આ શું છે? વાત કેવી રીતે વ્યક્ત થઈ છે?

"ઈજાફતોની વિરુદ્ધ સંઘર્ષનું આરંભબિંદુ છે પિતૃભૂમિના **કોઈ પણ પ્રકારના** રક્ષણનો પરિત્યાગ"... પરંતુ કોઈ પણ જાતના રાષ્ટ્રીય યુદ્ધને અને કોઈ પણ જાતના રાષ્ટ્રીય વિદ્રોહને "પિતૃભૂમિનું રક્ષણ" ગણાવી શકાય અને અત્યાર સુધી **સામાન્ય રૂપે** એમ સ્વીકારવામાં આવતું રહ્યું છે! અમે ઈજાફતોની વિરુદ્ધ છીએ **પરંતુ**... તેને અમે એવા અર્થમાં સમજીએ છીએ કે ઈજાફત કરનારા લોકોની સામે પરતંત્ર બનાવી દેવામાં આવેલા લોકોના પોતાની મુક્તિ **માટેના** યુદ્ધની અમે વિરુદ્ધ છીએ, પોતાને પરતંત્ર બનાવનારા લોકોના સકંજામાંથી મુક્તિ હાંસલ કરવાના ઉદ્દેશે કરવામાં આવતા પરતંત્ર લોકોના વિદ્રોહની અમે વિરુદ્ધ છીએ! આ શું ઈજાફતવાદી ઘોષણા નથી?

પોતાના... વિચિત્ર વિધાનનું કારણ બતાવતાં થિસિસોના સર્જકો કહે છે કે "સામ્રાજ્યવાદના યુગમાં" પિતૃભૂમિના રક્ષણનો અર્થ છે વિદેશી પ્રજાઓનું ઉત્પીડન કરવાના પોતાના જ મૂડીદાર વર્ગના અધિકારનું રક્ષણ. પરંતુ એ વાત તો **કેવળ** સામ્રાજ્યવાદી યુદ્ધના સંબંધમાં સાચી છે, અર્થાત્ સામ્રાજ્યવાદી રાજ્યો અથવા રાજ્ય-સમૂહો **વચ્ચેના** એવા યુદ્ધના સંબંધમાં સાચી છે કે જેમાં **બન્ને** પક્ષે જંગ ખેલતાં રાજ્યો "વિદેશી પ્રજાઓ"નું ઉત્પીડન કરતાં હોય એટલું જ નહિ પરંતુ **એ વાતનો ફેંસલો કરવા માટે** જંગ ખેલતાં હોય કે વિદેશી પ્રજાઓના ઉત્પીડનમાં **વધારે મોટો હિસ્સો** કોને જાય!

એમ લાગે છે કે "પિતૃભૂમિના રક્ષણ"ના સવાલને એ થિસિસોના સર્જકો અમારી પાર્ટી કરતાં ખૂબ ભિન્ન રીતે રજૂ કરે છે. અમે **સામ્રાજ્યવાદી** યુદ્ધમાં "પિતૃભૂમિના રક્ષણ"ના પરિત્યાગનું સમર્થન કરીએ છીએ. અમારી પાર્ટીની કેંદ્રીય સમિતિના ઘોષણાપત્રમાં તેમ જ જર્મન અને ફ્રેંચ બન્ને ભાષાઓમાં પ્રકાશિત 'સમાજવાદ અને યુદ્ધ' નામક પુસ્તિકામાં પુનર્મુદ્રિત બર્ન ઠરાવોમાં આ વાત શક્ય એટલી સાફ રીતે કહેવામાં આવી છે. અમારી થિસિસોમાં અમે **બે વાર** આ વાતની ઉપર ભાર મૂક્યો છે (કલમ ૪ અને ૬ની ફૂટનોટ).*

---

*જુઓ આ પુસ્તક, પૃષ્ઠ ૧૩૪,૧૩૬.—સં.

એમ લાગે છે કે પોલિશ થિસિસોના સર્જકો **સામાન્ય રૂપે**, અર્થાત્ **રાષ્ટ્રીય યુદ્ધની બાબતમાં પણ**, પિતૃભૂમિના રક્ષણના પરિત્યાગનું સમર્થન કરે છે. તેઓ કદાચ એમ માનતા હશે કે "સામ્રાજ્યવાદના યુગ"માં રાષ્ટ્રીય યુદ્ધો **અશક્ય** છે. અમે "કદાચ" એટલા માટે કહ્યું છે કે પોલિશ કોમરેડોએ પોતાની થિસિસોમાં એવો વિચાર વ્યક્ત **નથી** કર્યો.

એવો વિચાર જર્મન 'ઇન્ટરનેશનલ' જૂથ[૯૪]ની થિસિસોમાં અને જુનિયસ લિખિત પુસ્તિકામાં સ્પષ્ટ રૂપે વ્યક્ત થયો છે. જુનિયસની પુસ્તિકા વિશે અમે એક ખાસ લેખ* તૈયાર કરી રહ્યા છીએ. તેમાં જે કંઈ કહેવામાં આવ્યું છે તે ઉપરાંત અમે એ વાતની નોંધ લઈશું કે ઇજાફત કરનારા દેશની સામે પરતંત્ર બનાવી દેવામાં આવેલા પ્રદેશ અથવા દેશના રાષ્ટ્રીય વિદ્રોહને યુદ્ધ નહિ પણ ચોક્કસ રૂપે વિદ્રોહ કહેવામાં આવે (અમે આવો વાંધો ઉઠાવવામાં આવતો સાંભળ્યો છે અને એટલે તેનો અહીં ઉલ્લેખ કરીએ છીએ, જોકે આ પારિભાષિક વિવાદને અમે ગંભીર ગણતા નથી). ગમે તેમ પણ એ વાતનો ઇનકાર કરવાનું જોખમ કોઈ ઉઠાવે એવો ભાગ્યે જ સંભવ છે કે પરતંત્ર બનાવી દેવામાં આવેલ બેલ્જિયમ, સર્બિયા, ગેલિસિયા, અને આર્મેનિયા પોતાને પરતંત્ર બનાવનારની વિરુદ્ધના પોતાના વિદ્રોહને "પિતૃભૂમિનું રક્ષણ" ગણાવશે **અને તે ન્યાયોચિત હશે**. પોલિશ કોમરેડો આ પ્રકારના વિદ્રોહની **વિરુદ્ધ** એ કારણોસર હોય એમ લાગે કે પરતંત્ર બનાવી દેવામાં આવેલા એ દેશોમાં **પણ** મૂડીદાર વર્ગ છે અને એ મૂડીદાર વર્ગ **પણ** વિદેશી પ્રજાઓનું ઉત્પીડન કરે છે, અથવા વધારે ચોકસાઈથી કહીએ તો ઉત્પીડન કરી શકે એમ છે કેમ કે સવાલ "ઉત્પીડન કરવાના **અધિકાર**"નો છે. એટલે, અમુક યુદ્ધ અથવા અમુક વિદ્રોહના મૂલ્યાંકન માટે ઉપયોગમાં લેવાતો માપદંડ એ યુદ્ધ કે વિદ્રોહનો **સાચો** સામાજિક અંતરાર્થ (ઉત્પીડક રાષ્ટ્રના સકંજામાંથી મુક્તિ માટેનો ઉત્પીડિત રાષ્ટ્રનો સંઘર્ષ) નહિ પણ ખુદ ઉત્પીડિત અવસ્થામાં પડેલા મૂડીદાર વર્ગની "ઉત્પીડન કરવાના પોતાના **અધિકાર**"ની સંભાવ્ય સિદ્ધિ છે. ધારો કે ૧૯૧૭માં જર્મની બેલ્જિયમને પોતાના પ્રદેશમાં જોડી દે અને ૧૯૧૮માં બેલ્જિયમ પોતાની મુક્તિ માટે વિદ્રોહ કરે તો આપણા પોલિશ કોમરેડો એવા આધારે એ વિદ્રોહની વિરુદ્ધ જશે કે બેલ્જિયન મૂડીદાર વર્ગ "વિદેશી પ્રજાઓનું ઉત્પીડન કરવાનો અધિકાર" ધરાવે છે!

માર્ક્સવાદી તત્ત્વનો કે પછી ક્રાંતિકારી તત્ત્વનોયે એક અંશ પણ આ

---

*જુઓ — વ્લા. ઇ. લેનિન, 'જુનિયસ પુસ્તિકા'. — સં.

દલીલમાં નથી. આપણે સમાજવાદને દગો ન દેવા માગતા હોઈએ તો આપણા મુખ્ય દુશ્મન સામેના, મોટાં રાજ્યોના મૂડીદાર વર્ગ સામેના, પ્રત્યેક વિદ્રોહને આપણે ટેકો આપવો જ **જોઈએ**, શરત ફક્ત એટલી જ કે એ વિદ્રોહ પ્રત્યાઘાતી વર્ગે કરેલો વિદ્રોહ ન હોય. પરતંત્ર બનાવી દેવામાં આવેલા પ્રદેશોના વિદ્રોહને ટેકો આપવાનો ઇનકાર કરીએ તો આપણે વસ્તુલક્ષી દૃષ્ટિએ ઇજાફતવાદીઓ બની જઈએ. વિશેષ રૂપે આજે "સામ્રાજ્યવાદના યુગ"માં, ઊગતી સામાજિક ક્રાંતિના યુગમાં, પરતંત્ર બનાવી દેવામાં આવેલા પ્રદેશોના વિદ્રોહને સર્વહારા વર્ગ ખાસ ટેકો આપશે જેથી વિદ્રોહને કારણે કમજોર થઈ ગયેલી "મોટી" સત્તાના મૂડીદાર વર્ગની ઉપર તે આવતીકાલે અથવા સાથોસાથ હુમલો કરી શકે.

પરંતુ પોતાના ઇજાફતવાદમાં પોલિશ કોમરેડો વધારે આગળ જાય છે. તેઓ પરતંત્ર બનાવી દેવામાં આવેલા પ્રદેશોના વિદ્રોહની વિરુદ્ધ છે એટલું જ નહિ, એવા પ્રદેશોની સ્વાધીનતાની **કશા પ્રકારની** પુનઃસ્થાપનાની પણ વિરુદ્ધ છે, પછી એ શાંતિમય હોય તોપણ! જરા સાંભળો:

> "સામ્રાજ્યવાદ તરફથી ચલાવવામાં આવતી ઉત્પીડનની નીતિનાં પરિણામોની સમગ્ર જવાબદારીને નકારી કાઢતાં અને એ પરિણામોની વિરુદ્ધ તીવ્રતમ સંઘર્ષ ચલાવતાં સામાજિક-લોકશાહીવાદ **યુરોપમાં સામ્રાજ્યવાદે જમીનદોસ્ત કરી નાખેલી સરહદી ચોકીઓને બદલે નવી સરહદી ચોકીઓ ખડી કરવાની તરફેણ કોઈ રીતે નથી જ કરતો**" (ભાર લેખકે મૂકેલો છે).

આજે જર્મની અને બેલ્જિયમ વચ્ચેની તથા રશિયા અને ગેલિસિયા વચ્ચેની "સરહદી ચોકીઓને સામ્રાજ્યવાદે જમીનદોસ્ત કરી નાખી છે". આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદે એ સરહદી ચોકીઓને ફરી ખડી કરવાનો સામાન્ય રૂપે વિરોધ કરવો જ જોઈએ, પછી એ ભલે ગમે તે રીતે ફરી ખડી કરવામાં આવતી હોય. ૧૯૦૫માં, "સામ્રાજ્યવાદના યુગમાં", નોર્વેની સ્વાયત્ત વિધાનસભાએ જ્યારે સ્વિડનથી પોતાનું પાર્થક્ય ઘોષિત કર્યું અને સ્વિડનના પ્રત્યાઘાતીઓ જેની હિમાયત કરતા હતા એ યુદ્ધ સ્વિડનના કામદારોનો પ્રતીકાર અને આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદી પરિસ્થિતિ એ બન્ને કારણોસર થયું નહિ ત્યારે સામાજિક-લોકશાહીવાદે નોર્વેના પાર્થક્યનો વિરોધ કરવો જોઈતો હતો કેમ કે

નોર્વેના પાર્થક્યનો નિસ્સંદેહ અર્થ હતો "યુરોપમાં નવી સરહદી ચોકીઓ ખડી કરવાનો"!!

આ તો સીધો અને ઉઘાડો ઇજાફતવાદ છે. તેનું ખંડન કરવાની જરૂર નથી કેમ કે તે પોતે જ પોતાનું ખંડન કરે છે. એક પણ સમાજવાદી પાર્ટી આવું ધોરણ લેવાનું જોખમ નહિ ખેડે: "અમે સામાન્ય રૂપે ઇજાફતોની વિરુદ્ધ છીએ પરંતુ યુરોપના સંબંધમાં અમે ઇજાફતોને બહાલી આપીએ છીએ અથવા એક વાર થઈ જાય તો તેમને ચલાવી લઈએ છીએ..."

અમારે માટે ફક્ત એટલું જ જરૂરી છે કે જે ભૂલે આપણા પોલિશ કોમરેડોને અધિકતમ સ્પષ્ટ... "અશક્યતા"માં ધકેલી દીધા છે એ ભૂલના સૈદ્ધાંતિક મૂળોની અમે છણાવટ કરીએ. "યુરોપ"ના સંબંધમાં અપવાદો ઉપજાવી કાઢવાની નિરર્થકતા વિશે અમે આગળ જતાં કહીશું. થિસિસોમાંથી નીચે ટાંકેલાં બે વાક્યો ભૂલનાં બીજાં મૂળો વિશે ખુલાસો કરશે:

> "... જ્યાં ક્યાંય સામ્રાજ્યવાદનું ચક્ર કોઈ સ્થપાઈ ચૂકેલા મૂડીવાદી રાજ્યને કચડી નાખતું તેની ઉપરથી પસાર થયું છે ત્યાં મૂડીવાદી દુનિયાનું રાજકીય અને આર્થિક કેંદ્રીકરણ સામ્રાજ્યવાદી ઉત્પીડનના પાશવી રૂપમાં થાય છે અને તે સમાજવાદ માટે માર્ગ તૈયાર કરે છે..."

ઇજાફતોની આ વકીલાત માર્ક્સવાદ નહિ પણ સ્રૂવેવાદ છે. રશિયામાં ઓગણીસમી સદીનો છેલ્લો દાયકો જેને યાદ છે એવા રશિયન સામાજિક-લોકશાહીવાદીઓને સ્રૂવે, કુનોવ, લેગિન અને કંપનીની માર્ક્સવાદને વિકૃત કરવાની આ ખૂબ લાક્ષણિક રીતનો બહુ સારો પરિચય છે. પોલિશ કોમરેડોની એક બીજી થિસિસમાં (૨,૩) આપણને વિશિષ્ટ રૂપે જર્મન સ્રૂવેવાદીઓ વિશે, "સામાજિક-સામ્રાજ્યવાદીઓ" ગણાવવામાં આવેલા લોકો વિશે, નીચે મુજબ વાંચવા મળે છે:

> ...(આત્મનિર્ણયનું સૂત્ર) "સામાજિક-સામ્રાજ્યવાદીઓને એવી તક પૂરી પાડે છે કે તેઓ એ સૂત્રનું ભ્રાંતિજનક સ્વરૂપ પ્રદર્શિત કરીને રાષ્ટ્રીય ઉત્પીડન વિરુદ્ધ આપણા સંઘર્ષને ઐતિહાસિક દૃષ્ટિએ અનુચિત લાગણીવેડા તરીકે પેશ કરે, અને એ રીતે એ સૂત્ર સામાજિક-લોકશાહીવાદી કાર્યક્રમના વૈજ્ઞાનિક આધારમાં સર્વહારા વર્ગના વિશ્વાસના પાયા ખોદી નાખે છે..."

આનો અર્થ તો એ થયો કે થિસિસોના સર્જકો જર્મન સ્રૂવેવાદીઓના ધોરણને "વૈજ્ઞાનિક" ગણે છે! અમારાં અભિનંદન!

પરંતુ અમારી સરખામણીમાં લેન્ચો, કુનોવો, અને પાર્વુસો **ખરા હતા** એમ સાબિત કરી દેવાનું જોખમ ઊભું કરતી આ વિસ્મયકારક દલીલને એક "નજીવી વાત" નષ્ટ કરી નાખે છે: એ વાત એમ છે કે લેન્ચો પણ પોતાની રીતે સુસંગત માણસો છે અને અંધરાષ્ટ્રવાદી જર્મન પત્ર «*Die Glocke*»ના અંક નંબર ૮-૯માં—અમારી થિસિસોમાં અમે બીજા કોઈ નહિ પણ આ જ અંકો જાણી જોઈને ટાંક્યા છે—લેન્ચ આત્મનિર્ણયના સૂત્રમાં "વૈજ્ઞાનિક આધારના અભાવને" (અમે ટાંકેલી થિસિસોમાં પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓની દલીલો ઉપરથી જોઈ શકાય છે તેમ પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ એવી માન્યતા ધરાવતા હોય એમ લાગે છે કે લેન્ચની **આ** દલીલ નિર્વિવાદ છે) અને ઇજાફતો વિરુદ્ધના સૂત્રમાં "વૈજ્ઞાનિક આધારના અભાવને", **બન્નેને એકીસાથે** પ્રદર્શિત કરે છે!!

કારણ કે અમારી વ્યાખ્યાનો જવાબ આપવાની ઇચ્છા ન ધરાવતા પોલિશ સહયોગીઓનું ધ્યાન અમે જે સાદા તથ્ય પ્રત્યે દોર્યું હતું તેની લેન્ચ ઉત્કૃષ્ટ સમજણ ધરાવતો હતો: આત્મનિર્ણયનો "સ્વીકાર" અને ઇજાફતોની સામે "વિરોધ" એ બન્ને વચ્ચે નથી કોઈ જાતનો "રાજકીય અથવા આર્થિક" ભેદ કે નથી કોઈ જાતનો તાર્કિક ભેદ. આત્મનિર્ણયની વિરુદ્ધ લેન્ચ જેવા આદમીઓની દલીલોને પોલિશ કોમરેડો નિર્વિવાદ ગણતા હોય તો એક **હકીકત** માનવી જ પડે: આ **બધી** દલીલોનો ઉપયોગ લેન્ચ જેવા આદમીઓ ઇજાફતો વિરુદ્ધના સંઘર્ષનો સામનો કરવા માટે પણ કરી રહ્યા છે.

આપણા પોલિશ સહયોગીઓની બધી દલીલોના મૂળમાં પડેલી સૈદ્ધાંતિક ભૂલ તેમને **અસંગત ઇજાફતવાદીઓ** બની જવાની હાલત સુધી ખેંચી ગઈ છે.

### ૫. સામાજિક-લોકશાહીવાદ ઇજાફતોની વિરુદ્ધ કેમ છે?

અમારા દૃષ્ટિબિંદુથી જવાબ સાફ છે: કારણ કે ઇજાફત રાષ્ટ્રોના આત્મનિર્ણયનો ભંગ કરે છે, અથવા બીજા શબ્દોમાં તે રાષ્ટ્રીય ઉત્પીડનનું જ એક રૂપ છે.

પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓની દૃષ્ટિએ ઇજાફતોના અમારા વિરોધ માટે **ખાસ** ખુલાસા આવશ્યક છે, અને એ ખુલાસા જ (થિસિસોમાં ૧, ૩) તેમની

થિસિસોના સર્જકોને અનિવાર્ય રીતે આંતરવિરોધોની નવી જાળમાં ફસાવી દે છે.

ઈજાફતોના અમારા વિરોધને ઉચિત ઠરાવવા માટે તેઓ બે કારણો રજૂ કરે છે (લેન્ચ જેવા આદમીઓની "વૈજ્ઞાનિક આધાર ધરાવતી" દલીલો છતાં).

પ્રથમ :

> "...યુરોપમાં ઈજાફતો વિજયી સામ્રાજ્યવાદી રાજ્યની લશ્કરી સુરક્ષા માટે આવશ્યક છે એવા વિધાનના વિરોધમાં સામાજિક-લોકશાહીવાદીઓ એ હકીકત આગળ ધરે છે કે ઈજાફતો કેવળ વિરોધોને તીવ્ર બનાવવાનું જ કામ કરે છે અને પરિણામે યુદ્ધના ભયમાં વૃદ્ધિ કરે છે..."

લેન્ચ જેવા આદમીઓ માટે આ જવાબ અપૂરતો છે કારણ કે તેમની મુખ્ય દલીલ લશ્કરી જરૂરત વિશે નથી પણ ઈજાફતોની **આર્થિક** પ્રગતિશીલતા વિશે છે, જેનો અર્થ સામ્રાજ્યવાદના અમલમાં કેંદ્રીકરણ થાય છે. યુરોપમાં સામ્રાજ્યવાદે જમીનદોસ્ત કરી નાખેલી સરહદી ચોકીઓને ફરી વાર ખડી કરવાનો વિરોધ કરીને પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ જો **એવા** કેંદ્રીકરણની પ્રગતિશીલ તાસીરનો સ્વીકાર કરતા હોય અને તેની સાથે સાથે જ ઈજાફતોની **સામે** વિરોધ જાહેર કરતા હોય તો તેમાં તર્કસંગતતા ક્યાં રહી?

આગળ: ઈજાફતોથી **કેવાં** યુદ્ધોના ભયમાં વૃદ્ધિ થાય છે? સામ્રાજ્યવાદી યુદ્ધો નહિ કેમ કે એવાં યુદ્ધોનાં કારણો જુદાં હોય છે, વર્તમાન સામ્રાજ્યવાદી યુદ્ધમાં મુખ્ય વિરોધો નિસ્સંદેહ બ્રિટન અને જર્મની વચ્ચે તથા જર્મની અને રશિયા વચ્ચે છે. એ વિરોધોને ઈજાફત જોડે કદી કંઈ સંબંધ રહ્યો નથી. સવાલ તો છે **રાષ્ટ્રીય** યુદ્ધો અને રાષ્ટ્રીય વિદ્રોહોના ભયમાં વૃદ્ધિ થવાનો. એક તરફથી "સામ્રાજ્યવાદના યુગ"માં રાષ્ટ્રીય યુદ્ધો **અશક્ય હોવાની** ઘોષણા અને પછી બીજી તરફથી રાષ્ટ્રીય યુદ્ધોના "ભય"ની વાત કોઈ કેવી રીતે કરી શકે? એમાં તર્કસંગતતા નથી.

બીજી દલીલ :

> ઈજાફતો "શાસક રાષ્ટ્ર અને ઉત્પીડિત રાષ્ટ્રના સર્વહારાઓ વચ્ચે ખાઈ પેદા કરે છે"... "ઉત્પીડિત રાષ્ટ્રના સર્વહારાઓ પોતાના મૂડીદાર વર્ગની જોડે એકતા કરી લેશે અને શાસક રાષ્ટ્રના સર્વહારાઓને પોતાના દુશ્મનો ગણી લેશે. આંતરરાષ્ટ્રીય મૂડીદાર વર્ગની વિરુદ્ધ સર્વહારા વર્ગના આંતરરાષ્ટ્રીય વર્ગસંઘર્ષનું સ્થાન સર્વહારા વર્ગમાં ફાટફૂટ અને સર્વહારા વર્ગની વૈચારિક ભ્રષ્ટતા લઈ લેશે..."

આ દલીલોની સાથે અમે પૂરેપૂરા સહમત છીએ. પરંતુ એકબીજાનું પરસ્પર ખંડન કરતી બે દલીલોને એક જ સવાલ વિશે આગળ ધરવી એમાં તર્કસંગતતા છે ખરી? થિસિસોના પ્રથમ ખંડની ત્રીજી કલમમાં ઈજાફતોને સર્વહારા વર્ગમાં **ફાટફૂટ** પેદા કરનાર કારણો તરીકે ગણાવતી ઉપરોક્ત દલીલો આપણને જોવા મળે છે અને ત્યાર પછી તરત જ ચોથી કલમમાં આપણને કહેવામાં આવે છે કે યુરોપમાં થઈ ચૂકેલી ઈજાફતોને રદ કરવાની વાતનો આપણે વિરોધ કરવો જ જોઈએ અને "ઉત્પીડિત તથા ઉત્પીડક રાષ્ટ્રોના કામગાર સમુદાયોને સંઘર્ષમાં ઐક્યની ભાવનાની તાલીમ આપવાની" તરફેણ કરવી જ જોઈએ. ઈજાફતોને રદ કરવાની વાત જો પ્રત્યાઘાતી "લાગણીવેડા" હોય તો પછી એવી દલીલ **ન જ કરવી જોઈએ** કે ઈજાફતો "સર્વહારા વર્ગ"ની અંદર "ખાઈઓ" પેદા કરે છે અને "ફાટફૂટ" ઊભી કરે છે, પણ એથી ઊલટું ઈજાફતોને તો વિવિધ રાષ્ટ્રોના સર્વહારાઓ વચ્ચે **સુમેળના** એક સંજોગ તરીકે ગણવી જોઈએ.

અમે કહીએ છીએ: સમાજવાદી ક્રાંતિ સિદ્ધ કરવાની અને મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાની તાકાત હાંસલ કરવા માટે કામદારોએ વધારે ગાઢ એકતા સાધવી જ જોઈએ અને આત્મનિર્ણયનો સંઘર્ષ, અર્થાત્ ઈજાફતો વિરુદ્ધનો સંઘર્ષ, એ ગાઢ એકતાની સિદ્ધિમાં સહાયક બને છે. અમે સુસંગત રહીશું. પરંતુ યુરોપમાં ઈજાફતોને "રદ કરી શકાય નહિ" એ વાતનો અને રાષ્ટ્રીય યુદ્ધોની "અશક્યતા"નો સ્વીકાર કરતા પોલિશ કોમરેડો જ્યારે રાષ્ટ્રીય યુદ્ધો **વિશેની** દલીલોનો ઉપયોગ કરીને ઈજાફતોની "વિરુદ્ધ" વિવાદોમાં ઊતરે છે ત્યારે તેઓ પોતાની જ ઉપર વળતા પ્રહારો કરે છે! દલીલો ચોક્કસ રૂપે આવા પ્રકારની છે—કે વિવિધ રાષ્ટ્રો વચ્ચેના સુમેળ અને સંયોજનને ઈજાફતો **વધારે મુશ્કેલ બનાવે** છે!

બીજા શબ્દોમાં કહીએ તો ઈજાફતોનો વિરોધ કરવા માટે પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓને પોતાની દલીલો એ જ સૈદ્ધાંતિક સરસામાનમાંથી લેવી પડે છે જેને **તેઓ પોતે જ** સિદ્ધાંતની દૃષ્ટિએ તજી દે છે.

સંસ્થાનોના સવાલની છણાવટમાં આ વાત ઘણી વધારે સ્પષ્ટ બની જાય છે.

## ૬. વર્તમાન સવાલની બાબતમાં સંસ્થાનોની સરખામણી "યુરોપ"ની સાથે થઈ શકે ખરી?

અમારી થિસિસોમાં કહેવામાં આવ્યું છે કે મૂડીવાદી સમાજમાં રાષ્ટ્રોનો આત્મનિર્ણય, વહીવટી અધિકારીઓની જનતા દ્વારા ચૂંટણી, લોકશાહીવાદી પ્રજાસત્તાક, વગેરે જેટલી જ "અસાધ્ય" સંસ્થાનોની તત્કાળ મુક્તિની માંગ છે (એટલે કે તે અનેક ક્રાંતિઓ વગર અસાધ્ય છે અને સમાજવાદ વગર સ્થાયી બની શકે નહિ) — અને વધારામાં એમ પણ કહેવામાં આવ્યું છે કે સંસ્થાનોની મુક્તિની માંગમાં "રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારના સ્વીકાર"થી વધારે કશું જ નથી.

પોલિશ કોમરેડોએ આમાંથી એક પણ દલીલનો જવાબ આપ્યો નથી. તેમણે "યુરોપ" અને સંસ્થાનો વચ્ચે ફરક બતાવવાના કોશિશ કરી છે. યુરોપના સંબંધમાં તેઓ થઈ ચૂકેલી ઇજાફતોને રદ કરવાની માંગને તજી દઈને અસંગત ઇજાફતવાદીઓ બની જાય છે. સંસ્થાનોના સંબંધમાં તેઓ બિનશરતી માંગ ઉઠાવે છે: "સંસ્થાનોમાંથી બહાર નીકળો!"

રશિયન સમાજવાદીઓએ આવી માંગ આગળ ધરવી જોઈએ: "તુર્કેસ્તાન, ખીવા, બુખારા, વગેરેમાંથી બહાર નીકળો". પરંતુ એવો દાવો કરવામાં આવે છે કે તેઓ જો પોલેંડ, ફિન્લેંડ, ઉક્રાઈના, વગેરે માટે એવી જ પાર્થક્યની આઝાદીની માંગ કરે તો તેઓ "તરંગવિહાર", "અવૈજ્ઞાનિક લાગણીવેડા", વગેરે જેટલા નીચે સરકી પડશે. બ્રિટિશ સમાજવાદીઓએ આવી માંગ ઉઠાવવી જ જોઈએ: "આફ્રિકા, હિંદુસ્તાન, ઑસ્ટ્રેલિયામાંથી બહાર નીકળો" પણ આયર્લેંડમાંથી નહિ. આટલી સચોટ રીતે ખોટા વરતાઈ આવતા ફરકને કયા સૈદ્ધાંતિક આધારો સાચો ઠરાવી શકે? આ સવાલને ટાળવાનું શક્ય નથી.

આત્મનિર્ણયનો વિરોધ કરનારાઓનો મુખ્ય "આધાર" છે તેની "અસાધ્યતા". "આર્થિક અને રાજકીય કેંદ્રીકરણ"ના ઉલ્લેખમાં એનો એ જ વિચાર જરાક જુદી અર્થછાયા સાથે વ્યક્ત થયો છે.

સાફ છે કે સંસ્થાનો કબજે થવાની સાથે સાથે કેંદ્રીકરણ **પણ** થાય છે. સંસ્થાનો અને યુરોપિયન પ્રજાઓ, ઓછામાં ઓછું મોટા ભાગની યુરોપિયન પ્રજાઓ, વચ્ચે પહેલાં એક જાતનો આર્થિક ફરક હતો, સંસ્થાનો **પણ્યોના** વિનિમયમાં ખેંચાઈ ગયાં હતાં પરંતુ મૂડીવાદી **ઉત્પાદનમાં** નહિ. સામ્રાજ્યવાદે એમાં પરિવર્તન આણ્યું. સામ્રાજ્યવાદ એટલે બીજી બાબતોની

સાથે સાથે **મૂડીની** નિકાસ. સંસ્થાનોમાં મૂડીવાદી ઉત્પાદનની સ્થાપના નિત્ય વધતા જતા વેગે થઈ રહી છે. સંસ્થાનોને યુરોપિયન ધિરાણ મૂડીના અવલંબનથી વિચ્છિન્ન કરી શકાય એમ નથી. લશ્કરી દૃષ્ટિએ તેમ જ વિસ્તરણની દૃષ્ટિએ સંસ્થાનોને અલગ કરવાનું સામાન્ય નિયમ મુજબ કેવળ સમાજવાદમાં જ શક્ય છે, મૂડીવાદી સમાજમાં એ કેવળ અપવાદ તરીકે અથવા સાંસ્થાનિક અને શાસક બન્ને દેશોમાં ક્રાંતિઓ અને વિદ્રોહોની એક આખી હારમાળાના મૂલ્યે જ શક્ય છે.

મોટા ભાગનાં યુરોપિયન પરાધીન રાષ્ટ્રો સંસ્થાનો કરતાં મૂડીવાદી રીતે અધિક વિકસિત છે (જોકે બધાં નહિ: અપવાદો છે આલ્બેનિયનો અને રશિયામાં ઘણી બિનરશિયન પ્રજાઓ). પરંતુ બરાબર એ જ હકીકત રાષ્ટ્રીય ઉત્પીડન અને ઈજાફતોની સામે વધારે પ્રતીકાર ઊભો કરે છે! ચોક્કસ રૂપે એ જ કારણે મૂડીવાદનો વિકાસ સંસ્થાનો કરતાં યુરોપમાં પાર્થક્યની પરિસ્થિતિ સમેત કોઈ પણ જાતની રાજકીય પરિસ્થિતિમાં **અધિક સુનિશ્ચિત** છે... સંસ્થાનોની વાત કરતાં પોલિશ કોમરેડો કહે છે કે (૧,૪) "ઉત્પાદક બળોનો સ્વતંત્ર રીતે વિકાસ કરવાનું કર્તવ્ય ત્યાં મૂડીવાદની સામે હજી ખડું છે..." યુરોપમાં આ બાબત વધારે ધ્યાન ખેંચે છે: હિંદુસ્તાન, તુર્કેસ્તાન, ઈજિપ્ત અને બીજા સીધાસાદા સાંસ્થાનિક દેશો કરતાં પોલૅંડ, ફિન્લૅંડ, ઉક્રાઈના, અને આલસેસમાં મૂડીવાદ ઉત્પાદક બળોને નિસ્સંદેહ વધારે જુસ્સાથી, વેગે, અને સ્વતંત્ર રીતે વિકસાવી રહ્યો છે. પણ્ય-ઉત્પાદક સમાજમાં સ્વતંત્ર વિકાસ અથવા કોઈ પણ જાતનો વિકાસ મૂડી વગર શક્ય નથી. યુરોપનાં પરાધીન રાષ્ટ્રો **પોતાની** જ મૂડી ધરાવે છે અને અત્યંત વિવિધ શરતોએ મૂડી મેળવવાના સહેલા ઉપાયો પણ ધરાવે છે. સંસ્થાનો પાસે ખુદ **પોતાની** મૂડી છે જ નહિ અથવા લગભગ નથી, અને ધિરાણ મૂડીની પ્રબળતા રહે ત્યાં સુધી તેઓ રાજકીય પરાધીનતા સિવાય બીજી કોઈ શરતો પર મૂડી મેળવી શકે નહિ. તો પછી આ બધી હકીકતોની સામે સંસ્થાનોને તત્કાળ અને બિનશરતે મુક્ત કરવાની માંગનું શું મહત્ત્વ છે? વાત શું સાફ નથી કે સૂવેઓ, લેન્ચો, તથા કુનોવો અને કમનસીબે તેમને પગલે પગલે ચાલતા પોલિશ કોમરેડોએ "તરંગી" શબ્દનો ઉપયોગ જેવા અર્થમાં કર્યો છે એવા કુત્સિત, વિકૃત-"માર્ક્સવાદી" અર્થમાં એ માંગ વધારે "તરંગી" છે? અહીં "તરંગવિહાર"નો હકીકતમાં જે અર્થ કરવામાં આવ્યો છે એ તેના સાધારણ, હંમેશ મુજબના અર્થથી વિચલિત છે, અને એટલે ક્રાંતિકારી હોય એ બધું એવો અર્થ છે. પરંતુ રાષ્ટ્રીય આંદોલનો

સમેત **સર્વ** પ્રકારનાં ક્રાંતિકારી આંદોલનો સંસ્થાનો કરતાં યુરોપમાં વધારે શક્ય છે, વધારે સાધ્ય છે, વધારે મક્કમ છે, વધારે જાગ્રત છે, અને પરાજિત કરવાં વધારે મુશ્કેલ છે.

પોલિશ કોમરેડો કહે છે કે (૧,૩) "સંસ્થાનોની ન્યૂનવિકસિત પ્રજાઓને સમાજવાદ તેમની ઉપર **શાસન કર્યા વગર નિઃસ્વાર્થ સાંસ્કૃતિક સહાય** આપી શકશે. બિલકુલ સાચી વાત. પરંતુ સમાજવાદની સ્થાપના કરનાર કોઈ મોટું રાષ્ટ્ર, કોઈ મોટું રાજ્ય, કોઈ નાના ઉત્પીડિત યુરોપિયન રાષ્ટ્રને "નિઃસ્વાર્થ સાંસ્કૃતિક સહાય" વડે નહિ આકર્ષી શકે એમ ધારી લેવા માટે કયા આધારો મોજૂદ છે? પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓએ સંસ્થાનોને **"બક્ષેલી"** પાર્થક્યની આઝાદી જ યુરોપનાં નાનાં પણ સુસંસ્કૃત અને રાજકીય દૃષ્ટિએ **હિતાગ્રહી** રાષ્ટ્રોને વિશાળ સમાજવાદી રાજ્યો સાથે જોડાઈ જવા આકર્ષશે કારણ કે સમાજવાદી અમલમાં વિશાળ રાજ્યનો અર્થ થશે હર દિન આટલા કલાક **ઓછું** કામ અને રોજ આટલું વધારે **વેતન**. કામગાર જનતાના સમુદાયો જેમ જેમ પોતાને મૂડીવાદી ધૂંસરીથી મુક્ત કરતા જશે તેમ તેમ એ "સાંસ્કૃતિક સહાય"ને ખાતર વિશાળ ઉન્નત સમાજવાદી રાષ્ટ્રો સાથેના જોડાણ અને સંયોજનની દિશામાં અદમ્ય રીતે **ખેંચાતા જશે**, શરત એટલી કે દીર્ઘકાળથી ઉત્પીડિત રાષ્ટ્રોની સ્વમાનની ખૂબ વિકસિત લોકશાહીવાદી લાગણી ગઈકાલના ઉત્પીડકો દુભાવે નહિ અને એ ઉત્પીડિત રાષ્ટ્રોને રાજ્યના સંઘટન સમેત તથા "તેમના પોતાના" રાજ્યના સંઘટનના અનુભવ સમેત પ્રત્યેક બાબતમાં સમાનતા આપવામાં આવે. મૂડીવાદી સમાજમાં એ "અનુભવ"નો અર્થ થાય છે યુદ્ધ, અલગતા, એકાકિતા, અને વિશેષાધિકાર ધરાવતાં નાનકડાં રાષ્ટ્રોનો (હોલૅંડ, સ્વિટ્ઝર્લૅન્ડ) સંકુચિત અહંભાવ. સમાજવાદી અમલમાં કામગાર લોકો પોતે જ કેવળ ઉપરોક્ત શુદ્ધ આર્થિક હેતુઓને કારણે ક્યાંય પણ એકાકિતાને મંજૂર નહિ જ કરે અને રાજકીય રૂપોની અનેકવિધતા, રાજ્યથી પાર્થક્યની આઝાદી, તથા રાજ્યના સંઘટનનો અનુભવ—જ્યાં સુધી રાજ્યનો તેનાં સર્વ રૂપોમાં વિલય ન થઈ જાય ત્યાં સુધી—એ બધું સમૃદ્ધ સુસંસ્કૃત જીવનનો આધાર બની રહેશે અને રાષ્ટ્રો વચ્ચે સ્વેચ્છાએ સુમેળ તથા સંયોજનની અધિક વેગીલી પ્રક્રિયાની ગેરંટી પૂરી પાડશે.

સંસ્થાનોને એક વિશિષ્ટ પ્રકાર બનાવી દઈને અને તેમને યુરોપની સામે સરખામણીમાં ખડાં કરીને પોલિશ કોમરેડો એવા આંતરવિરોધ સમક્ષ પહોંચી જાય છે જે તેમની આખી ભ્રાંતિજનક દલીલને તત્કાળ પરાજિત કરી દે છે.

## ૭. માર્ક્સવાદ કે પ્રુધોંવાદ?

આયર્લેંડના પાર્થક્ય પ્રત્યે માર્ક્સના વલણના અમે કરેલા ઉલ્લેખનો પોલિશ કોમરેડો, અપવાદ રૂપે, આડકતરો નહિ પણ સીધો જવાબ આપે છે. તેમનો વાંધો શો છે? તેઓ કહે છે કે ૧૮૪૮થી ૧૮૭૧ દરમિયાન માર્ક્સે અપનાવેલ ધોરણના ઉલ્લેખો "જરા પણ મૂલ્ય ધરાવતા નથી". આ અસાધારણ રૂપે રુષ્ટ અને નિશ્ચયાત્મક વિધાનના સમર્થનમાં તેમણે એવી દલીલ આગળ ધરી છે કે માર્ક્સે "એકના એક જ વખતે" "ઝેક લોકો, દક્ષિણ સ્લાવ લોકો, ઇત્યાદિ"[95]ની સ્વાધીનતા માટેની જહેમતોનો વિરોધ પણ વ્યક્ત કર્યો હતો.

આ દલીલ ખૂબ જ અસંગીન છે એટલે જ આટલી બધી રુષ્ટ છે. પોલિશ માર્ક્સવાદીઓના અભિપ્રાયમાં માર્ક્સ તો સાવ ખીચડા-દિમાગી હતા જે "એકના એક જ વખતે" પરસ્પર વિરોધી કથનો કરતા રહેતા! આ વાત સમૂળગી ખોટી છે અને બેશક એ માર્ક્સવાદ નથી જ. જેનો આપણા પોલિશ કોમરેડો આગ્રહ રાખે છે **પણ જેને તેઓ પોતે જ લાગુ નથી કરતા** એ "નક્કર" પૃથક્કરણની માંગ જ આપણે માટે એ સવાલનું પરીક્ષણ જરૂરી બનાવે છે કે અલગ અલગ નક્કર "રાષ્ટ્રીય" આંદોલનો પ્રત્યે માર્ક્સે અપનાવેલ અલગ અલગ વલણો **એકના એક જ** સમાજવાદી દૃષ્ટિકોણમાંથી ઉદ્‌ભવે છે કે નહિ.

સામાન્ય રીતે જાણીતું છે તેમ ઝારશાહીની તાકાત અને અસરની વિરુદ્ધ—અથવા એમ કહી શકાય કે ઝારશાહીની સર્વશક્તિમત્તા તથા પ્રત્યાઘાતી અસરની વિરુદ્ધ—**યુરોપિયન** લોકશાહીવાદના સંઘર્ષના હિતમાં માર્ક્સ પોલિશ સ્વાધીનતાની તરફેણ કરતા હતા. ૧૮૪૯માં જયારે રશિયાના ખેતગુલામ લશ્કરે હંગેરીના રાષ્ટ્રીય મુક્તિના અને ક્રાંતિકારી-લોકશાહીવાદી બળવાને કચડી નાખ્યો ત્યારે અત્યંત સ્પષ્ટ અને અમલી રૂપે પ્રદર્શિત થઈ ગયું કે તેમનું એ વલણ સાચું હતું. એ વખતથી માર્ક્સના દેહાંત સુધી અને ત્યાર પછી પણ ૧૮૯૦ સુધી જયારે એવો ભય હતો કે ઝારશાહી ફ્રાંસની જોડે મળી જઈને **બિનસામ્રાજયવાદી** તથા રાષ્ટ્રીય રૂપે સ્વાધીન જર્મની વિરુદ્ધ પ્રત્યાઘાતી જંગ ચાલુ કરી દેશે ત્યારે એંગેલ્સે સર્વપ્રથમ અને પૂરી મક્કમતાથી ઝારશાહી વિરુદ્ધ સંઘર્ષનું સમર્થન કર્યું હતું. એ જ કારણસર, અને એકમાત્ર એ જ કારણસર, માર્ક્સ અને એંગેલ્સે ઝેક અને દક્ષિણ સ્લાવ લોકોના રાષ્ટ્રીય આંદોલનનો વિરોધ કર્યો હતો. જે લોકોનો માર્ક્સવાદમાં રસ ફક્ત માર્ક્સવાદને બાજુ પર ખસેડી દેવા પૂરતો જ

સીમિત નથી તેમને ૧૮૪૮ અને ૧૮૪૯ દરમિયાનનાં માર્ક્સ અને એંગેલ્સનાં લખાણોની એવી જ સરખામણી સાબિત કરી આપશે કે યુરોપમાં "રશિયન થાણાં"ની કામગીરી બજાવતાં "સમગ્ર પ્રત્યાઘાતી રાષ્ટ્રો" અને જર્મનો, પોલિશ લોકો, તથા હંગેરિયનો જેવાં "ક્રાંતિકારી રાષ્ટ્રો" વચ્ચે માર્ક્સ અને એંગેલ્સે સ્પષ્ટ અને ચોક્કસ **ભેદ અંકિત કર્યો હતો**. આ એક હકીકત છે. અને આ હકીકતને **એ વખતે ખંડન ન થઈ શકે** એવા સત્ય વડે નિર્દેશિત કરવામાં આવી હતી: ૧૮૪૮માં ઝારશાહી જેમની મુખ્ય દુશ્મન હતી એ ક્રાંતિકારી રાષ્ટ્રો મુક્તિ માટે લડયાં પણ ઝેક લોકો ઇત્યાદિ વસ્તુત: પ્રત્યાઘાતી રાષ્ટ્રો અથવા ઝારશાહીનાં થાણાં હતાં.

માર્ક્સવાદને વફાદાર રહેવું હોય તો જેનું **નક્કર** પૃથક્કરણ કરવું જ પડે એવા આ નક્કર ઉદાહરણમાંથી કેવો પાઠ તારવી શકાય? ફક્ત આવો: ૧) યુરોપમાં કેટલાંય મોટાં અને ખૂબ મોટાં રાષ્ટ્રોની મુક્તિનાં હિતો નાનાં રાષ્ટ્રોના મુક્તિના આંદોલનનાં હિતો કરતાં ઊંચું સ્થાન ધરાવે છે; ૨) કોઈ લોકશાહીવાદી માંગના સંબંધમાં પૃથક રૂપે નહિ પણ યુરોપિયન પાયા ઉપર—આજે કહેવું જોઈએ કે આખી દુનિયાના પાયા ઉપર—વિચાર કરવો જોઈએ.

વધારે કશું નહિ. જેને પોલિશ કોમરેડો ભૂલી જાય છે પણ જેને માર્ક્સ **હંમેશાં** વફાદાર રહ્યા હતા એ પ્રાથમિક સમાજવાદી સિદ્ધાંતની—કોઈ રાષ્ટ્ર જો બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરતું હોય તો તે આઝાદ હોઈ શકે નહિ[96] એ સિદ્ધાંતની—તિલાંજલિનો અણસારો સરખો નહિ. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં જ્યારે ઝારશાહી પ્રબળતા ધરાવતી હતી એવા સમયમાં માર્ક્સની સમક્ષ ઉપસ્થિત થયેલી નક્કર પરિસ્થિતિનું જો દાખલા તરીકે એવા રૂપમાં પુનરાવર્તન થાય કે કેટલાંય રાષ્ટ્રો સમાજવાદી ક્રાંતિ શરૂ કરી દે (૧૮૪૮માં યુરોપમાં મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ શરૂ થઈ હતી તેમ) પણ **બીજાં** રાષ્ટ્રો મૂડીવાદી પ્રત્યાઘાતના મુખ્ય ગઢોની કામગીરી બજાવતાં હોય તો આપણે પણ બીજા પ્રકારનાં રાષ્ટ્રોની વિરુદ્ધ ક્રાંતિકારી જંગની તરફેણનું ધોરણ લેવું પડે, એ રાષ્ટ્રોને "કચડી નાખવાની" અને તેમનાં સઘળાં થાણાં નષ્ટ કરી નાખવાની તરફેણનું ધોરણ લેવું પડે, એ રાષ્ટ્રોમાં ભલે ગમે તેવાં લઘુ-રાષ્ટ્રીય આંદોલનો ખડાં થાય તોપણ. એટલે, માર્ક્સની કાર્યનીતિનાં કોઈ ઉદાહરણોનો અસ્વીકાર કરવાની વાત— તેનો અર્થ તો માત્ર શબ્દોમાં માર્ક્સવાદને વાગોળવાનો પરંતુ અમલમાં માર્ક્સવાદને તજી દેવાનો જ થાય—તો દૂર રહી, આપણે એવાં ઉદાહરણોનું નક્કર પૃથક્કરણ કરવું જોઈએ અને તેમાંથી ભવિષ્યને માટે અમૂલ્ય પાઠ તારવવા

જોઈએ. લોકશાહીવાદની આત્મનિર્ણય સમેત વિવિધ માંગો કોઈ નિરપેક્ષ બાબત નથી પરંતુ સામાન્ય-લોકશાહીવાદી (હવે: સામાન્ય-સમાજવાદી) **વિશ્વ** આંદોલનનો કેવળ **એક નાનકડો ભાગ** છે. પૃથક નક્કર કિસ્સાઓમાં ભાગ ક્યારેક સમગ્રતાથી ઊલટો જાય પણ ખરો; એમ બને ત્યારે ભાગને તજી દેવો જોઈએ. શક્ય છે કે કોઈ એક દેશનું પ્રજાસત્તાકીય આંદોલન બીજા દેશોનાં મહંતશાહી અથવા નાણાકીય-રાજશાહી કાવતરાંનું કેવળ સાધન જ હોય. એમ હોય તો એ ખાસ નક્કર આંદોલનનું સમર્થન આપણે **ન** જ કરવું જોઈએ. પરંતુ એવા આધારે આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદના કાર્યક્રમમાંથી પ્રજાસત્તાકની માંગને હઠાવી દેવી એ તો હાસ્યાસ્પદ જ ગણાય.

૧૮૪૮-૭૧ અને ૧૮૯૮—૧૯૧૬ના સમયો દરમિયાન (સામ્રાજ્યવાદના સૌથી વધારે મહત્ત્વના માર્ગસ્તંભોને મેં એક ગાળા તરીકે લીધા છે: સ્પેન-અમેરિકી સામ્રાજ્યવાદી યુદ્ધથી યુરોપનું સામ્રાજ્યવાદી યુદ્ધ) નક્કર પરિસ્થિતિ કેવી રીતે પરિવર્તિત થઈ છે? ઝારશાહી હવે પ્રત્યાઘાતનો અડ્ડો મટી ગઈ છે એ હકીકત પ્રગટ અને નિર્વિવાદ છે તેનું એક કારણ એ કે તે આંતરરાષ્ટ્રીય ધિરાણ મૂડીની, ખાસ કરીને ફ્રેંચ ધિરાણ મૂડીની, સહાય વડે ટકી રહી છે; અને તેનું બીજું કારણ છે ૧૯૦૫ની ઘટનાઓ. એ વખતે મોટાં રાષ્ટ્રીય રાજ્યોની પદ્ધતિ — યુરોપની લોકશાહીઓ — ઝારશાહીની હયાતી છતાં દુનિયાને લોકશાહીવાદ અને સમાજવાદ બક્ષી રહી હતી.* માર્ક્સ અને એંગેલ્સ

---

*ર્યાઝાનોવે ગ્રુનબર્ગના 'સમાજવાદના ઈતિહાસના પુરાલેખો'માં (૧૯૧૬, ખંડ, ૧), પોલિશ સવાલ વિશે એંગેલ્સે ૧૮૬૬માં લખેલો ખૂબ રસપ્રદ લેખ પ્રકાશિત કર્યો છે. એંગેલ્સે એ વાત ઉપર ભાર મૂક્યો છે કે યુરોપનાં મોટાં મુખ્ય રાષ્ટ્રોની રાજકીય સ્વાધીનતાને અને તેમના "આત્મનિર્ણયના અધિકાર"ને (right to dispose of itself) **માન્યતા આપવાનું** સર્વહારા વર્ગ માટે જરૂરી છે. એ ઉપરાંત એંગેલ્સે "પ્રજાઓના સિદ્ધાંત"ની (ખાસ કરીને તેને બોનાપાર્તવાદી રીતે લાગુ કરવાની) બેહૂદગી પ્રત્યે, અર્થાત્ કોઈ પણ નાનકડા રાષ્ટ્રને એ મોટાં રાષ્ટ્રોની જોડે સમાન કક્ષાએ મૂકવાની બાબતની બેહૂદગી પ્રત્યે નિર્દેશ કર્યો છે. એંગેલ્સે લખ્યું છે: "રશિયાના કબજામાં પ્રચંડ પ્રમાણમાં ચોરેલી મિલકત" (અર્થાત્ ઉત્પીડિત રાષ્ટ્રો) "છે જે બધી તેને આખરી હિસાબકિતાબના દિવસે પાછી આપી દેવી પડશે."[97] બોનાપાર્તશાહી અને ઝારશાહી બન્ને લઘુ-રાષ્ટ્રીય આંદોલનોનો **ઉપયોગ** યુરોપિયન લોકશાહીવાદની **વિરુદ્ધ** અને **પોતાના** જ ફાયદા માટે કરે છે.

સામ્રાજયવાદનો સમય જોવા માટે જીવતા ન રહ્યા. વર્તમાન સમયે મુઠ્ઠીભર સામ્રાજયવાદી "મોટી" સત્તાઓની (પાંચ કે છની સંખ્યામાં) પદ્ધતિ અસ્તિત્વમાં આવી છે. તેમાંની દરેક સત્તા બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરે છે. અને એ ઉત્પીડન મૂડીવાદના પતનમાં કૃત્રિમ વિલંબનું તથા દુનિયામાં પ્રબળતા ધરાવતાં સામ્રાજયવાદી રાષ્ટ્રોની અંદર તકવાદ અને સામાજિક-અંધરાષ્ટ્રવાદ માટે કૃત્રિમ અવલંબનનું એક મૂળ છે. એ વખતે મોટાં રાષ્ટ્રોને મુક્ત કરતો પશ્ચિમ-યુરોપિયન લોકશાહીવાદ અમુક લઘુ-રાષ્ટ્રીય આંદોલનોનો પ્રત્યાઘાતી ધ્યેયો માટે ઉપયોગ કરતી ઝારશાહીની વિરુદ્ધ હતો. આજે એક તરફ અંધરાષ્ટ્રવાદીઓ, "સામાજિક-સામ્રાજયવાદીઓ", અને બીજી તરફ ક્રાંતિકારીઓમાં વહેંચાઈ ગયેલા સમાજવાદી સર્વહારા વર્ગને ઝારશાહી અને ઉન્નત મૂડીવાદી યુરોપિયન સામ્રાજયવાદની એવી **એકસંપીનો** સામનો કરવો પડે છે કે જે તેમના તરફથી કરવામાં આવતા અનેક રાષ્ટ્રોના સામાન્ય ઉત્પીડન ઉપર આધારિત છે.

પરિસ્થિતિમાં આવેલાં નક્કર પરિવર્તનો આવાં છે, અને નક્કર વલણ અપનાવવાના પોતે આપેલા વચન છતાં પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ બરાબર એ પરિવર્તનોને જ અવગણી રહ્યા છે! પરિણામ રૂપે એના એ સમાજવાદી સિદ્ધાંતોના **અમલમાં** પણ નક્કર પરિવર્તન આવ્યું છે: **એ વખતે** "ઝારશાહીની વિરુદ્ધ" (અને **ઝારશાહી** જેનો ગેરલોકશાહીવાદી ઉપયોગ કરતી હતી એવાં અમુક લઘુ-રાષ્ટ્રીય આંદોલનોની વિરુદ્ધ) તથા પશ્ચિમનાં મોટાં રાષ્ટ્રોની વધારે ક્રાંતિકારી પ્રજાઓની તરફેણમાં લડવાની બાબત મુખ્ય બાબત હતી; **આજે** આપણે સામ્રાજયવાદી સત્તાઓ, સામ્રાજયવાદી મૂડીદાર વર્ગ, અને સામાજિક-સામ્રાજયવાદીઓના સંયુક્ત મક્કમ મોરચાની સામે લડવાનું છે, અને એટલે આપણે **સમગ્ર** રાષ્ટ્રીય આંદોલનોનો ઉપયોગ સામ્રાજયવાદની વિરુદ્ધ તથા સમાજવાદી ક્રાંતિનાં ધ્યેયો માટે કરવાની **તરફેણમાં** છીએ. હવે સામાન્ય સામ્રાજયવાદી મોરચા વિરુદ્ધનો સંઘર્ષ જેટલો **વધારે શુદ્ધ** સર્વહારા વર્ગીય બનતો જાય તેટલા પ્રમાણમાં, એ આંતરરાષ્ટ્રવાદી સિદ્ધાંત સ્વાભાવિક રીતે જ વધારે પ્રાણરૂપ બનતો જાય છે કે "કોઈ રાષ્ટ્ર જો બીજાં રાષ્ટ્રોનું ઉત્પીડન કરતું હોય તો તે આઝાદ ન હોઈ શકે".

સામાજિક ક્રાંતિની મતાગ્રહી વિભાવનાના **નામે** પ્રુધોંવાદીઓએ પોલેંડની આંતરરાષ્ટ્રીય ભૂમિકાની અવગણના કરી અને રાષ્ટ્રીય આંદોલનોની ઉપેક્ષા કરી. પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓનું વલણ પણ એટલું જ મતાગ્રહી છે કેમ કે તેઓ સામાજિક-સામ્રાજયવાદીઓ વિરુદ્ધના આંતરરાષ્ટ્રીય મોરચાને **ખંડિત**

**કરી નાખે** છે અને ઇજાફતોના સવાલના સંબંધમાં પોતાની દુવિધાઓ વડે (વસ્તુગત દૃષ્ટિએ) સામાજિક--સામ્રાજ્યવાદીઓને મદદ કરે છે. કારણ એ છે કે નાનાં રાષ્ટ્રોની નક્કર સ્થિતિના સંબંધમાં પરિવર્તન તો સર્વહારા વર્ગીય સંઘર્ષના આંતરરાષ્ટ્રીય મોરચામાં જ આવ્યું છે: એ વખતે (૧૮૪૮—૧૮૭૧) નાનાં રાષ્ટ્રોનું મહત્ત્વ કાં તો "પશ્ચિમી લોકશાહી" અને ક્રાંતિકારી રાષ્ટ્રોના અથવા ઝારશાહીના સંભવિત જોડીદારો તરીકેનું હતું. હવે (૧૮૯૮—૧૯૧૪) નાનાં રાષ્ટ્રોનું એ મહત્ત્વ ખતમ થઈ ગયું છે. આજે તેઓ "પ્રબળ રાષ્ટ્રો"ની બેઠાખાઉ વૃત્તિના અને એટલે સામાજિક-સામ્રાજ્યવાદીઓના પોષણના માધ્યમ તરીકે મહત્ત્વ ધરાવે છે. મહત્ત્વની વાત એ નથી કે નાનાં રાષ્ટ્રોમાંથી પચાસમા કે સોમા ભાગનાં રાષ્ટ્રો સમાજવાદી ક્રાંતિ પહેલાં મુક્ત થઈ જાય. મહત્ત્વ તો એ હકીકતનું છે કે સામ્રાજ્યવાદના યુગમાં વસ્તુગત કારણોને લીધે સર્વહારા વર્ગના બે આંતરરાષ્ટ્રીય છાવણીઓમાં ભાગલા પડી ગયા છે અને તેમાંની એક છાવણી પ્રબળ રાષ્ટ્રોના મૂડીદાર વર્ગની થાળીમાંથી ઢોળાઈ જતો ખોરાક—બીજી રીતોની સાથે સાથે નાનાં રાષ્ટ્રોના બમણા અથવા ત્રણ ગણા શોષણમાંથી મેળવેલ—ખાઈને ભ્રષ્ટ થઈ ગઈ છે, જ્યારે બીજી છાવણી નાનાં રાષ્ટ્રોને મુક્તિ અપાવ્યા વગર અને લોકસમુદાયોને અંધરાષ્ટ્રવાદવિરોધી, અર્થાત્ ઇજાફતવાદવિરોધી, અર્થાત્ "આત્મનિર્ણયવાદી" ભાવનાની કેળવણી આપ્યા વગર ખુદ પોતે જ મુક્ત થઈ શકે એમ નથી.

સવાલના આ સૌથી વધારે મહત્ત્વના પાસાને આપણા પોલિશ કોમરેડો અવગણે છે. સામ્રાજ્યવાદના યુગમાં તેઓ હાલતને કેંદ્રીય ધોરણે **નથી** જોતા, આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગના બે છાવણીઓમાં વિભાજનની દૃષ્ટિએ નથી જોતા.

તેમના પ્રુધોંવાદનાં બીજાં નક્કર ઉદાહરણો આ રહ્યાં: ૧) ૧૯૧૬ના આઈરિશ વિદ્રોહ પ્રત્યે તેમનું વલણ—તેની છણાવટ અમે આગળ જતાં કરીશું; ૨) થિસિસોમાં (૨, ૩—કલમ ૩ના અંતમાં) એવી જાહેરાત કે સમાજવાદી ક્રાંતિનું સૂત્ર "કોઈ પણ બાબત વડે ઢંકાઈ ન જ જવું જોઈએ". સમાજવાદી ક્રાંતિના સૂત્રને રાષ્ટ્રીય સવાલ સમેત બધા સવાલોના સંબંધમાં સુસંગત ક્રાંતિકારી ધોરણ જોડે **સાંકળી લેવામાં આવે** તેથી એ સૂત્ર "ઢંકાઈ જાય" એવો ખયાલ બેશક ઊંડો માર્ક્સવાદવિરોધી ખયાલ છે.

પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ માને છે કે અમારો કાર્યક્રમ "રાષ્ટ્રીય-સુધારાવાદી" કાર્યક્રમ છે. બે અમલી દરખાસ્તોની સરખામણી કરી જુઓ: ૧) સ્વાયત્તતા અંગેની (પોલિશ થિસિસો—૩,૪) અને ૨) પાર્થક્યની આઝાદી

અંગેની. આ બાબતોના સંબંધમાં અને ફક્ત આ જ બાબતોના સંબંધમાં બન્ને કાર્યક્રમોમાં મતભેદ છે! અને એ વાત શું સ્પષ્ટ નથી કે બીજી દરખાસ્ત નહિ પણ ચોક્કસ રૂપે પહેલી દરખાસ્ત જ સુધારાવાદી છે? સુધારાવાદી પરિવર્તન એટલે શાસક વર્ગની સત્તાના પાયાઓને તોડે નહિ પણ અકબંધ રહેવા દે અને એ સત્તાને આંચ પણ ન પહોંચે એટલી જ માત્ર છૂટ આપે એવું પરિવર્તન. ક્રાંતિકારી પરિવર્તન તો સત્તાના પાયાઓને ખોદી નાખે. સુધારાવાદી રાષ્ટ્રીય કાર્યક્રમ શાસક વર્ગના **બધા જ** વિશેષાધિકારોને નાબૂદ **ન** કરે, તે સંપૂર્ણ સમાનતાની સ્થાપના **ન** કરે, તે રાષ્ટ્રીય ઉત્પીડનનાં **સમગ્ર રૂપોને** નાબૂદ **ન** કરી નાખે. "સ્વાયત્ત" રાષ્ટ્ર "શાસક" રાષ્ટ્રના અધિકારો જેવા સમાન અધિકારો ન ભોગવી શકે. આપણા પોલિશ કોમરેડોએ (આપણા પુરાણા "અર્થવાદીઓ"ની જેમ) હઠે ચડીને **રાજકીય** ખયાલો તથા પ્રકારોના પૃથક્કરણની અવજ્ઞા ન કરી હોત તો એ બાબત તેમના ધ્યાનમાં આવ્યા વગર ન રહી હોત. ૧૯૦૫ સુધી સ્વાયત્ત નોર્વેએ સ્વિડનના એક હિસ્સા તરીકે અત્યંત વ્યાપક સ્વાયત્તતા ભોગવી પરંતુ તે સ્વિડનની સમાન કક્ષાએ તો નહોતું જ. માત્ર મુક્ત પાર્થક્યના પરિણામે જ તેની સમાનતા **અમલમાં** વ્યક્ત અને સાબિત થઈ (અને અમે ખુલાસામાં ઉમેરીશું કે એ મુક્ત પાર્થક્યે જ અધિકારોની સમાનતાના પાયા ઉપર વધારે આત્મીય અને વધારે લોકશાહીવાદી સુમેળનો આધાર ઉત્પન્ન કર્યો). જ્યાં સુધી નોર્વે કેવળ સ્વાયત્ત રહ્યું ત્યાં સુધી સ્વિડિશ ઉમરાવશાહીના હાથમાં એક વધારે વિશેષાધિકાર રહ્યો; પાર્થક્યના પરિણામે એ વિશેષાધિકાર "ઓછો" (સુધારાવાદનું સારતત્ત્વ દૂષણને **કમી કરવામાં** સમાયેલું છે, દૂષણને નષ્ટ કરી નાખવામાં નહિ) નહિ પણ **પૂર્ણ રૂપે દૂર થઈ ગયો** (કાર્યક્રમના ક્રાંતિકારી સ્વરૂપનો એ જ મુખ્ય માપદંડ છે).

પ્રસંગોચિત વાતની નોંધ લેવામાં આવે કે ક્રાંતિકારી કદમ તરીકે પાર્થક્યની આઝાદીથી સુધારા તરીકે સ્વાયત્તતા સિદ્ધાંતની દૃષ્ટિએ ભિન્ન છે. આ વાત તો ઉલ્લેખ વગર જ સ્પષ્ટ છે. પરંતુ સૌ જાણે છે તેમ વ્યવહારમાં સુધારો ઘણી વાર ક્રાંતિની દિશાનું એક કદમ જ હોય છે. કોઈ એક રાજ્યની સરહદોની અંદર બળજબરીથી ગોંધી રાખવામાં આવેલા રાષ્ટ્રને સ્વાયત્તતા જ નિશ્ચિત રૂપે એક રાષ્ટ્ર તરીકે પોતાનું સંઘટન કરવામાં મદદ કરે છે અને પોતાનાં બળોને એકત્રિત કરીને, તેમનો અંદાજ બાંધીને અને તેમને સંગઠિત કરીને "નોર્વેજિયન" ભાવનાથી નીચે મુજબની **ઘોષણા**... માટે સૌથી વધારે ઉચિત ઘડી પસંદ કરવામાં મદદ કરે છે: અમે, અમુક રાષ્ટ્રની અથવા અમુક પ્રદેશની

વિધાનસભા, ઘોષણા કરીએ છીએ કે સમસ્ત રશિયાનો શહેનશાહ હવે પોલેંડનો રાજા નથી રહ્યો, વગેરે. આની વિરુદ્ધ સામાન્ય "વાંધો" એવો ઉઠાવવામાં આવે છે કે આવા સવાલોના ફેંસલા ઘોષણાઓ વડે નહિ પણ યુદ્ધો વડે થાય છે. સાચી વાત. વ્યાપક બહુસંખ્યાના કિસ્સાઓમાં આવા સવાલોના ફેંસલા યુદ્ધો વડે થાય છે (મોટાં રાજ્યોની સરકારના રૂપના સવાલનો ફેંસલો વ્યાપક બહુસંખ્યાના કિસ્સાઓમાં જેવી રીતે ફક્ત યુદ્ધો અને ક્રાંતિઓ વડે થાય છે તેવી જ રીતે). પરંતુ એ વાતનો વિચાર કરી જોવાથી કંઈ નુકસાન નહિ થાય કે ક્રાંતિકારી પાર્ટીના રાજકીય કાર્યક્રમની સામે **એવો** "વાંધો" તર્કસંગત છે કે નહિ. જે કંઈ ઇનસાફી અને સર્વહારા વર્ગને લાભદાયક હોય તેના **વતી** થતાં યુદ્ધો અને ક્રાંતિઓના, લોકશાહી અને સમાજવાદ **વતી** થતાં યુદ્ધો અને ક્રાંતિઓના, શું આપણે વિરોધી છીએ?

"પરંતુ એક કે બે કરોડની વસતિ ધરાવતા કોઈ નાનકડા રાષ્ટ્રની શંકાસ્પદ મુક્તિને ખાતર મોટાં રાષ્ટ્રો વચ્ચેના જંગની તરફેણ આપણે ન કરી શકીએ, બે કરોડ ઇન્સાનોની કત્લેઆમની તરફેણ આપણે ન કરી શકીએ!" ના, બેશક નહિ જ! તેનું કારણ એ નથી કે સંપૂર્ણ રાષ્ટ્રીય સમાનતાને આપણે આપણા કાર્યક્રમમાંથી બહાર ફગાવી દઈએ છીએ પરંતુ કારણ એ છે કે **એક** દેશનાં લોકશાહીવાદી હિતોને **અનેક અને બધા** દેશોનાં લોકશાહીવાદી હિતોથી ગૌણ ગણવાં જ જોઈએ. ધારો કે બે મોટી રાજશાહીઓની વચ્ચે એક નાનકડું રજવાડું પડ્યું છે અને તેનો ઠાકોર બન્ને પાડોશી રાજ્યોના રાજાઓ જોડે સગપણ તથા બીજા સંબંધોથી "બંધાયેલો" છે. ધારણા આગળ ચલાવો કે નાનકડા દેશમાં પ્રજાસત્તાકની ઘોષણા અને **તેના** ઠાકોરની હકાલપટ્ટીનું અમલી પરિણામ પાછો એ જ ઠાકોરને અથવા બીજા કોઈને ગાદીએ બેસાડવા માટે બન્ને પાડોશી મોટા દેશો વચ્ચેના યુદ્ધમાં આવે છે. એ વાતમાં મુદ્દલ શંકા નથી કે સમગ્ર આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદ તેમ જ નાનકડા દેશમાં સામાજિક-લોકશાહીવાદનો સાચેસાચ આંતરરાષ્ટ્રવાદી વિભાગ આ કિસ્સામાં **રાજશાહીની જગ્યાએ પ્રજાસત્તાકની સ્થાપનાનો વિરોધ કરશે**. રાજશાહીની જગ્યાએ પ્રજાસત્તાકની સ્થાપનાની માંગ નિરપેક્ષ માંગ નથી પણ લોકશાહીવાદી માંગોમાંની એક માંગ છે અને સમગ્ર રૂપે લોકશાહીવાદનાં હિતોને (અને બેશક એથીયે વધારે પ્રમાણમાં સમાજવાદી સર્વહારા વર્ગનાં હિતોને) આધીન છે. એવો પૂરો સંભવ છે કે આવા પ્રકારનો કિસ્સો કોઈ પણ દેશમાં સામાજિક-લોકશાહીવાદીઓની અંદર જરા પણ મતભેદ ઊભો નહિ કરે. પરંતુ **એવા**

આધારે જો કોઈ સામાજિક-લોકશાહીવાદી એવી દરખાસ્ત કરે કે પ્રજાસત્તાકની માગણીને આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદના કાર્યક્રમમાંથી સમૂળથી હઠાવી દેવામાં આવે તો તેને ચોક્કસ પાગલ જ ગણવામાં આવશે. તેને જણાવી દેવામાં આવશે કે **વિશિષ્ટ** અને **સામાન્ય** વચ્ચેના પ્રાથમિક તર્કસંગત ભેદને તો આખર કોઈએ ન જ ભૂલવો જોઈએ.

આ ઉદાહરણ આપણને જરાક ભિન્ન દિશાએથી કામદાર વર્ગની **આંતરરાષ્ટ્રવાદી** કેળવણીના સવાલ પર પહોંચાડી દે છે. મોટાં ઉત્પીડક રાષ્ટ્રો અને નાનાં ઉત્પીડિત રાષ્ટ્રોની અંદર, ઇજારા કરનારાં અને પરતંત્ર બનાવી દેવામાં આવતાં રાષ્ટ્રોની અંદર એવી કેળવણી — જેની જરૂરત અને જેના તાકીદના મહત્ત્વ વિશે ઝિમ્મરવાલ્ડ ઉદ્દામોની અંદર મતભેદો અકલ્પનીય છે — **નક્કર રૂપે એકસરખી** હોઈ શકે ખરી?

સાફ વાત છે કે ન હોઈ શકે. કોઈ એક પૃષ્ઠના મધ્યબિંદુ તરફનો માર્ગ જેવી રીતે પૃષ્ઠની એક કોરથી ડાબી તરફ જતો હોય છે અને તેની સામેની કોરથી જમણી તરફ જતો હોય છે તેવી જ રીતે સહિયારા લક્ષ્ય — **બધાં** રાષ્ટ્રો વચ્ચે સંપૂર્ણ સમાનતા, ગાઢતમ સુમેળ, અને ત્યાર બાદ **મેળમિલન** — તરફનો પંથ પ્રત્યેક નક્કર કિસ્સામાં સ્વાભાવિક રીતે જ જુદા જુદા માર્ગોનો બનેલો હોય છે. કોઈ મોટા, ઉત્પીડક, ઇજારા કરનારા રાષ્ટ્રનો સામાજિક-લોકશાહીવાદી સામાન્ય રૂપે રાષ્ટ્રોના મેળમિલનની હિમાયત કરતી વેળા જો એક પળ માટે પણ ભૂલી જાય કે "પોતાનો" નિકોલાઇ બીજો, "પોતાનો" વિલ્હેલ્મ, જ્યોર્જ, પુઆંકારે, વગેરે **પણ** નાનાં રાષ્ટ્રો જોડે **મેળમિલનની તરફેણ** કરે છે (નાનાં રાષ્ટ્રોને પોતાના રાષ્ટ્રમાં જોડી દઈને) — નિકોલાઇ બીજો ગેલિસિયા જોડે "મેળમિલન"ની તરફેણ કરે છે, વિલ્હેલ્મ બીજો બેલ્જિયમ જોડે "મેળમિલન"ની તરફેણ કરે છે, વગેરે — તો એવો સામાજિક-લોકશાહીવાદી સિદ્ધાંતની દૃષ્ટિએ હાસ્યાસ્પદ મતાગ્રહી ગણાશે અને અમલમાં સામ્રાજ્યવાદનો મળતિયો ગણાશે.

ઉત્પીડક દેશોના કામદારોની આંતરરાષ્ટ્રવાદી કેળવણીમાં ઉત્પીડિત દેશો માટે પાર્થક્યની આઝાદીની હિમાયત અને લડત ઉપર આવશ્યક રૂપે ભાર મુકાવો જ જોઈએ. એના વગર આંતરરાષ્ટ્રવાદ શક્ય જ **નથી**. ઉત્પીડક રાષ્ટ્રના એવો પ્રચાર **ન** ચલાવતા દરેક સામાજિક-લોકશાહીવાદીને **સામ્રાજ્યવાદી તથા** લફંગો ગણવો એ અમારો અધિકાર છે અને અમારી ફરજ છે. સમાજવાદની

સ્થાપના પહેલાં પાર્થક્ય શક્ય અથવા "સાધ્ય" હોવાની **સંભાવના** ભલે હજારમાં ફક્ત એક જેટલી જ હોય તોપણ એ નિરપેક્ષ માંગ છે.

આપણી ફરજ છે કે આપણે કામદારોને રાષ્ટ્રીય ભેદભાવો પ્રત્યે "ઉદાસીન" રહેવાની તાલીમ આપીએ. એ બાબતમાં શંકાને સ્થાન નથી. પરંતુ એ ઉદાસીનતા **ઈજાફતવાદીઓની** ઉદાસીનતા ન જ હોવી જોઈએ. ઉત્પીડક રાષ્ટ્રના સભ્યે એ બાબતમાં "ઉદાસીન" રહેવું જ જોઈએ કે નાનાં રાષ્ટ્રો તેમની હમદર્દીઓ અનુસાર **પોતાના** રાજ્યમાં સામેલ થાય કે **પાડોશી** રાજ્યમાં સામેલ થાય અથવા સ્વતંત્ર હયાતી ધરાવે. આ બાબતમાં જો તે "ઉદાસીન" ન રહે તો તે સામાજિક-લોકશાહીવાદી **ન** હોય. આંતરરાષ્ટ્રવાદી સામાજિક-લોકશાહીવાદી બનવું હોય તો માત્ર પોતાના રાષ્ટ્રનો જ વિચાર **ન** કરાય, બધાં રાષ્ટ્રોનાં હિતોને અને તેમની સામાન્ય મુક્તિ તથા સમાનતાને **પોતાના રાષ્ટ્રથી ઊંચું** સ્થાન આપવું જ જોઈએ. આ વાત "સિદ્ધાંત"માં સૌ સ્વીકારે છે પરંતુ અમલમાં ઈજાફતવાદી ઉદાસીનતા પ્રદર્શિત કરવામાં આવે છે. દૂષણનું મૂળ તેમાં જ છે.

બીજી તરફ, નાના રાષ્ટ્રના સામાજિક-લોકશાહીવાદીએ અમારી સામાન્ય ફૉર્મ્યુલાના **દ્વિતીય** શબ્દ ઉપર પોતાના આંદોલનકાર્યમાં ભાર મૂકવો જ જોઈએ: રાષ્ટ્રોનું "મરજિયાત **જોડાણ**". પોતાના રાષ્ટ્રની રાજકીય સ્વાધીનતા અને આ કે તે પાડોશી રાજ્યમાં તેનો સમાવેશ—એ **બન્ને** બાબતોની તરફેણ વગેરે તે આંતરરાષ્ટ્રવાદી તરીકેની પોતાની ફરજોનો ભંગ કર્યા વગર કરી શકે છે. પરંતુ બધા કિસ્સાઓમાં તેણે લઘુ-રાષ્ટ્રીય સંકુચિતતા **વિરુદ્ધ**, પૃથકતાની વૃત્તિ વિરુદ્ધ, અને અળગા રહેવાની વૃત્તિ વિરુદ્ધ લડવું જ જોઈએ; તેણે સમગ્ર અને સામાન્યની સ્વીકૃતિ માટે લડવું જ જોઈએ, વિશિષ્ટનાં હિતોને સામાન્યનાં હિતોથી ગૌણ સ્થાને રાખવા માટે લડવું જ જોઈએ.

આ સવાલનો સર્વાંગી અભ્યાસ ન કરનારા માણસો એમ માને છે કે ઉત્પીડિત રાષ્ટ્રોના સામાજિક-લોકશાહીવાદીઓ "**જોડાણની** આઝાદી"નો આગ્રહ રાખતા હોય ત્યારે ઉત્પીડક રાષ્ટ્રોના સામાજિક-લોકશાહીવાદીઓએ "**પાર્થક્યની** આઝાદી"નો આગ્રહ રાખવો તેમાં "આંતરવિરોધ" છે. પરંતુ જરાક ધ્યાનથી વિચાર કરવામાં આવે તો સમજાઈ જશે કે **ખાસ** પરિસ્થિતિમાંથી આંતરરાષ્ટ્રવાદ અને રાષ્ટ્રોના મેળમિલન તરફ લઈ જતો **બીજો કોઈ** માર્ગ, એ લક્ષ્યની દિશામાં જતો બીજો કોઈ માર્ગ, છે નહિ અને હોઈ શકે નહિ.

હવે અમે ડચ અને પોલિશ સામાજિક-લોકશાહીવાદના **વિશિષ્ટ** ધોરણની છણાવટ કરીશું.

## ૮. ડચ અને પોલિશ સામાજિક-લોકશાહીવાદી આંતરરાષ્ટ્રવાદીઓના ધોરણમાં વિશિષ્ટ અને સામાન્ય

એ વાતમાં મુદ્દલ શંકા નથી કે આત્મનિર્ણયનો વિરોધ કરનારા ડચ અને પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદનાં ઉત્તમ ક્રાંતિકારી અને આંતરરાષ્ટ્રવાદી તત્ત્વોમાં સ્થાન ધરાવે છે. તો પછી એ કેવી રીતે **શક્ય** છે કે તેમની સૈદ્ધાંતિક દલીલો, આપણે જોઈ ગયા છીએ તેમ, ભૂલોનો ગંજ બની ગયેલ છે? તેમાં એક પણ ખરી સામાન્ય દલીલ નથી, "સામ્રાજ્યવાદી અર્થવાદ" સિવાય બીજું કશું જ તેમાં નથી!

તેનાં કારણોમાં ડચ અને પોલિશ કોમરેડોનાં વિશિષ્ટ રૂપે અનિષ્ટ આત્મલક્ષી લક્ષણો મુદ્દલ નથી પરંતુ તેમના દેશોમાં અસ્તિત્વ ધરાવતી **વિશિષ્ટ** વસ્તુગત પરિસ્થિતિઓ છે. બન્ને દેશોના સંજોગો આવા છે: ૧) વર્તમાન સમયની મોટી સત્તાઓની "પ્રથા"માં તેઓ નાના અને લાચાર દેશો છે; ૨) ભૌગોલિક દૃષ્ટિએ બન્ને દેશો સામ્રાજ્યવાદી લૂંટારાઓની અંદર કટ્ટરમાં કટ્ટર હરીફોની વચ્ચે સ્થિત છે, રાક્ષસી તાકાત ધરાવતા દેશોની (બ્રિટન અને જર્મની, જર્મની અને રશિયા) વચ્ચે સ્થિત છે; ૩) **પોતે** જયારે "મોટી" સત્તાઓનાં સ્થાનો ભોગવતા હતા એ જમાનાની યાદો અને પરંપરાઓ બન્ને દેશોમાં ભયંકર રૂપે જોરદાર છે. એક જમાનામાં હોલૅંડ ઈંગ્લૅંડ કરતાં વધારે મોટી સાંસ્થાનિક સત્તાનું સ્થાન ધરાવતું હતું, પોલૅંડ રશિયા અને પ્રશિયા કરતાં વધારે સુસંસ્કૃત અને વધારે તાકાતવાન મોટી સત્તાનું સ્થાન ધરાવતું હતું; ૪) બીજી પ્રજાઓનું ઉત્પીડન કરવાના પોતાના વિશેષાધિકારને બન્ને દેશોએ આજ દિવસ સુધી ટકાવી રાખ્યો છે: ડચ મૂડીદાર વર્ગ ખૂબ સમૃદ્ધ ડચ ઈસ્ટ ઈંડિઝ ઉપર માલિકી ધરાવે છે, પોલિશ જમીનદાર ઉક્રાઈનિયન અને બેલોરશિયન કિસાન ઉપર જુલમ વરસાવે છે, અને પોલિશ મૂડીદાર યહૂદીને અત્યાચારનો ભોગ બનાવે છે, વગેરે વગેરે.

આ ચાર મુદ્દાઓના સંયોજિત રૂપમાં સમાયેલી વિશિષ્ટતા આયર્લૅંડ, પોર્ટુગલ (એક જમાનામાં તે સ્પેનના આધિપત્ય હેઠળ હતું), આલસેસ, નોર્વે, ફિન્લૅંડ, ઉક્રાઈના, લાતવિયન અને બેલોરશિયન પ્રદેશો, અથવા બીજા ઘણા દેશોમાં જોવા નથી મળતી. અને એ વિશિષ્ટતા જ સમસ્યાનું **પૂરું સારતત્ત્વ** છે! ડચ અને પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ જયારે આત્મનિર્ણયની વિરુદ્ધ દલીલો કરે છે અને તેમાં **સામાન્ય** ખયાલોનો ઉપયોગ કરે છે, અર્થાત્

સામ્રાજ્યવાદ જોડે સામાન્ય રૂપે, સમાજવાદ જોડે સામાન્ય રૂપે, લોકશાહીવાદ જોડે સામાન્ય રૂપે, અને રાષ્ટ્રીય ઉત્પીડન જોડે સામાન્ય રૂપે સંબંધિત હોય એવા ખયાલોનો ઉપયોગ કરે છે ત્યારે આપણે સાચી રીતે એમ કહી શકીએ કે તેઓ એક પછી એક ભૂલો કરી રહ્યા છે. પરંતુ સામાન્ય દલીલોના આ સાફ ભૂલભરેલા **કોચલાને** ફેંકી દેવામાં આવે અને હોલેંડ તથા પોલેંડમાં હયાતી ધરાવતી **વિશિષ્ટ** પરિસ્થિતિઓની દૃષ્ટિએ સવાલના **સારતત્ત્વને** તપાસી જોવામાં આવે કે તરત જ અપનાવવામાં આવેલું વિશિષ્ટ ધોરણ **સુગમ** અને તદ્દન વાજબી જણાઈ આવશે. અસંગતિની બીક રાખ્યા વગર અમે કહીશું કે ડચ અને પોલિશ માર્ક્સવાદીઓ જ્યારે મોંમાંથી ફીણ ઉડાડતા આત્મનિર્ણયની વિરુદ્ધ બંડ જગાવે છે ત્યારે તેઓ જે કહેવા માગતા હોય છે એ જ વાત નથી કહેતા, અથવા બીજી રીતે વ્યક્ત કરીએ તો તેઓ જે કંઈ કહે છે તેમાં તેમનો ખરો મતલબ જાહેર નથી થતો.*

અમારી થિસિસોમાં અમે એક ઉદાહરણ ટાંકી ચૂક્યા છીએ.** હોર્ટર **પોતાના** દેશના આત્મનિર્ણયની વિરુદ્ધ છે પરંતુ "પોતાના" રાષ્ટ્ર દ્વારા ઉત્પીડિત ડચ ઈસ્ટ ઈંડિઝ માટે આત્મનિર્ણયની **તરફેણ** કરે છે! એ વાતમાં શું કશું આશ્ચર્ય છે ખરું કે જર્મનીમાં કાઉત્સ્કી અને રશિયામાં ત્રોત્સ્કી તથા માર્તોવની **જેમ**—ઠાલા શબ્દોની અને દાંભિક રીતે—આત્મનિર્ણયનો સ્વીકાર કરનારાઓ કરતાં તે અમને વધારે ઈમાનદાર આંતરરાષ્ટ્રવાદી તથા સહચિંતક અને અમારાથી વધારે નિકટ લાગે છે? માર્ક્સવાદના સામાન્ય અને મૂળભૂત સિદ્ધાંતો "મારા પોતાના" રાષ્ટ્ર દ્વારા ઉત્પીડિત રાષ્ટ્રોની પાર્થક્યની આઝાદી માટે સંઘર્ષ લડવાની ફરજને નિસ્સંદેહ નિર્ધારિત કરે જ છે, પરંતુ વિશિષ્ટ રૂપે હોલેંડને પરમ મહત્ત્વની બાબત બનાવી દેવાની આવશ્યકતા તો એ સિદ્ધાંતો ચોક્કસ રૂપે નથી જ પેદા કરતા—એવા હોલેંડને કે જે પોતાની સંકુચિતતા, પૃથકતા, સ્વાર્થવૃત્તિ, અને મૂઢતાકારક પૃથકતાથી બીજા કશા કરતાં વધારે પીડાય છે: આખી દુનિયા ભલે બળીને રાખ થઈ જાય, અમે તો એ સર્વથી

---

*અમારે વાચકને એ વાત યાદ કરાવવી જ જોઈએ કે **બધા** પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓએ પોતાની ઝિમ્મરવાલ્ડ ઘોષણામાં આત્મનિર્ણયનો **સામાન્ય રૂપમાં સ્વીકાર કર્યો હતો**, જોકે સિદ્ધાંતનું નિરૂપણ તેમણે જરાક જુદી રીતે કરેલું.

**જુઓ આ પુસ્તકનું પૃષ્ઠ ૧૩૬.—સં.

દૂર જ રહીશું, અમારી પુરાણી લૂંટફાટથી અને તેના સમૃદ્ધ "અવશેષો". ઈંડિઝથી "અમે" સંતુષ્ટ છીએ, બીજી કોઈ બાબતની જોડે "અમારે" કંઈ સંબંધ નથી!

એક બીજો દાખલો. યુદ્ધ શરૂ થયું ત્યારથી જર્મન સામાજિક-લોકશાહીવાદની અંદર આંતરરાષ્ટ્રવાદ માટેનો મક્કમ સંઘર્ષ ચલાવીને ખાસ રૂપે મહાન સેવા બજાવનાર પોલિશ સામાજિક-લોકશાહીવાદી કાર્લ રાદેકે 'રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર' નામના પોતાના લેખમાં (બોર્હાર્દ્ત દ્વારા સંપાદિત *«Lichtstrahlen»*[98] નામના એક ઉદ્દામ ક્રાંતિકારી માસિકમાં—૫ ડિસેંબર, ૧૯૧૫, વર્ષ ૩, અંક ૩ માસિકની ઉપર પ્રશિયન સેન્સરનો પ્રતિબંધ છે) આત્મનિર્ણયની ઉપર ઝનૂની હુમલો કર્યો છે. પ્રસંગાનુરૂપ નોંધ લઈએ કે એ લેખમાં તેણે પોતાના સમર્થનમાં **કેવળ** ડચ અને પોલિશ પ્રમાણો ટાંક્યાં છે અને બીજાં નિરૂપણોની સાથે એવી દલીલનું નિરૂપણ કર્યું છે કે "સ્વાધીનતા માટેના કોઈ પણ સંઘર્ષનું સમર્થન કરવું એ સામાજિક-લોકશાહીવાદની ફરજ છે" એવા ખયાલને આત્મનિર્ણય પોષણ આપે છે.

**સામાન્ય** સિદ્ધાંતની દૃષ્ટિએ આ દલીલ ધૃણાપાત્ર છે કેમ કે તે સાફ તર્કવિરુદ્ધ છે: પહેલી વાત—વિશિષ્ટને સામાન્યથી ગૌણ સ્થાને રાખવામાં ન આવે તો એવી એક પણ લોકશાહીવાદી માંગ છે નહિ અને હોઈ શકે નહિ કે જે બદીઓને પેદા ન કરતી હોય; સ્વાધીનતા માટેના "કોઈ પણ" સંઘર્ષનું અથવા પ્રજાસત્તાક માટેના કે ધર્મરક્ષકોની વિરુદ્ધના "કોઈ પણ" આંદોલનનું સમર્થન કરવા અમે ફરજથી બંધાયેલા નથી. બીજી વાત—રાષ્ટ્રીય ઉત્પીડન વિરુદ્ધના સંઘર્ષ માટે **કોઈ એક** ફોર્મ્યુલા એવી છે જ નહિ અને હોઈ શકે નહિ કે જે **એ જ** "ખામી" ન ધરાવતી હોય. *«Berner Tagwacht»* પત્રમાં રાદેકે પોતે જ આવી ફોર્મ્યુલાનો ઉપયોગ (૧૯૧૫, અંક ૨૫૩) કર્યો હતો: "પુરાણી અને નવી ઈજાફતોની વિરુદ્ધ". આ ફોર્મ્યુલામાંથી કોઈ પણ પોલિશ રાષ્ટ્રવાદી વાજબી રીતે જ આવો "અર્થ" તારવી શકે: "પોલેંડ પરતંત્ર બનાવી દેવામાં આવેલો દેશ છે. હું ઈજાફતોની વિરુદ્ધ છું, **અર્થાત્** હું પોલેંડની સ્વાધીનતાની તરફેણમાં છું". અથવા મને યાદ છે કે ૧૯૦૮માં લખેલા એક લેખમાં રોઝા લુક્ઝેમ્બુર્ગે[99] એવો અભિપ્રાય વ્યક્ત કરેલો કે "રાષ્ટ્રીય ઉત્પીડનની વિરુદ્ધ" એટલી ફોર્મ્યુલા પૂરતી છે. પરંતુ કોઈ પણ પોલિશ રાષ્ટ્રવાદી કહેશે —**અને સાવ ઉચિત રીતે** કહેશે—કે ઈજાફત રાષ્ટ્રીય ઉત્પીડનનું જ **એક** રૂપ છે અને **એટલે**, વગેરે.

પરંતુ આપણે આ સામાન્ય દલીલોને બદલે પોલૅંડની **વિશિષ્ટ** પરિસ્થિતિને લઈએ: પોલૅંડની સ્વાધીનતા **આજે** યુદ્ધો અને ક્રાંતિઓ વગર "અસાધ્ય" છે. કેવળ પોલૅંડની સ્વાધીનતાની પુનઃસ્થાપનાને ખાતર આખા યુરોપને આવરી લેતા યુદ્ધની તરફેણ કરવી એટલે ખરાબમાં ખરાબ પ્રકારના રાષ્ટ્રવાદી બની જવું અને નાનકડી સંખ્યાના પોલિશ લોકોનાં હિતોને યુદ્ધનો ભોગ બની જનારા કરોડો લોકોનાં હિતોથી ઉપર મૂકી દેવાં. 'ફ્રાકી' જૂથના માણસો (પોલિશ સમાજવાદી પાર્ટીની મવાળ પાંખ) ખરેખર એવા છે, તેઓ ફક્ત શબ્દોમાં જ સમાજવાદીઓ છે, અને તેમનો વિરોધ કરવામાં પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ હજાર વાર ખરા છે. પોલૅંડની સ્વાધીનતાનો સવાલ **આજે**, **પાડોશી** સામ્રાજ્યવાદી સત્તાઓના **હાલના** સંબંધો હેઠળ, ઉઠાવવો એટલે સાચેસાચ તરંગની પાછળ દોટ મૂકવી, સંકુચિત રાષ્ટ્રવાદ જેટલા નીચે ઊતરી પડવું, અને એ ભૂલી જવું કે અખિલ યુરોપિયન ક્રાંતિ અથવા ઓછામાં ઓછી રશિયન અને જર્મન ક્રાંતિઓ પોલિશ સ્વાધીનતાની આવશ્યક પૂર્વાવસ્થા છે. ૧૯૦૮-૧૪ દરમિયાન રશિયામાં સંયુતિની આઝાદીને સ્વતંત્ર સૂત્ર તરીકે પેશ કરવાનો અર્થ પણ તરંગની પાછળ દોટ મૂકવાનો જ થયો હોત અને એથી વસ્તુગત રીતે સ્તોલીપિન કામદાર પાર્ટીને[100] (હવે પોત્રેસોવ-ગ્વોઝ્દેવ પાર્ટી, વાત એકની એક જ છે) જ મદદ થઈ હોત. પરંતુ સામાન્ય રૂપમાં સંયુતિની આઝાદીને સામાજિક-લોકશાહીવાદના કાર્યક્રમમાંથી હઠાવી દેવી એ તો ગાંડપણ જ ગણાય!

ત્રીજું અને કદાચ સૌથી વધારે મહત્ત્વનું ઉદાહરણ. પોલિશ થિસિસોમાં (૩, કલમ ૨ના અંતમાં) આપણને વાંચવા મળે છે તે મુજબ સ્વતંત્ર પોલિશ બફર-રાજ્યના ખયાલનો વિરોધ એવા આધારે કરવામાં આવે છે કે એ તો "નાનકડાં કૌવતહીન જૂથોનો ઠાલો તરંગ છે. એ ખયાલને અમલમાં મૂકવામાં આવે તો તેનો અર્થ થશે એક એવા ટચૂકડા પોલિશ રાજ્યખંડની સ્થાપના કે જે મોટી સત્તાઓના એક અથવા બીજા જૂથનું લશ્કરી સંસ્થાન બની રહેશે, તેમનાં લશ્કરી અથવા આર્થિક હિતોનું રમકડું બની રહેશે, પરદેશી મૂડી દ્વારા શોષણનું ક્ષેત્ર બની રહેશે, અને ભાવિ યુદ્ધોનું રણમેદાન બની રહેશે". **આજની** પરિસ્થિતિમાં પોલિશ સ્વાધીનતાના સૂત્રની **વિરુદ્ધ** લક્ષ્યાંકિત કરવામાં આવે ત્યારે આ બધી વાતો સાવ **સાચી છે** કેમ કે એકલા પોલૅંડમાં જ ક્રાંતિ થાય તો એવી ક્રાંતિ પણ કશું પરિવર્તન નહિ આણે અને પોલૅંડની અંદર લોકસમુદાયોનું ધ્યાન **મુખ્ય** બાબત ઉપરથી — તેમના સંઘર્ષ અને રશિયન તથા જર્મન સર્વહારાઓના સંઘર્ષ વચ્ચેના સંબંધ ઉપરથી — ફક્ત દૂર હઠાવી દેવાનું જ કામ એ કરશે.

એ બાબત અસંગતિ નહિ પણ હકીકત છે કે આજે પોલિશ સર્વહારા વર્ગ **પોતે** તો કેવળ પાડોશી દેશોના સર્વહારાઓના **સંગાથમાં** સંઘર્ષ લડીને અને **સંકુચિત મનોવૃત્તિ ધરાવતા પોલિશ** રાષ્ટ્રવાદીઓનો મુકાબલો કરીને જ **પોલૅંડની આઝાદી સમેત** સમાજવાદ અને આઝાદીના ધ્યેયમાં મદદ કરી શકે. પોલિશ રાષ્ટ્રવાદીઓની વિરુદ્ધના સંઘર્ષમાં પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓએ જે ઐતિહાસિક સેવા બજાવી છે તેનો ઇનકાર કરવાનું શક્ય નથી.

પરંતુ **વર્તમાન** યુગમાં પોલૅંડમાં હયાતી ધરાવતી **વિશેષ** પરિસ્થિતિની દૃષ્ટિએ સાચી આ જ દલીલો તેમને આપવામાં આવેલા **સામાન્ય** રૂપમાં સ્પષ્ટ રૂપે ખોટી છે. જ્યાં સુધી યુદ્ધો થતાં રહેશે ત્યાં સુધી જર્મની અને રશિયા વચ્ચેનાં યુદ્ધોમાં પોલૅંડ હંમેશાં રણમેદાન રહેશે જ, પરંતુ એ હકીકતને યુદ્ધો વચ્ચેના સમયોમાં વધારે રાજકીય આઝાદી વિરુદ્ધની (અને એટલે રાજકીય સ્વાધીનતા વિરુદ્ધની) દલીલ ન જ બનાવી શકાય. પરદેશી મૂડી દ્વારા શોષણ વિશેની અને પરદેશી હિતોના રમકડા તરીકેની પોલૅંડની ભૂમિકા વિશેની દલીલોને પણ એ જ વાત લાગુ થાય છે. પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ અત્યારની ઘડીએ પોલૅંડની સ્વાધીનતાનું સૂત્ર ન જ ઉઠાવી શકે કેમ કે સર્વહારા આંતરરાષ્ટ્રવાદીઓ તરીકે પોલ લોકો 'ફ્રાકી'ની જેમ **કોઈ એક** સામ્રાજ્યવાદી રાજાશાહીના પગમાં નમ્ર દાસતાના ભાવે માથું નમાવ્યા વગર એ બાબતમાં **કશું જ** કરી શકે નહિ. પરંતુ જર્મન અને રશિયન કામદારો એ બાબત પ્રત્યે ઉદાસીન **ન જ** રહે કે પોતે પોલૅંડને પરતંત્ર બનાવવામાં ભાગ ભજવે કે નહિ (તેનો અર્થ થાય જર્મન અને રશિયન કામદારો તથા કિસાનોને અત્યંત ઘૃણાપાત્ર નીચતાની વૃત્તિની તાલીમ આપવાનો, તેનો અર્થ થાય પરદેશી પ્રજાઓના જલ્લાદની ભૂમિકા ભજવવા માટે તૈયાર થઈ જવાનો) અથવા પોલૅંડ સ્વાધીન બને કે નહિ.

પરિસ્થિતિ ખરેખર મૂંઝવણ પેદા કરે એવી છે પરંતુ **બધા** સામેલગીરો આંતરરાષ્ટ્રવાદીઓ રહી શકે એવો ઉપાય છે ખરો — રશિયન અને જર્મન સામાજિક-લોકશાહીવાદીઓ પોલૅંડની બિનશરતી "**પાર્થક્યની આઝાદી**"ની માંગ ઉઠાવે; પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓ કોઈ ખાસ યુગ અથવા કોઈ ખાસ સમય માટે પોલિશ સ્વાધીનતાનું સૂત્ર ઉઠાવ્યા વગર નાના અને મોટા બન્ને પ્રકારના દેશોમાં સર્વહારા વર્ગીય સંઘર્ષની એકતા માટે લડત ચલાવે.

## ૯. ઍંગેલ્સે કાઉત્સ્કીને લખેલો પત્ર

કાઉત્સ્કી જ્યારે હજુ માર્ક્સવાદી હતો ત્યારે તેણે લખેલી 'સમાજવાદ અને સાંસ્થાનિક રાજકારણ' નામની પુસ્તિકામાં (બર્લિન, ૧૯૦૭), ઍંગેલ્સે તેને લખેલો ૧૮૮૨ના સપ્ટેંબરની બારમી તારીખનો પત્ર કાઉત્સ્કીએ પ્રકાશિત કર્યો છે. ચર્ચા હેઠળના સવાલના સંબંધમાં ઍંગેલ્સનો એ પત્ર અત્યંત રસપ્રદ છે. પત્રનો મુખ્ય હિસ્સો નીચે મુજબ છે:

"...મારા અભિપ્રાયમાં અસલી સંસ્થાનો, અર્થાત્ જ્યાં યુરોપિયન વસતિ વસી ગઈ છે એવા દેશો—કૅનેડા, કેપ, ઑસ્ટ્રેલિયા—બધા સ્વાધીન બની જશે; બીજી તરફ, જે દેશોમાં મૂળ દેશી વસતિ વસે છે અને જેને સીધા ગુલામ બનાવી દેવામાં આવ્યા છે—હિંદુસ્તાન, અલ્જિરિયા, અને ડચ, પોર્ટુગીઝ, તથા સ્પૅનિશ માલિકીનાં સંસ્થાનો—એ દેશોને હાલ પૂરતા સર્વહારા વર્ગે પોતાના હાથમાં લઈ લેવા જોઈએ અને તેમને શક્ય એટલી ઝડપથી સ્વાધીનતા તરફ દોરી જવા જોઈએ. આ પ્રક્રિયા કેવી રીતે વિકસિત થશે એ કહેવાનું મુશ્કેલ છે. હિંદુસ્તાન કદાચ, ખરેખર એ વાતનો ખૂબ સંભવ છે, ક્રાંતિ કરશે અને પોતાને મુક્ત કરવાની પ્રક્રિયામાં પડેલો સર્વહારા વર્ગ કોઈ જાતનાં સાંસ્થાનિક યુદ્ધો લડી શકે નહિ એટલે એ ક્રાંતિને પોતાનો ક્રમ પોતાની મેળે જ પૂરો કરી લેવા દેવો પડશે; જાતજાતની વિનાશલીલાઓ વગર એ ક્રમ બેશક પૂરો નહિ જ થાય પરંતુ એવી પરિસ્થિતિ બધી ક્રાંતિઓમાં અનિવાર્ય હોય છે. બીજાં સ્થળોમાં પણ, અર્થાત્ અલ્જિરિયા અને ઇજિપ્તમાં પણ, કદાચ એમ જ બને અને **આપણે માટે** એ નિશ્ચિત રૂપે ઉત્તમ વાત ગણાશે. આપણે સ્વદેશમાં ઘણું કરવાનું રહેશે. એક વાર યુરોપ અને ઉત્તર અમેરિકા પુન:સંગઠિત થઈ જાય એટલે એવી પ્રચંડ તાકાત અને એવું ઉદાહરણ ઉપસ્થિત થઈ જશે કે અર્ધ-સભ્ય દેશો પોતાની મેળે જ તેમને પગલે પગલે અનુસરશે, એટલું તો આર્થિક જરૂરિયાતો જ કરી નાખશે. પરંતુ એ દેશો પણ બીજા દેશોની જેમ સમાજવાદી સંઘટના સુધી પહોંચી જાય તે પહેલાં તેમને કેવા સામાજિક અને રાજકીય તબક્કાઓમાંથી ગુજરવું પડશે તેને વિશે તો હું માનું છું કે આજે આપણે ફક્ત તરંગી અટકળો જ આગળ ધરી શકીએ. માત્ર એક જ વાત ચોક્કસ છે: **વિજયી સર્વહારા વર્ગ કોઈ પણ વિદેશી રાષ્ટ્રની ઉપર પરાણે કોઈ પણ જાતની ન્યામતો લાદવાનું કામ, એમ કરીને પોતાના જ વિજયના પાયા ખોદી નાખ્યા વગર, ન જ કરી શકે.** વિવિધ પ્રકારનાં સંરક્ષણાત્મક યુદ્ધો આથી બેશક કોઈ પણ રીતે બકાત નથી જ રહેતાં..."

ઍંગેલ્સ એવી ધારણા મુદ્લ નથી કરી લેતા કે માત્ર "આર્થિક પ્રક્રિયા" જ બધી મુશ્કેલીઓને આપમેળે એકદમ દૂર કરી દેશે. આર્થિક ક્રાંતિ બધી પ્રજાઓને સમાજવાદ માટે **જહેમત કરવાનું** ઉત્તેજન પૂરું પાડશે, પરંતુ સાથે સાથે ક્રાંતિઓ — સમાજવાદી રાજ્યની વિરુદ્ધ — અને યુદ્ધો શક્ય છે. રાજકારણ અનિવાર્ય રૂપે પોતાને અર્થકારણને અનુકૂળ બનાવશે જ, પરંતુ તત્કાળ અને સરળ રીતે નહિ, સાદી રીતે નહિ, પ્રત્યક્ષ રીતે નહિ. ઍંગેલ્સ માત્ર એક જ પૂર્ણ રૂપે આંતરરાષ્ટ્રવાદી સિદ્ધાંતનો "ચોક્કસ" તરીકે ઉલ્લેખ કરે છે અને તેને **બધાં** "વિદેશી રાષ્ટ્રો"ને, અર્થાત્ કેવળ સાંસ્થાનિક રાષ્ટ્રોને જ નહિ, લાગુ કરે છે: તેમની ઉપર પરાણે ન્યામતો લાદવાનો અર્થ થશે કે સર્વહારા વર્ગના વિજયના પાયા ખોદી નાખવા.

સર્વહારા વર્ગ ફક્ત એ હકીકતને જ કારણે પુનિત અને ભૂલો તથા કમજોરીઓથી મુક્ત નહિ બની જાય કે તેણે સામાજિક ક્રાંતિ કરી છે. પરંતુ શક્ય ભૂલો (અને સ્વાર્થી હિત — બીજાઓની પીઠ ઉપર સવાર થઈ જવાના પ્રયાસો) અનિવાર્ય રૂપે તેને આ તથ્ય સમજવામાં મદદ કરશે.

અમે બધા ઝિમ્મરવાલ્ડ ઉદ્દામો એ જ પ્રતીતિ ધરાવીએ છીએ કે જો, દાખલા તરીકે, કાઉત્સ્કી ૧૯૧૪માં અંધરાષ્ટ્રવાદના સમર્થન માટે માર્ક્સવાદને છોડીને નાસી જતા પહેલાં ધરાવતો હતો, અર્થાત્ એ પ્રતીતિ કે સમાજવાદી ક્રાંતિ **ખૂબ નજીકના** ભવિષ્યમાં — કાઉત્સ્કીએ પોતે એક વાર વ્યક્ત કરેલું તેમ "કોઈ પણ દિવસે" — સાવ શક્ય છે. રાષ્ટ્રીય ખટરાગો બહુ જલદી અદૃશ્ય નહિ થઈ જાય: ઉત્પીડક રાષ્ટ્ર પ્રત્યેનો ઉત્પીડિત રાષ્ટ્રનો ધિક્કાર — અને પૂર્ણ રૂપે વાજબી ધિક્કાર — થોડો સમય **ચાલુ રહેશે,** કેવળ સમાજવાદના વિજય **પછી** જ અને રાષ્ટ્રો વચ્ચે પૂરા લોકશાહીવાદી સંબંધોની અંતિમ રૂપે સ્થાપના થઈ ગયા **પછી** જ એ ધિક્કારની લાગણી લુપ્ત થશે. જો આપણે સમાજવાદને વફાદાર રહેવા માગતા હોઈએ તો આપણે અત્યારે પણ લોકસમુદાયોને આંતરરાષ્ટ્રવાદની ભાવનાની તાલીમ આપવી જ જોઈએ, અને ઉત્પીડક રાષ્ટ્રોની અંદર એ કામ ઉત્પીડિત રાષ્ટ્રો માટે પાર્થક્યની આઝાદીની હિમાયત કર્યા વગર અશક્ય છે.

## ૧૦. ૧૯૧૬નો આઈરિશ વિદ્રોહ

અમારી થિસિસો આઈરિશ વિદ્રોહ ફાટી નીકળ્યો તે પહેલાં લખાઈ ગઈ હતી. એ વિદ્રોહ આપણા સૈદ્ધાંતિક વિચારોની કસોટી માટેની સામગ્રીની કામગીરી બજાવશે.

આત્મનિર્ણયના વિરોધીઓના વિચારો એવા નિષ્કર્ષ ઉપર લઈ જાય છે કે સામ્રાજ્યવાદ દ્વારા ઉત્પીડિત નાનાં રાષ્ટ્રોનું પ્રાણબળ ક્યારનું હરાઈ ચૂક્યું છે, એવાં રાષ્ટ્રો સામ્રાજ્યવાદની વિરુદ્ધ કોઈ જાતની ભૂમિકા ભજવી શકે એમ નથી, અને તેમની શુદ્ધ રાષ્ટ્રીય આકાંક્ષાઓના સમર્થનમાંથી કશું જ ફળ નહિ નીકળે, વગેરે. ૧૯૧૪—૧૯૧૬ના યુદ્ધે એવી **હકીકતો પૂરી પાડી** છે જે એવા નિષ્કર્ષોનું ખંડન કરે છે.

પશ્ચિમ યુરોપનાં રાષ્ટ્રો માટે અને સમગ્ર રૂપે સામ્રાજ્યવાદ માટે યુદ્ધ કટોકટીના યુગ તરીકે સાબિત થયું છે. દરેક કટોકટી રૂઢ પ્રથાઓને ફગાવી દે છે, બાહ્ય આવરણોને ફાડી નાખે છે, કાલગ્રસ્તને સાફ કરી નાખે છે, અને અંદર સમાયેલ ઝરણાં તેમ જ બળોને ખુલ્લાં કરે છે. ઉત્પીડિત રાષ્ટ્રોના આંદોલનની દૃષ્ટિએ તેણે શું ખુલ્લું કર્યું છે? સંસ્થાનોમાં વિદ્રોહના શ્રેણીબંધ પ્રયાસો થયા છે જેને લશ્કરી સેન્સરશિપ વડે છુપાવી રાખવાની બનતી બધી કોશિશ ઉત્પીડક રાષ્ટ્રોએ બેશક કરી છે. છતાં પણ એ વાત જાણીતી છે કે સિંગાપોરમાં બ્રિટિશરોએ પોતાના હિંદુસ્તાની સિપાહીઓમાં ફાટી નીકળેલા બળવાને પાશવી રીતે દબાવી દીધો છે; ફ્રેંચ આનામ (જુઓ 'નાશે સ્લોવો'[101]) અને જર્મન કેમેરૂનમાં (જુઓ 'જુનિયસની પુસ્તિકા') વિદ્રોહના પ્રયાસો થયા છે; યુરોપમાં એક તરફ આયર્લૅંડમાં વિદ્રોહ થયો છે જેને ફરજિયાત ભરતી આયર્લૅંડમાં લાગુ કરવાની હિંમત ન ધરાવતા "આઝાદી ચાહક" અંગ્રેજોએ હત્યાકાંડ વડે દબાવી દીધો છે, અને બીજી તરફ ઑસ્ટ્રિયન સરકારે ઝેક વિધાનસભાના સભ્યોને "રાજદ્રોહ" બદલ મોતની સજાઓ કરી છે તથા આખી ને આખી ઝેક રેજિમેન્ટોને એ જ "ગુના" બદલ ગોળીએ ઉડાવી દીધી છે.

આ યાદી કોઈ રીતે પૂરી યાદી બેશક નથી જ. છતાં પણ તે એટલું તો સાબિત કરે જ છે કે સામ્રાજ્યવાદની કટોકટીના **કારણે** સંસ્થાનોમાં અને યુરોપમાં **બન્ને** સ્થળોએ રાષ્ટ્રીય વિદ્રોહની જવાળાઓ ભડકી ઊઠી અને જુલમી ધમકીઓ અને દમનનાં પગલાં છતાં રાષ્ટ્રીય હમદર્દી તથા ખટરાગની લાગણીઓ વ્યક્ત થઈ છે. અને એમ એવે વખતે બન્યું કે જ્યારે સામ્રાજ્યવાદની કટોકટી પોતાના વિકાસની અંતિમ કક્ષાએ હજુ નહોતી પહોંચી: સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગની તાકાતના પાયા હજુ નહોતા ખોદાઈ ગયા ("કમરતોડ" યુદ્ધ કદાચ એવું પરિણામ લાવી શકે ખરું, પરંતુ એમ હજુ બન્યું નથી) અને સામ્રાજ્યવાદી દેશોમાં સર્વહારા વર્ગીય આંદોલનો હજુ ખૂબ કમજોર હતાં. યુદ્ધ જ્યારે શક્તિને તદ્દન ક્ષીણ કરી નાખશે ત્યારે અથવા ૧૯૦૫માં ઝારશાહીની

બાબતમાં બન્યું હતું તેમ ઓછામાં ઓછા એક રાજ્યમાં સર્વહારા વર્ગીય પ્રહારોના પરિણામે મૂડીદાર વર્ગની તાકાત હચમચી જશે ત્યારે શું થશે?

કેટલાક ઉદ્દામવાદીઓ સહિત ઝિમ્મરવાલ્ડવાદીઓના મુખપત્ર *«Berner Tagwacht»*માં ૧૯૧૬ના મે મહિનાની ૯મી તારીખે આઈરિશ વિદ્રોહ વિશે 'તેમનું ગીત પૂરું થયું' નામનો એક લેખ કા. રા. પ્રથમાક્ષરોની સહી સાથે છપાયો છે. એ લેખમાં આઈરિશ વિદ્રોહનું વર્ણન "રાજ્યપલટાના કાવતરા"થી કંઈ વધારે નહિ કે કંઈ ઓછું નહિ એવું કરવામાં આવ્યું છે કેમ કે લેખકની દલીલ મુજબ "આઈરિશ સવાલ જમીનનો સવાલ હતો", સુધારાઓના પરિણામે કિસાનોનાં મન શાંત થઈ ગયાં હતાં, અને રાષ્ટ્રવાદી આંદોલન કેવળ "શુદ્ધ રૂપે શહેરી, નિમ્ન-મૂડીવાદી આંદોલન રહ્યું હતું જે સનસનાટી પેદા કરવા છતાં ખાસ વધારે સામાજિક ટેકો નહોતું ધરાવતું."

એ વાતમાં કશું આશ્ચર્ય નથી કે આ અતિવિકૃત મતાગ્રહી અને પાંડિત્યદંભી અભિપ્રાય રશિયન રાષ્ટ્રીય-લિબરલ કેડેટ મિસ્ટર એ. કુલિશેરના વિચારો જોડે મળતો આવે છે ('રેચ', અંક ૧૦૨, ૧૫ એપ્રિલ, ૧૯૧૬). તેણે પણ આઈરિશ વિદ્રોહને "ડબલિનનું રાજ્યપલટાનું કાવતરું" ગણાવતું લેબલ એ વિદ્રોહની ઉપર લગાવી દીધું છે.

એવી આશા રાખીએ કે "આત્મનિર્ણય"નો ઇનકાર કરીને અને નાનાં રાષ્ટ્રોનાં રાષ્ટ્રીય આંદોલનો પ્રત્યે તુચ્છકારનું વર્તન રાખીને પોતે કેવા કળણમાં ડૂબી જઈ રહ્યા છે એ વાત ન સમજી શકનારા ઘણા કોમરેડોની આંખો, સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગના પ્રતિનિધિ અને સામાજિક-લોકશાહીવાદી વચ્ચે અભિપ્રાયનો આવો "આકસ્મિક" જોગ જોઈને, એ સૂક્તિ અનુસાર ઊઘડી જશે કે "ક્યારેક કોઈ અનિષ્ટનું પણ શુભ પરિણામ આવી શકે!"

વિપ્લવના પ્રયાસે જ્યારે કાવતરાખોરોની અથવા મૂઢ ચસકેલોની ટોળકી સિવાય બીજું કશું પ્રકાશમાં ન આણ્યું હોય અને લોકસમુદાયોમાં જરા પણ હમદર્દી ન જગાવી હોય ત્યારે જ "રાજ્યપલટાનું કાવતરું" શબ્દનો વૈજ્ઞાનિક અર્થમાં ઉપયોગ થઈ શકે. વિવિધ કક્ષાઓ અને વર્ગ-હિતોનાં જોડાણોમાંથી પસાર થયેલું સદીઓ પુરાણું આઈરિશ રાષ્ટ્રીય આંદોલન બીજી બાબતોની સાથે સાથે અમેરિકામાં ભરાયેલી અને આઈરિશ સ્વાધીનતાની માંગ ઉઠાવનારી આમ આઈરિશ નેશનલ કોંગ્રેસમાં વ્યક્ત થયું (*«Vorwärts»*[102] ૨૦ માર્ચ, ૧૯૧૬). આમ આંદોલન, દેખાવો, અખબારોનું દમન, વગેરેના લાંબા ગાળા પછી શહેરી નિમ્ન-મૂડીવાદી વર્ગના એક વિભાગે **અને કામદારોના એક વિભાગે**

રસ્તાઓ ઉપર ચલાવેલી લડાઈઓમાં પણ એ આંદોલન વ્યક્ત થયું. **એવા** વિદ્રોહને "રાજ્યપલટાનું કાવતરું" ગણાવનાર કોઈ પણ માણસ કાં તો કટ્ટર પ્રત્યાઘાતી હોય અથવા સામાજિક ક્રાંતિને જીવંત ઘટના તરીકે સમજવા તદ્દન અશક્ત મતાગ્રહી હોય.

એમ ધારી લેવું કે યુરોપમાં અને સંસ્થાનોમાં નાનાં રાષ્ટ્રોના વિદ્રોહ વગર, **પોતાના સમગ્ર પૂર્વગ્રહો સહિત** નિમ્ન-મૂડીવાદી વર્ગના એક વિભાગના ક્રાંતિકારી ઉછાળાઓ વગર, રાજકીય દૃષ્ટિએ બિનજાગ્રત સર્વહારા તથા અર્ધ-સર્વહારા લોકસમુદાયોના જમીનદારી ઉત્પીડન વિરુદ્ધના, ચર્ચ વિરુદ્ધના, રાજાશાહી વિરુદ્ધના, રાષ્ટ્રીય ઉત્પીડન વિરુદ્ધના, ઇત્યાદિ પ્રકારોના આંદોલન વગર સામાજિક ક્રાંતિ **કલ્પનીય છે**—એ બધું ધારી લેવું એટલે **સામાજિક ક્રાંતિને નકારી કાઢવી**. એટલે, એક લશ્કર ક્યાંક ખડું થઈ જઈને જાહેર કરે કે "અમે સમાજવાદની તરફેણમાં છીએ", અને બીજું લશ્કર બીજે ક્યાંક ખડું થઈ જઈને જાહેર કરે કે "અમે સામ્રાજ્યવાદની તરફેણમાં છીએ", અને એ હશે સામાજિક ક્રાંતિ! કેવળ આવો હાસ્યાસ્પદ પાંડિત્યદંભી અભિપ્રાય ધરાવનારા લોકો જ આઈરિશ વિદ્રોહને "રાજ્યપલટાનું કાવતરું" કહીને તેની બદનામી કરી શકે.

"શુદ્ધ" સામાજિક ક્રાંતિની અપેક્ષા રાખનારો કોઈ પણ માણસ તેને નજરે જોવા **કદી** જીવતો રહેશે જ નહિ. એવો માણસ ક્રાંતિ ખરેખર શું છે તે સમજ્યા વગર જ ક્રાંતિના નામનો ઢોંગી જપ જપ્યે રાખે છે.

૧૯૦૫ની રશિયન ક્રાંતિ મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ હતી. એ ક્રાંતિ લડતોની એવી હારમાળાની બનેલી હતી જેમાં વસતિના **બધા** અસંતુષ્ટ વર્ગો, જૂથો, અને તત્ત્વોએ ભાગ લીધો. કઢંગામાં કઢંગા પૂર્વગ્રહોના રંગે રંગાયેલા તથા સંઘર્ષનાં વધારેમાં વધારે અસ્પષ્ટ તેમ જ અત્યંત તરંગી લક્ષ્યોનો આગ્રહ ધરાવનારા લોકસમુદાયો તેમાં સામેલ હતા, જાપાનના પૈસા ખાતાં નાનકડાં જૂથો તેમાં સામેલ હતાં, સટ્ટાખોરો અને લેભાગુઓ તેમાં સામેલ હતા, વગેરે વગેરે. પરંતુ **વસ્તુગત રૂપે** આમ આંદોલન ઝારશાહીની પીઠ ભાંગી રહ્યું હતું અને લોકશાહીનો માર્ગ તૈયાર કરી રહ્યું હતું; એ કારણે જ વર્ગજાગ્રત કામદારોએ તેની આગેવાની કરી.

યુરોપમાં સમાજવાદી ક્રાંતિ બધાં અને દરેક પ્રકારનાં ઉત્પીડિત અને અસંતુષ્ટ તત્ત્વોના લોકસંઘર્ષના ઉછાળા સિવાય બીજું કશું **ન હોઈ શકે**. નિમ્ન-મૂડીવાદી વર્ગના અને પછાત કામદારોના હિસ્સા તેમાં અનિવાર્ય રૂપે ભાગ લેશે

જ—એવી સામેલગીરી વગર **લોકવ્યાપી** સંઘર્ષ **અશક્ય** છે, તેના વગર **કોઈ** ક્રાંતિ શક્ય નથી—અને એટલા જ અનિવાર્ય રૂપે તેઓ પોતાના પૂર્વગ્રહોને, પોતાના પ્રત્યાઘાતી તરંગોને, પોતાની કમજોરીઓને, અને પોતાની ગલતીઓને આંદોલનની અંદર લઈ આવશે. પરંતુ **વસ્તુગત રૂપે** તેઓ **મૂડીની** ઉપર હુમલો કરશે, અને ક્રાંતિની મોખરાની વર્ગજાગ્રત હરોળ, અગ્રગામી સર્વહારા વર્ગ, એવા અનેકવિધ તથા વિસંવાદી તેમ જ પચરંગી તથા બાહ્ય રૂપે તૂટક દેખાતા લોકસંઘર્ષના એ વસ્તુગત તથ્યને વ્યક્ત કરીને તેને એકતાબદ્ધ કરી શકશે તથા તેનું સંચાલન કરી શકશે, સત્તા કબજે કરી લઈ શકશે, બેંકો કબજે કરી લઈ શકશે, સૌનો ધિક્કાર પામેલાં (જોકે જુદાં જુદાં કારણોસર!) ટ્રસ્ટોની મિલકત જપ્ત કરી લઈ શકશે, અને સરમુખત્યારીનાં બીજાં કદમો ઉઠાવી શકશે. એ બધી કામગીરીઓનો સમગ્ર રૂપમાં અર્થ થશે મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાનો અને સમાજવાદના વિજયનો, પરંતુ એ સમાજવાદ મૂડીવાદી કીટથી પોતાને તત્કાળ તો કોઈ રીતે "શુદ્ધ" નહિ જ કરી નાખી શકે.

પોલિશ થિસિસોમાં (૧,૪) આપણને વાંચવા મળે છે કે સામાજિક-લોકશાહીવાદે "**યુરોપમાં ક્રાંતિકારી કટોકટીને તીવ્ર બનાવવા માટે** યુરોપિયન સામ્રાજ્યવાદ વિરુદ્ધના તરુણ સાંસ્થાનિક મૂડીદાર વર્ગના સંઘર્ષનો ઉપયોગ કરવો જ જોઈએ." (શબ્દો પર ભાર લેખકોએ મૂકેલો છે.)

**આ** સંબંધમાં યુરોપની સંસ્થાનો જોડે સરખામણી કરવાનું સૌથી વધારે વર્જિત છે એ વાત શું સાફ નથી? **યુરોપમાં** ઉત્પીડિત રાષ્ટ્રોનો સંઘર્ષ, છેક વિપ્લવ અને રસ્તા ઉપરની લડાઈઓ સુધી પહોંચી જવાની શક્તિ ધરાવતો સંઘર્ષ, અને લશ્કરની લોખંડી શિસ્તને તેમ જ લશ્કરી કાનૂનને તોડી નાખવાની શક્તિ ધરાવતો સંઘર્ષ, "યુરોપમાં ક્રાંતિકારી કટોકટીને" કોઈ ખૂબ દૂર આવેલા સંસ્થાનના ઘણા વધારે વિકસિત વિદ્રોહ કરતાં અસીમ પ્રમાણમાં વધારે "તીવ્ર બનાવશે". અંગ્રેજ સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગની તાકાત ઉપર આયર્લેંડના વિદ્રોહે લગાવેલો ફટકો એશિયા અથવા આફ્રિકામાં એટલા જ જોરથી લગાવવામાં આવતા ફટકાથી રાજકીય દૃષ્ટિએ સો ગણું વધારે મહત્ત્વ ધરાવે છે.

ફ્રેંચ અંધરાષ્ટ્રવાદી અખબારોએ તાજેતરમાં ખબર છાપી છે કે 'મુક્ત બેલ્જિયમ' નામના ગેરકાનૂની અખબારનો ૮૦મો અંક બેલ્જિયમમાં પ્રકાશિત થયો છે. ફ્રેંચ અંધરાષ્ટ્રવાદી અખબારો બેશક વારંવાર જૂઠાણાં છાપે છે પણ આ એક ખબર સાચી હોય એમ લાગે છે. યુદ્ધનાં બે વરસ દરમિયાન અંધરાષ્ટ્રવાદી અને કાઉત્સ્કીપંથી જર્મન સામાજિક-લોકશાહીવાદ પોતાનાં આઝાદ અખબારો

સ્થાપવામાં નાકામયાબ નીવડયો છે અને લશ્કરી સેન્સરશિપની ધૂંસરીને તેણે દીનતાથી સહન કરી લીધી છે (માત્ર ઉદ્દામ ક્રાંતિકારી તત્ત્વોએ સેન્સરશિપ હોવા છતાં પુસ્તિકાઓ તથા ઘોષણાપત્રો પ્રકાશિત કરેલ છે અને એ હકીકત તેમને ગૌરવ અપાવે છે)—જ્યારે એક ઉત્પીડિત રાષ્ટ્રે ક્રાંતિકારી વિરોધના મુખપત્રની સ્થાપના કરીને બેજોડ વિકરાળતા ધરાવતા લશ્કરી ઉત્પીડનનો જવાબ વાળ્યો છે! ઇતિહાસની દ્વંદ્વાત્મકતા એવી છે કે સામ્રાજ્યવાદ વિરુદ્ધના સંઘર્ષમાં **સ્વતંત્ર** ઘટક તરીકે શક્તિહીન નાનાં રાષ્ટ્રો એક જોશપ્રેરક તત્ત્વની ભૂમિકા ભજવીને, એક જીવાણુની ભૂમિકા ભજવીને, **સાચી** સામ્રાજ્યવાદવિરોધી તાકાતને, સમાજવાદી સર્વહારા વર્ગને, મેદાનમાં આવવામાં મદદ કરે છે.

વર્તમાન યુદ્ધમાં લશ્કરી આગેવાનો દુશ્મનની છાવણીની અંદર ચાલતાં બધાં રાષ્ટ્રીય અને ક્રાંતિકારી આંદોલનોનો ઉપયોગ કરવા માટે બનતી બધી કોશિશ કરી રહ્યા છે: જર્મનો આઇરિશ વિદ્રોહનો ઉપયોગ કરે છે, ફ્રેંચો ઝેક આંદોલનનો ઉપયોગ કરે છે, વગેરે. તેમની પોતાની દૃષ્ટિએ તેઓ સાવ ખરું આચરણ કરી રહ્યા છે. દુશ્મનની જરા સરખી કમજોરીનો પણ લાભ ન ઉઠાવી લેવામાં આવે અને ઉભી થતી પ્રત્યેક તકને ઝડપી ન લેવામાં આવે તો ગંભીર યુદ્ધ પ્રત્યે ગંભીર વલણ જાળવ્યું ન ગણાય; વળી કોઈ દારૂગોળો ક્યાં અને કેવી ઉગ્રતાથી "ધડાકો" કરશે એ બાબત અગાઉથી જાણવાનું અશક્ય હોવાથી ઉપરોક્ત હકીકતનું મહત્ત્વ વધી જાય છે. સર્વહારા વર્ગના સમાજવાદ માટેના મહાન મુક્તિયુદ્ધમાં દરેકે દરેક સામ્રાજ્યવાદી કમનસીબી વિરુદ્ધના પ્રત્યેક પ્રજાકીય આંદોલનનો ઉપયોગ કટોકટીને તીવ્ર અને વિસ્તૃત બનાવવા માટે કરતાં આપણને ન આવડે તો આપણે બહુ કાચા ક્રાંતિકારીઓ ગણાઈએ. એક તરફ જો આપણે એવી જાહેરાતનું હજાર હજાર સૂરોમાં પુનરાવર્તન કરીએ કે આપણે સમગ્ર રાષ્ટ્રીય ઉત્પીડનના "વિરોધી" છીએ, અને બીજી તરફ જો આપણે એક રાષ્ટ્રના ઉત્પીડકોની વિરુદ્ધ એ ઉત્પીડિત રાષ્ટ્રના અમુક વર્ગોના અત્યંત ગતિશીલ અને સમજદાર વિભાગના વીરતાભર્યા વિદ્રોહને "રાજ્યપલટાના કાવતરા" તરીકે વર્ણવીએ તો આપણે ચોક્કસ કાઉત્સ્કીપંથીઓ જેવી જ મૂઢતાભરી કક્ષામાં સરી પડીએ.

સર્વહારા વર્ગના યુરોપિયન વિદ્રોહને પરિપકવ થવાનો વખત હજુ નહોતો મળ્યો એવી કવેળાએ આઇરિશ લોકો વિદ્રોહમાં ખડા થયા એ તેમનું દુર્ભાગ્ય છે. મૂડીવાદનું સંઘટન એટલી સુસંગત રીતે નથી થયું કે વિદ્રોહના વિભિન્ન ઉદ્‌ગમો પલટા અને પરાજયો વગર તત્કાળ પોતાની મેળે જ સંમિલિત થઈ

જાય. બીજી તરફ, વિદ્રોહો જુદે જુદે વખતે તથા જુદી જુદી જગ્યાએ ફાટી નીકળે છે અને વિભિન્ન પ્રકારના હોય છે એ હકીકત પોતે જ સામાન્ય આંદોલનના વિશાળ વ્યાપની અને તેની ગહનતાની ખાતરી ઊભી કરે છે; પરંતુ કવેળાનાં, અલગ અલગ, છૂટાંછવાયાં, અને પરિણામે અસફળ ક્રાંતિકારી આંદોલનોમાંથી જ લોકસમુદાયો અનુભવ મેળવે છે, જ્ઞાન હાંસલ કરે છે, તાકાત એકત્રિત કરે છે, તથા પોતાના સાચા નેતાઓને, સમાજવાદી સર્વહારાઓને, ઓળખી કાઢે છે; અને ૧૯૦૫માં અમુક હડતાલો, સ્થાનિક તથા રાષ્ટ્રીય નિદર્શનો, લશ્કરની અંદરના બળવાઓ, કિસાનોના વિદ્રોહો, વગેરેએ જેમ સામાન્ય હલ્લાનો માર્ગ તૈયાર કર્યો હતો તેમ લોકસમુદાયો એ રીતે સામાન્ય હલ્લાનો માર્ગ તૈયાર કરે છે.

## ૧૧. નિષ્કર્ષ

પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓનાં કથનોથી વિપરીત, રાષ્ટ્રોના આત્મનિર્ણયની માંગે આપણી પાર્ટીના આંદોલનકાર્યમાં દાખલા તરીકે જનતાને સશસ્ત્ર કરવાના, ચર્ચને રાજ્યથી અળગું કરી નાખવાના, અને વહીવટી હોદ્દેદારોને જનતાએ ચૂંટવાના સવાલો તેમ જ કૂપમંડૂકોએ "તરંગી" ગણાવેલા બીજા મુદ્દાઓ કરતાં જરાય ઓછી ભૂમિકા નથી ભજવી. એથી ઊલટું, ૧૯૦૫ પછી રાષ્ટ્રીય આંદોલનોમાં આવેલા વધારે જોમે સ્વાભાવિક રીતે જ આપણી પાર્ટીને વધારે જોશીલું આંદોલનકાર્ય કરવા પ્રેરિત કરી છે. એ આંદોલનકાર્યમાં ૧૯૧૨-૧૩ દરમિયાનના કેટલાય લેખો ઉપરાંત આપણી પાર્ટીનો ૧૯૧૩નો એ ઠરાવ પણ સામેલ છે કે જેમાં મુદ્દાના **અંતરાર્થની** સ્પષ્ટ અને "કાઉત્સ્કીપંથવિરોધી" વ્યાખ્યા (અર્થાત્ ખાલી જબાની "માન્યતા" ને ચલાવી ન લેતી વ્યાખ્યા) આપવામાં આવી છે.*

છેક ત્યારે જ એક હકીકત છતી થઈ ગઈ હતી જેની બાબતમાં નજરચૂક કરવાનું અશક્ય હતું: વિભિન્ન પ્રજાઓના તકવાદીઓ — ઉક્રાઈનિયન યુર્કેવિચ, બુંદવાદી લીબમાન, પોત્રેસોવ અને કંપનીનો રશિયન ચાકર સેમ્કોવ્સ્કી — બધા આત્મનિર્ણય **વિરુદ્ધની** રોઝા લુક્ઝેમ્બુર્ગની દલીલોની **તરફેણમાં** બોલ્યા હતા!

---

*જુઓ વ્લા. ઇ. લેનિનની — 'રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની સેંટ્રલ કમિટી અને પાર્ટીના મુખ્ય કાર્યકરોના ૧૯૧૩ના ગ્રીષ્મ સંમેલનની નોટિસ અને ઠરાવો' નામક પુસ્તિકામાં 'રાષ્ટ્રીય સવાલ વિશે ઠરાવો' વિભાગ. — સં.

પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓની બાબતમાં જે પોલૅન્ડના આંદોલનની **વિશિષ્ટ** પરિસ્થિતિઓનું કેવળ ગલત સૈદ્ધાંતિક સામાન્યીકરણ જ હતું તેને જ્યારે વધારે વિસ્તૃત સંજોગોની ઉપર, નાનકડા નહિ પરંતુ મોટા રાજ્યમાં હયાત પરિસ્થિતિની ઉપર વાસ્તવમાં લાગુ કરવામાં આવ્યું, તેને જ્યારે સંકુચિત પોલિશ પાયા ઉપર નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય પાયા ઉપર લાગુ કરવામાં આવ્યું, ત્યારે તે રશિયન સામ્રાજ્યવાદનું **વસ્તુગત** તકવાદી સમર્થન બની ગયું. રાજકીય ચિંતનનાં **વહેણોના** ઈતિહાસે (અલગ અલગ વ્યક્તિઓના વિચારોથી ભિન્ન રૂપે) આપણા કાર્યક્રમની યથાર્થતા સાબિત કરી દીધી છે.

અને હવે લેન્ચ જેવા ઉઘાડા સામાજિક-સામ્રાજ્યવાદીઓ હકીકતમાં આત્મનિર્ણય અને ઈજાફતોનો પરિત્યાગ એ બન્ને બાબતોની વિરુદ્ધ બંડ પોકારી રહ્યા છે. અને કાઉત્સ્કીપંથીઓ આત્મનિર્ણયની સ્વીકૃતિનો ઢોંગ કરી રહ્યા છે—અહીં રશિયામાં ત્રોત્સ્કી અને માર્તોવ એ જ પંથે જઈ રહ્યા છે. કાઉત્સ્કીની જેમ એ **બન્ને** ખાલીખમ વાતોમાં આત્મનિર્ણયની તરફેણ કરે છે. પણ અમલમાં? 'નાશે સ્લોવો'માં પ્રકાશિત 'રાષ્ટ્ર અને અર્થતંત્ર' શીર્ષક હેઠળના ત્રોત્સ્કીના લેખો લઈએ તો આપણને તેમાં તેનો રાબેતા મુજબનો ખીચડો જોવા મળે છે: એક તરફ અર્થતંત્ર રાષ્ટ્રોની એકતા સાધે છે અને બીજી તરફ રાષ્ટ્રીય ઉત્પીડન તેમને વિભાજિત કરે છે. અને નિષ્કર્ષ? નિષ્કર્ષ એ કે પ્રવર્તિત દંભ ઉપર પડદો ઢંકાયેલો રહે છે અને આંદોલન ચેતનહીન રહે છે તથા "પોતાના જ" રાષ્ટ્ર દ્વારા ઉત્પીડિત રાષ્ટ્ર પ્રત્યે પોતાના વલણની સૌથી વધારે મહત્ત્વની, મૂળભૂત, અગત્યની, અને અમલ સાથે ગાઢ રીતે સંકળાયેલી બાબતનો ઉલ્લેખ જ નથી કરતું. માર્તોવ અને વિદેશવાસી અન્ય સેક્રેટરીઓએ આત્મનિર્ણયની વિરુદ્ધ પોતાના સહયોગી અને સહ-સભ્ય સેમ્કોવ્સ્કીના સંઘર્ષને ભૂલી જવાનું જ પસંદ કરી લીધું—કેવું લાભદાયક વિસ્મરણ! ગ્વોઝ્દેવપંથીઓના કાનૂની અખબારમાં ('નાશ ગોલોસ'[103]) માર્તોવે આત્મનિર્ણયની **તરફેણમાં** લખ્યું અને એ નિર્વિવાદ તથ્ય પ્રત્યે નિર્દેશ કર્યો કે એથી સામ્રાજ્યવાદી યુદ્ધમાં સામેલગીરી વગેરેનું અર્થસૂચન હજી નથી થતું; પરંતુ મુખ્ય બાબતને તેણે વેગળી રાખી—ગેરકાનૂની આઝાદ અખબારોમાં પણ મુખ્ય બાબતને તે વેગળી જ રાખે છે!—અને મુખ્ય બાબત એ છે કે ઘણા વધારે અણઘડ, મધ્યકાલીન, આર્થિક રીતે પછાત, અને લશ્કરી રીતે નોકરશાહી સામ્રાજ્યવાદ દ્વારા રાષ્ટ્રોના ઉત્પીડનના સંબંધમાં રશિયાએ **શાંતિના સમયમાં પણ** વિશ્વ-વિક્રમ તોડયો છે. પ્લેખાનોવ, પોત્રેસોવ અને કંપની, વગેરે લોકો રાષ્ટ્રોના આત્મનિર્ણયને જેવી

રીતે માન્ય કરે છે એવી રીતે, અર્થાત્ ઝારશાહી દ્વારા ઉત્પીડિત રાષ્ટ્રોની પાર્થક્યની આઝાદી ખાતર સંઘર્ષ લડવાની તકલીફ લીધા વગર, તેને "માન્ય" કરનાર રશિયન સામાજિક-લોકશાહીવાદી **હકીકતમાં** સામ્રાજ્યવાદી છે અને ઝારશાહીનો ખાંધિયો છે.

ત્રોત્સ્કી અને માર્તોવના આત્મલક્ષી "નેક" ઇરાદાઓ ભલે ગમે તેવા હોય પરંતુ સવાલને ટાળવાની પોતાની વૃત્તિ વડે તેઓ વસ્તુગત રૂપમાં તો રશિયન સામાજિક-સામ્રાજ્યવાદને જ ટેકો આપી રહ્યા છે. સામ્રાજ્યવાદના યુગે સઘળી "મોટી" સત્તાઓને કેટલાંય રાષ્ટ્રોનું ઉત્પીડન કરનારી સત્તાઓમાં પલટાવી નાખી છે. અને સામ્રાજ્યવાદનો વિકાસ આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદની અંદર પણ આ સવાલના સંબંધમાં વિચારપ્રવાહોના વધારે ચોક્કસ વિભાજનમાં અનિવાર્ય રૂપે પરિણમશે જ.

૧૯૧૬ના જુલાઈ માસમાં લિખિત

૧૯૧૬ના ઓક્ટોબર માસમાં
'સ્બોર્નિક સોત્સિઆલ-દેમોક્રાતા'ના
પ્રથમ અંકમાં પ્રકાશિત

હસ્તાક્ષર: એન. લેનિન

નોંધો—આગળ ચાલુ
૩૦ ડિસેંબર, ૧૯૨૨

# પ્રજાઓનો સવાલ કે "સ્વાયત્તીકરણ"[104]

જેને સત્તાવાર રીતે સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘનો સવાલ કહેવામાં આવતો હોય એમ લાગે છે એ સ્વાયત્તીકરણના કુખ્યાત સવાલમાં પૂરતી જોશીલી અને નિર્ણાયક રીતે વચ્ચે ન પડીને રશિયાના કામદારોની બાબતમાં હું બેદરકાર રહ્યો છું એમ હું માનું છું.

ગયા ઉનાળામાં આ સવાલ ઊભો થયો ત્યારે હું બીમાર હતો; અને પછી શરદમાં મેં મારા સાજા થવા ઉપર અને ઑક્ટોબર તથા ડિસેંબરની પૂર્ણ બેઠકો મને એ સવાલમાં વચ્ચે પડવાની તક આપશે તેની ઉપર વધારે પડતો આધાર રાખ્યો. પરંતુ ઑક્ટોબરની પૂર્ણ બેઠકમાં (આ સવાલ પ્રસ્તુત થયો ત્યારે) કે ડિસેંબરની બેઠકમાં[105] હાજર રહેવાનું મારે માટે શક્ય ન બન્યું, અને એમ એ સવાલ મને લગભગ તદ્દન બાજુએ રાખીને નીકળી ગયો.

મને ફક્ત કોમરેડ દ્ઝેર્ઝીન્સ્કી જોડે વાત કરવાનો જ સમય મળ્યો. તેઓ કોકેસસથી આવ્યા અને જ્યોર્જિયામાં એ બાબત વિશે કેવી પરિસ્થિતિ હતી તેની તેમણે મને વાત કરી. મેં કોમરેડ ઝિનોવ્યેવ જોડે થોડાક શબ્દોની આપલે પણ કરી લીધી અને એ બાબત વિશે મારી આશંકાઓ વ્યક્ત કરી. જ્યોર્જિયન ઘટનાની "તપાસ કરવા" માટે કેંદ્રીય સમિતિએ મોકલેલા કમિશનના અધ્યક્ષ કોમરેડ દ્ઝેર્ઝીન્સ્કીએ મને જે કંઈ કહ્યું તે ઉપરથી મારા મનમાં તો ભારેમાં ભારે આશંકાઓ જ ઊભી થઈ. કોમરેડ દ્ઝેર્ઝીન્સ્કીએ મને માહિતી આપી તે મુજબ, જો મામલો ત્યાં સુધી પહોંચી ગયો હોય કે ઓર્જોનિકીદ્ઝે શારીરિક હિંસાનો ઉપયોગ કરવાની આખરી હદ સુધી જઈ શક્યો તો આપણે કેવા કીચડમાં ઊંડા ઊતરી ગયા છીએ તેની કલ્પના આપણે કરી શકીએ. એ તો સાફ દેખાય છે કે "સ્વાયત્તીકરણ"નો આખો મામલો મૂળગત રીતે ખોટો હતો અને કટાણે ઉઠાવવામાં આવ્યો હતો.

એમ કહેવામાં આવે છે કે સંયુક્ત તંત્રની જરૂરત હતી. એવી પ્રતીતિ

આવી ક્યાંથી? એ શું એ જ રશિયન તંત્રમાંથી નથી આવી કે જેને, મારી ડાયરીના પૂર્વવિભાગોમાં મેં નિર્દેશ કર્યો છે તે મુજબ, આપણે ઝારશાહી પાસેથી જેમનું તેમ લઈ લીધું છે અને જેની ઉપર આપણે સોવિયેત પીંછી વડે થોડોક રંગ લગાવી દીધો છે?

એ વાતમાં મુદ્દલ સંદેહ નથી કે આપણા તંત્રને આપણું પોતાનું કહીને આપણે તેની જામીનગીરી લઈ શકીએ નહિ ત્યાં સુધી એ પગલું ઉઠાવવામાં થોડોક વિલંબ કરવો જોઈતો હતો. પરંતુ હવે આપણે પૂરી ઈમાનદારી બતાવીને એથી ઊલટી વાત કબૂલ કરી લેવી જ જોઈએ: જે તંત્રને આપણે આપણું પોતાનું કહીએ છીએ એ હકીકતમાં હજુ પણ આપણા સિદ્ધાંતોથી તદ્દન વિપરીત છે; એ મૂડીવાદી તથા ઝારશાહી ખીચડો છે અને છેલ્લાં પાંચ વર્ષ દરમિયાન તેનું રૂપાંતર કરી લેવાની કોઈ શક્યતા બીજા દેશોની મદદ લીધા વગર તેમ જ લગભગ બધો વખત આપણે લશ્કરી ઝપાઝપીઓમાં તથા દુકાળની વિરુદ્ધ લડવામાં "ડૂબેલા" રહ્યા છીએ એટલે ઊભી નથી થઈ.

તદ્દન સ્વાભાવિક છે કે આવા સંજોગોમાં જેના વડે આપણે આપણને સાચા ઠરાવીએ છીએ એ "સંઘમાંથી અલગ થવાની આઝાદી" કેવળ કાગળનો એક ટુકડો બની રહે અને લાક્ષણિક રશિયન નોકરશાહ જેવા પેલા સાચેસાચ રશિયન પુરુષના, રશિયન અંધરાષ્ટ્રવાદીના, સારતત્ત્વની દૃષ્ટિએ પાજી તથા હિંસાના ચાહકના, અત્યાચારથી બિનરશિયનોનું રક્ષણ કરવામાં અસમર્થ નીવડે. એ વાતમાં મુદ્દલ સંદેહ નથી કે અતિ અલ્પ પ્રમાણ ધરાવનાર સોવિયેતો તથા સોવિયેતોમાં સંગઠિત કામદારો જેમ દૂધમાં માખી ડૂબી જાય તેમ અંધરાષ્ટ્રવાદી રશિયન કચરાપૂંજાના સાગરમાં ડૂબી જશે.

એ પગલાના બચાવમાં એમ કહેવામાં આવે છે કે રાષ્ટ્રીય મનોવૃત્તિ તથા રાષ્ટ્રીય શિક્ષણ જોડે સીધો સંબંધ ધરાવતાં લોક-કોમિસારિયાતોને (લોક-મંત્રાલયો) અલગ અલગ તંત્રો તરીકે સ્થાપવામાં આવ્યાં હતાં. પરંતુ તો આ પ્રશ્ન ઊભો થાય છે: એ લોક-કોમિસારિયાતોને સાવ સ્વતંત્ર બનાવી શકાય ખરાં? અને બીજો પ્રશ્ન: બીજી પ્રજાઓને અસલી રશિયન જુલમગારોની વિરુદ્ધ રક્ષણ આપે એવાં પગલાં લેવાની પૂરતી કાળજી આપણે લીધેલી ખરી? આપણે એવાં પગલાં લીધાં હોય એમ હું નથી માનતો, જોકે એવાં પગલાં આપણે લઈ શક્યા હોત અને લેવાં જોઈતાં હતાં.

હું માનું છું કે સ્તાલિનની ઉતાવળ અને શુદ્ધ વહીવટ માટેની તેની ઘેલછાભરી આસક્તિએ, અને સાથે સાથે કુખ્યાત "સામાજિક-રાષ્ટ્રવાદ" પ્રત્યેના

તેના ખારે, આ બાબતમાં ઘાતક ભૂમિકા ભજવી છે. રાજકારણમાં ખાર સામાન્ય રીતે અધમાધમ ભૂમિકા ભજવે છે.

મને એવી આશંકા પણ છે કે એ "સામાજિક-રાષ્ટ્રવાદીઓ"ના "ગુના"ની તપાસ કરવા કોકેસસ ગયેલા કોમરેડ દ્ઝેર્ઝીન્સ્કીએ પોતાના અસલી રશિયન મિજાજ દ્વારા જ (એ તો બધા જાણે છે કે બીજી પ્રજાઓના રૂસીકૃત થઈ ગયેલા માણસો એ રશિયન મિજાજને વધારે પડતા પ્રમાણમાં વ્યક્ત કરતા હોય છે) પોતાને માટે ત્યાં વિશિષ્ટતા પ્રાપ્ત કરી લીધી, અને તેમના આખા કમિશનની બિનતરફદારી ઓર્જોનિકીદ્ઝેની "ધોલધાપટની વર્તણૂક"થી સારી રીતે લાક્ષણિક બની ગઈ. હું માનું છું કે કોઈ પણ જાતની ઉશ્કેરણી કે અપમાન પણ આવી રશિયન ધોલધાપટની વર્તણૂકને ઉચિત ન જ ઠરાવી શકે અને એવી વર્તણૂક પ્રત્યે બિનગંભીર વલણ અપનાવવામાં કોમરેડ દ્ઝેર્ઝીન્સ્કીએ અક્ષમ્ય અપરાધ કર્યો છે.

કોકેસસના બધા નાગરિકોની દૃષ્ટિમાં ઓર્જોનિકીદ્ઝે સત્તાધારી હતો. જેનો ઉલ્લેખ તેણે અને દ્ઝેર્ઝીન્સ્કીએ કર્યો છે એવું ચીડિયાપણું બતાવવાનો ઓર્જોનિકીદ્ઝેને મુદ્દલ અધિકાર નહોતો. એથી ઊલટું, ઓર્જોનિકીદ્ઝેએ એવા સંયમથી વર્તવું જોઈતું હતું કે જેની કોઈ સાધારણ નાગરિક પાસેથી માગણી ન કરી શકાય, અને જેની ઉપર "રાજકીય" અપરાધનો આરોપ લગાવવામાં આવ્યો હોય એવા માણસ પાસેથી એવી માગણી કરવાનું તો એથી પણ ઓછું ઉચિત ગણાય. સાચી વાત કહીએ તો એ સામાજિક-રાષ્ટ્રવાદીઓ એવા નાગરિકો હતા કે જેની ઉપર રાજકીય અપરાધનો આરોપ લગાવવામાં આવ્યો હતો. અને આરોપની વિગતો એવી હતી કે તેને બીજી કોઈ રીતે ન વર્ણવી શકાય.

અહીં આપણી સમક્ષ સિદ્ધાંતનો એક મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે: આંતરરાષ્ટ્રવાદને કેવી રીતે સમજવો?*

**લેનિન**

૩૦ ડિસેંબર, ૧૯૨૨
એમ.વી.ને લખાવવામાં
આવેલી નોંધો

---

*લઘુલિપિની વાચનામાં આ પછી લખવામાં આવેલું નીચેનું વાક્ય છેકી નાખવામાં આવ્યું હતું: "મને લાગે છે કે આપણા સાથીઓએ સિદ્ધાંતના આ મહત્ત્વના પ્રશ્નનો પૂરતા પ્રમાણમાં અભ્યાસ કર્યો નથી."—સં.

નોંધો — આગળ ચાલુ
૩૧ ડિસેંબર, ૧૯૨૨

## પ્રજાઓનો સવાલ કે "સ્વાયત્તીકરણ"

રાષ્ટ્રીય સવાલ વિશેનાં મારાં લખાણોમાં મેં પહેલાં જ જણાવ્યું છે કે રાષ્ટ્રવાદના સવાલની અમૂર્ત રજૂઆતનો કશો જ અર્થ નથી. ઉત્પીડક રાષ્ટ્રના રાષ્ટ્રવાદ અને ઉત્પીડિત રાષ્ટ્રના રાષ્ટ્રવાદ વચ્ચે, મોટા રાષ્ટ્રના રાષ્ટ્રવાદ અને નાના રાષ્ટ્રના રાષ્ટ્રવાદ વચ્ચે, આવશ્યક રીતે ભિન્નતા દર્શાવવી જ જોઈએ.

બીજા પ્રકારના રાષ્ટ્રવાદની બાબતમાં આપણે, મોટા રાષ્ટ્રના પ્રજાજનો, ઐતિહાસિક અમલમાં લગભગ હંમેશાં અનંત સંખ્યામાં હિંસાનાં કૃત્યોના અપરાધી રહ્યા છીએ; વધારામાં, આપણે અનંત સંખ્યામાં હિંસાનાં અને અપમાનનાં એવાં કૃત્યો કરીએ છીએ કે જે આપણા ધ્યાનમાં પણ નથી હોતાં. બિનરશિયનો જોડે કેવું વર્તન કરવામાં આવે છે તે વિશેનાં મારાં વોલ્ગા-સંસ્મરણોને યાદ કરશો તો પૂરતું છે. તેમાં બતાવવામાં આવ્યું છે કે પોલૅંડવાસીઓને કેવી રીતે 'પોલ્યાચિશ્કા' સિવાય બીજા કોઈ નામે બોલાવવામાં આવતા નથી, તાતારની ઠેકડી ઉડાડવાની કેવી ફક્ત એક જ રીત છે તેને 'રાજકુમાર' કહીને બોલાવવાની, કેવી રીતે ઉક્રાઈનિયનો હંમેશાં 'ખોખોલો' જ હોય છે અને જ્યોર્જિયનો તથા બીજા કોકેસિયન પ્રજાજનો હંમેશાં 'કાપ્કાસિયનો' જ હોય છે.

એટલે જ ઉત્પીડક રાષ્ટ્રોનો, કે પછી જે રીતે તેમને ઓળખવામાં આવે છે તેમ "મહાન" રાષ્ટ્રોનો (જોકે તેઓ મહાન તો ફક્ત હિંસાની બાબતમાં જ હોય છે, ફક્ત મૂઢ જુલમગારો જેવા જ મહાન હોય છે), આંતરરાષ્ટ્રવાદ માત્ર રાષ્ટ્રોની ઔપચારિક સમાનતાના પાલનમાં જ નહિ પરંતુ અમલમાં પ્રવર્તિત અસમાનતાનો બદલો ચૂકતો કરે એવી ઉત્પીડક રાષ્ટ્રની, મહાન રાષ્ટ્રની,

અસમાનતામાં પણ સમાયેલો હોવો જોઈએ. જે કોઈ આ વાતને ન સમજે તે રાષ્ટ્રીય સવાલ પ્રત્યેના સાચા સર્વહારા વર્ગીય વલણને નથી સમજ્યો, તે પોતાના દૃષ્ટિકોણમાં હજુ પણ નિમ્ન-મૂડીવાદી છે, અને એટલે તે ખાતરીપૂર્વક મૂડીવાદી દૃષ્ટિકોણ ઉપર ઊતરી આવવાનો જ.

સર્વહારા માટે મહત્ત્વનું શું છે? સર્વહારા માટે એ ફક્ત મહત્ત્વનું જ નહિ પરંતુ આવશ્યક પણ છે કે બિનરશિયનો સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષમાં શક્ય એટલો વધારેમાં વધારે વિશ્વાસ મૂકશે એ વાતની તેને ખાતરી હોય. એવી ખાતરી ઊભી કરવા માટે શાની જરૂર છે? કેવળ ઔપચારિક સમાનતાની જ નહિ. "વર્ચસ્વ" ધરાવતા રાષ્ટ્રની સરકારે ભૂતકાળમાં બિનરશિયનોને જે વિશ્વાસના અભાવના, સંદેહના, અને અપમાનોના ભોગ બનાવ્યા છે તેનું તેમને એક યા બીજી રીતે, પોતાના વલણ દ્વારા યા સમાધાન દ્વારા, વળતર ચૂકવવાનું પણ જરૂરી છે.

હું માનું છું કે બોલ્શેવિકોને, સામ્યવાદીઓને, આ વાત અધિકતર વિગતોમાં સમજાવવાની જરૂર નથી. અને હું માનું છું કે વર્તમાન દાખલામાં, જ્યોર્જિયન રાષ્ટ્રનો સંબંધ છે ત્યાં સુધી, આપણી સમક્ષ એવી લાક્ષણિક બાબત છે કે જેમાં સાચી રીતનું સર્વહારા વર્ગીય વલણ ગહનગંભીર સાવચેતી, વિચારપૂર્ણતા, અને સમાધાનની તૈયારીને આપણે માટે જરૂરી બાબત બનાવી દે છે. જે જ્યોર્જિયન પ્રજાજન સવાલના આ અંગ પ્રત્યે બેદરકાર રહે છે અથવા "સામાજિક-રાષ્ટ્રવાદ"ના આરોપો બેપરવાઈથી આમતેમ ફેંકતો જાય છે (જ્યારે તે પોતે જ વાસ્તવિક અને ખરેખરો "સામાજિક-રાષ્ટ્રવાદી" અને હલકટ મૂઢ રશિયન જુલમગાર પણ હોય છે) તે તાત્ત્વિક દૃષ્ટિએ સર્વહારા વર્ગીય ઐક્યનાં હિતોનું ઉલ્લંઘન કરે છે કેમ કે સર્વહારા વર્ગીય ઐક્યના વિકાસની તથા તેની મજબૂતીની ક્રિયાને રાષ્ટ્રીય અન્યાય જેટલા પ્રમાણમાં બીજી કોઈ બાબત નથી અટકાવી રાખી શકતી; જેમની લાગણી "દુભાઈ" હોય એવા પ્રજાજનો સમાનતાની ભાવનાની બાબતમાં અને એ ભાવનાના ઉલ્લંઘનની બાબતમાં—એવું ઉલ્લંઘન ભલે બેદરકારી દ્વારા કે મજાક રૂપે જ થયું હોય તોપણ—એ સમાનતાના તેમના સર્વહારા વર્ગીય સાથીઓ દ્વારા થતા ઉલ્લંઘનની બાબતમાં જેટલા લાગણીપ્રધાન હોય છે એટલા બીજી કોઈ બાબતમાં નથી હોતા. એટલે જ એ બાબતમાં રાષ્ટ્રીય લઘુસંખ્યાઓ પ્રત્યે છૂટછાટો તથા ક્ષમાશીલતામાં ન્યૂનતા કરતાં અધિકતા વ્યક્ત થાય તે વધારે સારું. એટલે જ આ બાબતમાં સર્વહારા

વર્ગના ઐક્યનાં, અને એટલે સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષનાં, મૂળભૂત હિતો આવશ્યક બનાવે છે કે આપણે રાષ્ટ્રીય સવાલ પ્રત્યે ઔપચારિક વલણ કદી ન અખત્યાર કરીએ પરંતુ ઉત્પીડિત (અથવા નાના) રાષ્ટ્રના સર્વહારાના ઉત્પીડક (અથવા મહાન) રાષ્ટ્ર પ્રત્યેના વિશિષ્ટ વલણને હંમેશાં ધ્યાનમાં રાખીએ.

**લેનિન**

એમ. વી.ને લખાવવામાં
આવેલી નોંધો
૩૧ ડિસેંબર, ૧૯૨૨

નોંધો — આગળ ચાલુ
૩૧ ડિસેંબર, ૧૯૨૨

વર્તમાન પરિસ્થિતિમાં કેવાં અમલી પગલાં લેવાં જ જોઈએ?

**પ્રથમ**, સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘને આપણે જાળવી રાખવો જ જોઈએ અને મજબૂત બનાવવો જ જોઈએ. એ વાતમાં મુદ્દલ સંદેહ હોઈ શકે જ નહિ. એ પગલું આપણે માટે જરૂરી છે અને વિશ્વ મૂડીદાર વર્ગની વિરુદ્ધના સંઘર્ષમાં તથા મૂડીવાદી કાવાદાવા વિરુદ્ધ પોતાના રક્ષણ માટે વિશ્વ સામ્યવાદી સર્વહારા વર્ગને માટે જરૂરી છે.

**બીજું**, સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘને તેના ડિપ્લોમેટિક તંત્રને કારણે કાયમ રાખવો જ જોઈએ. વળી એ તંત્ર આપણા રાજ્યતંત્રનું અસાધારણ ઘટક છે. જૂના ઝારશાહી તંત્રમાંથી એક પણ વગદાર માણસને આપણે તેમાં દાખલ થવા દીધો નથી. જરા પણ સત્તા ધરાવતા હોય એવા બધા વિભાગો કોમ્યુનિસ્ટોના બનેલા છે. એટલે જ, તેણે પોતાને માટે ક્યારની એવા વિશ્વાસપાત્ર સામ્યવાદી તંત્રની નામના હાંસલ કરી લીધી છે (આ વાત હિંમતપૂર્વક કહેવાવી જોઈએ) કે જેમાંથી જૂનાં ઝારશાહી અને મૂડીવાદી તથા નિમ્ન-મૂડીવાદી તત્ત્વોને, જે બીજાં લોક-કોમિસારિયાતોથી આપણે કામ ચલાવી લેવું પડે છે તેના કરતાં અતુલનીય રીતે અધિકતર પ્રમાણમાં, સાફ કરી નાખવામાં આવ્યાં છે.

**ત્રીજું**, કોમરેડ ઓર્જોનિકીદ્ઝેની ઉપર દાખલારૂપ સજા ફટકારવી જોઈએ (આમ કહેતાં મને એ કારણે ખૂબ વધારે દિલગીરી થાય છે કે હું તેના અંગત મિત્રોમાંનો એક છું અને મેં પરદેશમાં તેની સાથે રહીને કામ કર્યું છે) અને દ્ઝેર્ઝીન્સ્કીના કમિશને એકઠી કરેલી બધી સામગ્રીની તપાસ, એ સામગ્રીમાં નિસ્સંદેહ ભરેલા અન્યાયો તથા પક્ષપાતી ફેંસલાઓના ભારે મોટા ઢગલાને સુધારી લેવા માટે, કાં તો પૂરી કરવી જોઈએ અથવા નવેસરથી શરૂ કરવી જોઈએ. આ બધી ખરેખરી રશિયન રાષ્ટ્રવાદી ઝુંબેશની રાજનૈતિક જવાબદારી બેશક સ્તાલિન અને દ્ઝેર્ઝીન્સ્કીને માથે જ મુકાવી જોઈએ.

**ચોથું**, આપણા સંઘનાં બિનરશિયન પ્રજાસત્તાકોમાં રાષ્ટ્રીય ભાષાના ઉપયોગ વિશે કડકમાં કડક નિયમો દાખલ કરવા જોઈએ અને એ નિયમોની કાળજીપૂર્વક ચકાસણી થવી જોઈએ. એ વાતમાં મુદ્દલ શંકાને સ્થાન નથી જ કે આપણું તંત્ર જેવું છે તેમાં રેલવે વ્યવસ્થાની અખંડતાને બહાને, નાણાભંડોળ સેવા વ્યવસ્થાની અખંડતાને બહાને, અને એવાં બીજાં બહાનાંને આધારે, ઢગલાબંધ ખરેખરાં રશિયન દુરાચરણો ચોક્કસ થવાનાં જ. એવાં દુરાચરણો વિરુદ્ધના સંઘર્ષના સંબંધમાં એ સંઘર્ષ ચલાવવાની જવાબદારી લેનારા માણસોમાં વિશેષ સાચદિલીની આવશ્યકતાનો ઉલ્લેખ નહિ કરીએ, પણ એ સંઘર્ષમાં ખાસ કાબેલિયત આવશ્યક છે. તેને માટે વિગતવાર નિયમાવલિની જરૂર પડશે અને એવી નિયમાવલિને જરા પણ સફળતાથી ઘડવી હોય તો તેને લાગતાવળગતા પ્રજાસત્તાકમાં વસતા પ્રજાજનો જ ઘડી શકે. અને વળી આપણે અગાઉથી એ વાતની ખાતરી ન ધરાવી શકીએ કે એ કામના પરિણામે આપણે સોવિયેતોની આપણી આગામી કોંગ્રેસમાં એક ડગલું પાછા નહિ હઠીએ, અર્થાત્ સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘને ફક્ત લશ્કરી અને ડિપ્લોમૅટિક બાબતો માટે જ કાયમ રાખીએ અને બીજી બધી બાબતોમાં અલગ અલગ લોક-કોમિસારિયાતોની પૂર્ણ સ્વતંત્રતાની પુન:સ્થાપના કરી દઈએ.

એ વાતને ધ્યાનમાં રાખવી જ જોઈએ કે લોક-કોમિસારિયાતોના વિકેંદ્રીકરણથી અને મોસ્કો તથા બીજાં કેંદ્રોનો સંબંધ છે ત્યાં સુધી તેમના કામમાં સંયોજનના અભાવથી થતા ગેરલાભનો બદલો પાર્ટીની અધિકારિતા વડે જો એ અધિકારિતાનો ઉપયોગ પૂરતા પ્રમાણમાં શાણપણથી તથા બિનપક્ષપાતી રીતે કરવામાં આવે તો જ પૂરી રીતે વાળી શકાય; રાષ્ટ્રીય તંત્રો અને રશિયન તંત્ર વચ્ચે એકતાના અભાવમાંથી આપણા રાજ્ય માટે પરિણમી શકે તે હાનિ, ફક્ત આપણને જ નહિ પરંતુ સમગ્ર ઇન્ટરનેશનલને અને આપણને અનુસરીને નજીકના ભવિષ્યમાં ઇતિહાસના રંગમંચ ઉપર આગળ આવવા નિયત થયેલા એશિયાની પ્રજાઓના કરોડો લોકોને કરવામાં આવતી હાનિ કરતાં અત્યંત, બેહદ ઓછી છે. પૂર્વના પ્રથમ કદમોની પૂર્વવેળાએ, તે જાગી રહ્યું છે એ જ ઘડીએ, પૂર્વની પ્રજાઓની દૃષ્ટિમાં આપણી અધિકારિતાને આપણે આપણી પોતાની બિનરશિયન પ્રજાઓ પ્રત્યે જરાકમાં જરાક જેટલાં કરડાકી કે અન્યાય દ્વારા પણ ધક્કા પહોંચાડીએ તો એ અક્ષમ્ય તકવાદ ગણાશે. મૂડીવાદી દુનિયાનો બચાવ કરતા પશ્ચિમી સામ્રાજ્યવાદીઓની વિરુદ્ધ એકત્રિત થવાની જરૂરત એક વાત છે. એ વિશે કોઈ જાતનો સંદેહ હોઈ શકે જ નહિ

અને તેને મારા બિનશરતી અનુમોદન વિશે બોલવાનું મારે માટે અનાવશ્યક ગણાય. પરંતુ એ તદ્દન જુદી જ વાત છે કે આપણે પોતે જ ઉત્પીડિત પ્રજાઓ પ્રત્યે સામ્રાજ્યવાદી વલણો અપનાવવા જેવા દોષ કરીને, પછી એ ભલે નજીવી બાબતોમાં જ કેમ ન હોય, આપણી સિદ્ધાંતને અનુરૂપ સમગ્ર સાચદિલીના તેમ જ સામ્રાજ્યવાદ વિરુદ્ધ સંઘર્ષના આપણા સઘળા સૈદ્ધાંતિક બચાવના પાયા ખોદી નાખીએ. પરંતુ વિશ્વ-ઇતિહાસનો કાલનો દિવસ એવો દિવસ હશે કે જ્યારે સામ્રાજ્યવાદ દ્વારા ઉત્પીડિત પ્રજાઓમાં આખરે પૂર્ણ જાગૃતિ ફેલાઈ જશે અને તેમના સ્વાતંત્ર્ય માટેનો નિર્ણાયક, લાંબો, કઠિન, સંઘર્ષ શરૂ થઈ જશે.

૩૧ ડિસેંબર, ૧૯૨૨ **લેનિન**

એમ. વી. ને લખાવવામાં
આવેલી નોંધો

૧૯૫૬માં 'કોમ્મુનીસ્ત'
અંક ૯માં પહેલી વાર
પ્રકાશિત

## ટિપ્પણીઓ

[1] **નોટિસ** (ઇઝવેશ્ચેનિયે) — 'રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની સેંટ્રલ કમિટી અને પાર્ટીના મુખ્ય કાર્યકરોના ૧૯૧૩ના ગ્રીષ્મ સંમેલનની નોટિસ અને ઠરાવો' નામક પુસ્તિકાનું સંક્ષિપ્ત શીર્ષક. એ પુસ્તિકા કેંદ્રીય સમિતિએ ૧૯૧૩માં પ્રકાશિત કરી હતી. — પૃ. ૫

[2] આ ઉલ્લેખ 'માર્ક્સવાદ અને રાષ્ટ્રીય સવાલ' નામના સ્તાલિનના લેખ વિશે છે. એ લેખ ૧૯૧૨ના અંતમાં તથા ૧૯૧૩ના આરંભમાં વિયેનામાં લખવામાં આવ્યો હતો અને ૧૯૧૩માં 'પ્રોસ્વેશ્ચેનિયે' (પ્રબોધન)ના અંક ૩, ૪, તથા ૫માં 'રાષ્ટ્રીય સવાલ અને સામાજિક-લોકશાહીવાદ' શીર્ષક હેઠળ પ્રકાશિત થયો હતો. — પૃ. ૫

[3] **"અર્થવાદી"** — "અર્થવાદ"નું સમર્થન કરનાર. અર્થવાદની પ્રવૃત્તિ ઓગણીસમી સદીના અંતમાં તથા વીસમી સદીના આરંભમાં રૂસી સામાજિક-લોકશાહીવાદમાં ઉદ્ભવેલી તકવાદી પ્રવૃત્તિ હતી. અર્થવાદીઓએ કામદાર વર્ગના સંઘર્ષને ઊંચા પગાર તથા કામની બહેતર હાલત વગેરે પૂરતો જ સીમિત રાખ્યો અને ભારપૂર્વક જાહેર કર્યું કે રાજકીય સંઘર્ષ ઉદારવાદી મૂડીવાદીઓનું કામ છે. તેમણે કામદાર વર્ગની આગેવાનીની ભૂમિકાનો અને કામદાર આંદોલનમાં ક્રાંતિકારી સિદ્ધાંતનો અસ્વીકાર કર્યો. અર્થવાદ મુજબ કામદાર આંદોલન કેવળ આપમેળે વિકસિત આંદોલન હોવું જોઈએ. લેનિને 'શું કરીએ?' નામની પોતાની કૃતિમાં અર્થવાદની વિચારસરણીની આકરી ટીકા કરી હતી અને જણાવ્યું હતું કે આ પૂરેપૂરી મૂડીવાદી અને ગલત વિચારસરણી છે. — પૃ. ૬

[4] **"કાનૂની માર્ક્સવાદ"** — "કાનૂની માર્ક્સવાદીઓ" મૂડીવાદી બુદ્ધિજીવીઓ હતા અને પોતાના વિચારો કાનૂની, અર્થાત્ ઝારશાહી સેન્સરશિપની પરવાનગીથી બહાર પડતાં, અખબારો તથા સામયિકોમાં માર્ક્સવાદના વાવટા હેઠળ પ્રકાશિત કરતા. તેમણે માર્ક્સવાદને તેમ જ કામદાર વર્ગીય આંદોલનને મૂડીવાદી વર્ગની જરૂરિયાતો મુજબ વાળવાની કોશિશ કરી. — પૃ. ૬

[5] **મેન્શેવિકો** — રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની અંદર નિમ્ન-મૂડીવાદી તકવાદી વહેણના અનુયાયીઓ, કામદાર વર્ગની અંદર મૂડીદાર વર્ગના પ્રભાવનાં વાહનો. ર. સો. ડે. લે. પાર્ટીની ૧૯૦૩ના ઑગસ્ટમાં ભરાયેલી બીજી કૉંગ્રેસમાં પાર્ટીનાં કેંદ્રીય અંગોની ચૂંટણી દરમિયાન તેઓ લઘુમતીમાં (લઘુમતી માટેનો રશિયન ભાષાનો શબ્દ છે: મેન્શિન્સ્ત્વો) રહી ગયા ત્યારથી તેઓ મેન્શેવિકોના નામે ઓળખાવા લાગ્યા, અને લેનિનની આગેવાની હેઠળના ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓને બહુમતી (રશિયન ભાષામાં: બોલ્શિન્સ્ત્વો) મળતાં તેઓ બોલ્શેવિકો કહેવાયા. મેન્શેવિકોએ મૂડીદાર વર્ગની જોડે સમજૂતી કરી લેવાની હિમાયત કરી.

૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓ મૂડીવાદી કામચલાઉ સરકારમાં દાખલ થઈ ગયા. એ સરકારની સામ્રાજ્યવાદી નીતિનું તેમણે સમર્થન કર્યું અને સર્વહારા ક્રાંતિના વધતા જતા જુવાળની સામે તેઓ લડયા. સોવિયેતોમાં પણ તેમણે એવી જ નીતિ અપનાવી અને કામચલાઉ સરકારને ટેકો આપ્યો તથા ક્રાંતિકારી આંદોલન ઉપરથી જનતાનું ધ્યાન દૂર હઠાવવાની કોશિશ કરી.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી મેન્શેવિકોએ ઉઘાડી પ્રતિક્રાંતિકારી પાર્ટીનું રૂપ લઈ લીધું અને સોવિયેત સત્તાની વિરુદ્ધ લક્ષ્યાંકિત કાવતરાં તથા બળવાઓનું સંગઠન કર્યું તેમ જ તેમાં ભાગ લીધો. — પૃ. ૬

[6] **વિસર્જનવાદી** — ૧૯૦૫—૧૯૦૭ની ક્રાંતિના પરાજય પછી મેન્શેવિકો (રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનું તકવાદી જૂથ)ની અંદર ઉદ્‌ભવ પામેલી પ્રવૃત્તિના સમર્થકો. તેમણે ગેરકાનૂની રીતે કામ કરતી ક્રાંતિકારી મજૂર પાર્ટીને ખતમ કરી નાખવાની માગણી કરી. તેમણે કામદારોને ઝારશાહીની વિરુદ્ધની પોતાની ક્રાંતિકારી લડત બંધ કરી દેવા સમજાવ્યા. તેની સાથે સાથે તેમણે કામદાર વર્ગની સક્રિય પાર્ટીની જગ્યાએ એવી તકવાદી 'કાનૂની કામદાર પાર્ટી' સ્થાપવાની કોશિશ કરી કે જે ઝારશાહીની માન્યતા ધરાવતા કાર્યક્રમ મુજબ કામ કરે. લેનિન અને બીજા બોલ્શેવિકોએ વિસર્જનવાદીઓને સતત ઉઘાડા પાડયા અને બતાવી આપ્યું કે એ લોકો ક્રાંતિના દ્રોહીઓ છે. કામદારોની અંદર વિસર્જનવાદીઓની મુદ્દલ અસર નહોતી. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીના ૧૯૧૨ના જાન્યુઆરીમાં ભરાયેલા પ્રાગ સંમેલનમાં તેમને પાર્ટીની બહાર હાંકી કાઢવામાં આવ્યા. — પૃ. ૬

[7] ઈસ્ક્રા (તણખો) — ૧૯૦૦ના વર્ષમાં લેનિને સ્થાપેલું પ્રથમ અખિલ રશિયન માર્ક્સવાદી રાજકીય અખબાર. એ અખબારે કામદાર વર્ગની ક્રાંતિકારી માર્ક્સવાદી પાર્ટીની સ્થાપનામાં મહાન ભૂમિકા ભજવી. લેનિનના 'ઈસ્ક્રા' અખબારનો પહેલો અંક લીપઝિગમાં પ્રકાશિત થયો હતો અને પછીના અંકો મ્યુનિખમાં પ્રકાશિત થયા હતા. ત્યાર બાદ તે ૧૯૦૨ના જુલાઈ માસથી લંડનમાં અને ૧૯૦૩ની વસંતથી જીનિવામાં પ્રકાશિત થવા લાગ્યું. 'ઈસ્ક્રા' અખબારે પાર્ટીને વૈચારિક તેમ જ સંગઠનાત્મક દૃષ્ટિએ મક્કમ બનાવવાની કામગીરી બજાવી. લેનિનની પહેલકદમીને અનુસરીને તેમ જ તેમની સીધી સામેલગીરી સાથે 'ઈસ્ક્રા'ના સંપાદક મંડળે પાર્ટીના કાર્યક્રમનો ખરડો ઘડી કાઢયો અને રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કોંગ્રેસની તૈયારી કરી. બીજી કોંગ્રેસ ૧૯૦૩ના જુલાઈ તથા ઑગસ્ટ મહિનાઓમાં ભરવામાં આવી. કોંગ્રેસ ભરાવાના સમય સુધી રશિયાનાં મોટા ભાગનાં સ્થાનિક સામાજિક-લોકશાહીવાદી સંગઠનોએ 'ઈસ્ક્રા' અખબારનું સમર્થન કર્યું, તેની કાર્યનીતિને તથા તેના કાર્યક્રમને તેમ જ તેની સંગઠન સંબંધી યોજનાને ટેકો આપ્યો, અને તેને પોતાના માર્ગદર્શક અખબાર તરીકે અપનાવી લીધું. લેનિને તથા તેમના સમર્થકોએ 'ઈસ્ક્રા'ની કટારોનો ઉપયોગ "અર્થવાદીઓ"ની સામે, આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની અંદર જાહેર થતાં તકવાદનાં સઘળાં લક્ષણોની સામે, અને રશિયન તથા પશ્ચિમ યુરોપના સામાજિક-લોકશાહીવાદી આંદોલનની અંદર સુધારણાવાદીઓની સામે ક્રાંતિકારી માર્ક્સવાદી લડત ચલાવવા માટે કર્યો.

રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કોંગ્રેસે અપનાવેલા એક ખાસ ઠરાવમાં 'ઈસ્ક્રા' અખબારે પાર્ટી માટેના સંઘર્ષમાં ભજવેલી અસાધારણ ભૂમિકાની નોંધ લેવામાં આવી અને તેને રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીનું કેંદ્રીય મુખપત્ર જાહેર કરવામાં આવ્યું. બીજી કોંગ્રેસ પછી મેન્શેવિકોએ પ્લેખાનોવની સહાય વડે 'ઈસ્ક્રા' અખબાર ઉપર કબજો કરી લીધો અને તેને બાવનમા અંકથી પોતાના જૂથના મુખપત્રમાં પલટાવી નાખ્યું. એ વખતથી તેને પુરાણા લેનિનવાદી બોલ્શેવિક 'ઈસ્ક્રા' અખબારથી જુદું તારવવા માટે તેનો ઉલ્લેખ મેન્શેવિક તકવાદી અખબાર નવીન 'ઈસ્ક્રા' તરીકે કરવાનો દસ્તૂર પડયો. — પૃ. ૬

[8] **બુંદવાદી** — 'લિથુઆનિયા, પોલેંડ, અને રશિયાના યહૂદી કામદારોના અખિલ સંઘ'નો સભ્ય. એ સંઘની સ્થાપના ૧૮૯૭માં થઈ હતી. એ સંઘમાં

મુખ્યત્વે રશિયાના પશ્ચિમ પ્રદેશોના અર્ધસર્વહારાઓનું સંગઠન થયું હતું. બુંદે રશિયાના કામદાર આંદોલનમાં રાષ્ટ્રવાદ તથા અલગતાવાદને દાખલ કર્યા. ૧૯૧૭ની મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી બુંદના આગેવાનોએ સોવિયેત સરકારની વિરુદ્ધના સંઘર્ષમાં મૂડીવાદી સામંતી પ્રત્યાઘાતી શક્તિઓને મદદ કરી. ૧૯૨૧ના માર્ચમાં બુંદે સ્વેચ્છાએ પોતાનું વિસર્જન કરી નાખવાનું નક્કી કર્યું. — પૃ. ૬

[9] **સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા** — રાષ્ટ્રીય સવાલના સંબંધમાં ઑસ્ટ્રિયાના સામાજિક-લોકશાહીવાદી આગેવાનો ઑટો બાઉએર તથા કાર્લ રેનરે ૧૮૯૦–૧૯૦૦ દરમિયાન રજૂ કરેલો એક તકવાદી કાર્યક્રમ. એ કાર્યક્રમમાં રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનો અસ્વીકાર કરવામાં આવ્યો હતો. કાર્યક્રમનો સાર આવો હતો: દેશના કોઈ પણ ભાગમાં વસતા એક જ રાષ્ટ્રીયતાના સઘળા લોકોનો એવો સ્વાયત્ત રાષ્ટ્રીય સંઘ રચવામાં આવે કે જેને સાર્વજનિક કેળવણી (દરેક રાષ્ટ્રીયતાના લોકો માટે અલગ અલગ નિશાળ) તથા બીજી સાંસ્કૃતિક પ્રવૃત્તિઓના પૂરા બંદોબસ્તનો અધિકાર સરકાર તરફથી મળે. એવી નીતિનો અમલ થયો હોત તો દરેક રાષ્ટ્રીય સમૂહની અંદર ધર્માધિકારીઓનો તથા પ્રત્યાઘાતી રાષ્ટ્રવાદી વિચારસરણીનો પ્રભાવ વધારે જોરદાર બની ગયો હોત. રાષ્ટ્રો વચ્ચે અણબનાવ પેદા કરીને એ કાર્યક્રમે કામદારોના સંગઠનમાં પણ અવરોધ ઊભા કર્યા હોત. રશિયામાં સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાના સૂત્રનું સમર્થન વિસર્જનવાદીઓ, બુંદવાદીઓ, અને જ્યોર્જિયન મેન્શેવિકોએ કર્યું હતું. લેનિને કેટલાય લેખોમાં એ કાર્યક્રમની સખત ટીકા કરી હતી અને જણાવ્યું હતું કે આ "પૂરેપૂરી મૂડીવાદી અને એકદમ ગલત વિચારસરણી" છે તથા તેનું ધ્યેય "બધાં રાષ્ટ્રોને એક વિશેષ રાજ્યસંસ્થા દ્વારા ખૂબ મજબૂત અને કાયમી પાયા પર એકબીજાથી અલગ કરી દેવાનું છે." — પૃ. ૭

[10] **કેડેટો** — રશિયામાં ઉદારવાદી-રાજશાહીવાદી મૂડીદાર વર્ગની અગ્રિમ પાર્ટી બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના સભ્યો. તેની સ્થાપના ૧૯૦૫ના ઑક્ટોબર માસમાં થઈ હતી અને તે મૂડીદાર વર્ગના, જમીનમાલિકોના, અને મૂડીવાદી બુદ્ધિજીવીઓના પ્રતિનિધિઓની બનેલી હતી. જનતાને છેતરવા માટે કેડેટો પોતાની પાર્ટીને 'જનતાની આઝાદીની પાર્ટી' કહેવડાવતા, પરંતુ હકીકતમાં બંધારણીય રાજશાહીની માગણી કરવાથી આગળ તેઓ કદી ગયા જ નહોતા.

પ્રથમ વિશ્વ-યુદ્ધ દરમિયાન (૧૯૧૪–૧૯૧૮) કેડેટોએ ઝારશાહી સરકારની વિસ્તારવાદી વિદેશ નીતિને સક્રિય ટેકો આપ્યો અને ૧૯૧૭માં જ્યારે

ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ શરૂ થઈ ત્યારે તેમણે રાજશાહીને બચાવી લેવાની કોશિશ કરી. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી તેઓ સોવિયેત સત્તાના કટ્ટર દુશ્મનો બની ગયા અને બધી સશસ્ત્ર પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં તેમ જ દખલબાજોની ચડાઈઓમાં તેમણે ભાગ લીધો. — પૃ. ૭

[11] **બર્નસ્ટાઇનવાદ** — જર્મન અને આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદમાં એક માર્ક્સવાદવિરોધી પ્રવૃત્તિ. એ પ્રવૃત્તિ ઓગણીસમી સદીના અંતમાં અસ્તિત્વમાં આવી હતી અને તેનું નામ જર્મન સામાજિક-લોકશાહીવાદી એડવર્ડ બર્નસ્ટાઇન જોડે સંબદ્ધ હતું. ૧૮૯૬-૧૮૯૮ દરમિયાન બર્નસ્ટાઇને જર્મન સામાજિક-લોકશાહીવાદીઓના સૈદ્ધાંતિક અખબાર *«Die Neue Zeit»* (નવયુગ)માં 'સમાજવાદની સમસ્યાઓ' નામે એક લેખમાળા લખી. એ લેખમાળામાં એણે સ્વતંત્ર આલોચનાનું સૂત્ર પોકારીને માર્ક્સવાદના દાર્શનિક, આર્થિક, અને રાજનૈતિક આધારોમાં સુધારણા કરવાનો પ્રયત્ન કર્યો, અને એ આધારોના સ્થાને એણે આંતરવિરોધોના સુમેળના તથા વર્ગોના સહયોગના સિદ્ધાંતો રજૂ કર્યા. એણે કામદાર વર્ગની વધતી જતી ગરીબી, વર્ગોના તીવ્ર બનતા જતા આંતરવિરોધો, કટોકટીઓ, મૂડીવાદનું અનિવાર્ય પતન, સમાજવાદી ક્રાંતિ, અને સર્વહારા વર્ગની અગ્રેસરતાના માર્ક્સના સિદ્ધાંતોની ઉપર પ્રહારો કર્યા, અને સામાજિક સુધારાવાદનો કાર્યક્રમ પેશ કર્યો. એ કાર્યક્રમ "આંદોલન સર્વ કંઈ, આખરી ધ્યેય કંઈ નહિ" એ સૂત્રમાં વ્યક્ત થયો હતો. ૧૮૯૯માં બર્નસ્ટાઇનના લેખોની એક અલગ પુસ્તિકા પ્રકાશિત થઈ. એ પુસ્તિકાનું નામ હતું: 'સમાજવાદની પૂર્વશરતો અને સામાજિક-લોકશાહીવાદીઓનાં કર્તવ્યો'. જર્મન સામાજિક-લોકશાહીવાદીઓના મવાળપંથીઓએ અને બીજી ઇન્ટરનેશનલની અન્ય પાર્ટીઓના તકવાદીઓએ એ પુસ્તિકાનું સમર્થન કર્યું. રૂસી "અર્થવાદીઓ" પણ એ સમર્થકોમાં સામેલ હતા. રશિયામાં બર્નસ્ટાઇનના અનુયાયીઓ "કાનૂની માર્ક્સવાદીઓ", "અર્થવાદીઓ", "બુંદવાદીઓ" અને મેન્શેવિકો હતા. લેનિનની આગેવાની હેઠળ બોલ્શેવિક પાર્ટીએ બર્નસ્ટાઇન અને તેના અનુયાયીઓની વિરુદ્ધ મક્કમ અને નિશ્ચયપૂર્વક લડત કરી. — પૃ. ૭

[12] **યમદૂતો** — ક્રાંતિકારી આંદોલનની વિરુદ્ધ લડવા માટે ઝારશાહી પોલીસે સંગઠિત કરેલી રાજશાહીવાદી ટોળકીઓ. તેઓ ક્રાંતિકારીઓનાં ખૂન કરતા, પ્રગતિશીલ બુદ્ધિજીવીઓની ઉપર હુમલા કરતા, અને યહૂદીઓના હત્યાકાંડ યોજતા. — પૃ. ૧૧

[13] 'ઝાર્યા' — 'ઈસ્ક્રા'ના તંત્રીમંડળ દ્વારા ૧૯૦૧ — ૧૯૦૨ દરમિયાન સ્ટુટગાર્ટમાં પ્રકાશિત કાયદેસર માર્ક્સવાદી વૈજ્ઞાનિક તથા રાજનૈતિક સામયિક. બધા મળીને તેના ચાર અંક (ત્રણ પ્રકાશનોમાં) છપાયા હતા. 'ઝાર્યા' સામયિક આંતરરાષ્ટ્રીય તેમ જ રૂસી સુધારણાવાદની ટીકા અને માર્ક્સવાદના સૈદ્ધાંતિક આધારોનું સમર્થન કરતું હતું. — પૃ. ૧૧

[14] **પ્રગતિવાદીઓ** — રશિયન લિબરલ રાજશાહીવાદી મૂડીદાર વર્ગનું એક જૂથ. તેણે રાજ્ય-દૂમાની ચૂંટણીઓમાં તેમ જ દૂમાની અંદર પણ મૂડીવાદી અને સામંતી પાર્ટીઓ તથા જૂથોનાં વિભિન્ન તત્ત્વોને "જૂથબંધીના વિરોધ"ના નામે એકત્ર કરવાની કોશિશ કરી.

૧૯૧૨ના નવેંબરમાં પ્રગતિવાદીઓએ ખુદ પોતાની સ્વતંત્ર રાજકીય પાર્ટી સ્થાપી. લેનિને કહેલું તેમ "સભ્યો અને વિચારસરણી બન્ને દૃષ્ટિએ પ્રગતિવાદીઓ ઑક્ટોબરવાદીઓ તથા કેડેટોની જારજ ઓલાદ હતા."

પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન પ્રગતિવાદીઓનું જોર વધી ગયું. તેમણે લશ્કરી સરદારીને બદલાવી નાખવાની, મોર્ચાની જરૂરતો સંતોષવા માટે ઉદ્યોગોને પૂરજોરથી ચલાવવાની, અને એવી "જવાબદાર સરકાર" કાયમ કરવાની માંગ ઉઠાવી કે જેમાં રશિયન મૂડીદાર વર્ગના પ્રતિનિધિઓ સામેલ હોય. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી કેટલાય પ્રગતિવાદી આગેવાનો મૂડીવાદી કામચલાઉ સરકારમાં જોડાઈ ગયા. મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી પ્રગતિવાદી પાર્ટીએ સોવિયેત સત્તા વિરુદ્ધ સક્રિય સંઘર્ષ ચલાવ્યો. — પૃ. ૧૨

[15] **'રાષ્ટ્રીય સવાલ વિશે ટીકાત્મક વિચારો'** નામક લેખ ૧૯૧૩ના ઑક્ટોબર અને ડિસેંબર મહિનાઓ દરમિયાન લખવામાં આવ્યો હતો અને એ જ વર્ષમાં કાનૂની બોલ્શેવિક સામયિક 'પ્રોસ્વેશ્ચેનિયે'ના અંક નંબર ૧૦, ૧૧, તથા ૧૨માં પ્રકાશિત થયો હતો.

લેનિને એ લેખ લખતાં પહેલાં ૧૯૧૩ના ઉનાળામાં કેટલાંક સ્વિસ શહેરોમાં — ઝુરિક, જીનિવા, લાઉસાન્ને, અને બર્નમાં — રાષ્ટ્રીય સવાલ વિશે પ્રવચનો કર્યાં હતાં.

લેનિને ૧૯૧૩ની શરદ ઋતુમાં રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની કેંદ્રીય સમિતિ તથા મુખ્ય કાર્યકરોના ઓગસ્ટ (ગ્રીષ્મ) સંમેલનમાં રાષ્ટ્રીય સવાલ વિશે રિપોર્ટ પેશ કર્યો. લેનિને ઘડેલો ઠરાવ તેમના પ્રવચન પછી અપનાવી લેવામાં આવ્યો. સંમેલન પૂરું થઈ ગયા પછી લેનિને 'રાષ્ટ્રીય સવાલ વિશે ટીકાત્મક વિચારો' લેખ સંબંધી કાર્ય શરૂ કર્યું. — પૃ. ૧૩

16 **'સેવેર્નાયા પ્રાવદા'** (ઉત્તરનું સત્ય)—કાનૂની બોલ્શેવિક દૈનિક 'પ્રાવદા'નાં કેટલાંય નામોમાંનું એક. ૧૯૧૩માં ઑગસ્ટની પહેલી તારીખથી સપ્ટેંબરની સાતમી તારીખ સુધી 'પ્રાવદા' દૈનિક ઉપરોક્ત નામે પ્રકાશિત થયું હતું. (જુઓ ટિપ્પણી નં. ૪૬)—પૃ. ૧૩

17 **'ત્સાઈત'** (સમય)—'બુંદ'નું સાપ્તાહિક મુખપત્ર. તે ૧૯૧૨ના ડિસેંબરની ૨૦મી (૧૯૧૩ના જાન્યુઆરીની બીજી) તારીખથી ૧૯૧૪ના મે માસની ૫(૧૮)મી તારીખ સુધી પિટર્સબર્ગમાં યહૂદી ભાષામાં પ્રકાશિત થતું રહ્યું હતું.—પૃ. ૧૩

18 **'દ્ઝવીન'** (મહાનાદ)—મેન્શેવિક પ્રવાહનું એક કાનૂની રાષ્ટ્રવાદી માસિક પત્ર. એ ૧૯૧૩ના જાન્યુઆરીથી ૧૯૧૪ના મધ્ય સુધી ઉક્રાઈનિયન ભાષામાં કીયેવમાં પ્રગટ થતું રહ્યું હતું.—પૃ. ૧૩

19 **'રૂસ્સ્કોયે સ્લોવો'** (રૂસી બોલ)—૧૮૯૫થી મોસ્કોમાં પ્રકાશિત મૂડીવાદી લિબરલ દૈનિક. ૧૯૧૮માં તેને બંધ કરી દેવામાં આવ્યું.—પૃ. ૧૪

20 **ઝેમ્સ્ત્વો**—ઉમરાવોની આગેવાની ધરાવતી સ્થાનિક સરકારી સંસ્થાઓ. એ સંસ્થાઓ મધ્ય રશિયાના પ્રદેશોમાં ૧૮૬૪માં સ્થાપવામાં આવી હતી. ઝેમ્સ્ત્વોનો અખત્યાર સ્થાનિક આર્થિક સવાલો (હૉસ્પિટલો તથા રસ્તાઓનું બાંધકામ, આંકડાની નોંધણી, વીમાનું કામ, વગેરે) પૂરતો મર્યાદિત હતો. ઝેમ્સ્ત્વોની કામગીરી ઉપર ગવર્નરોનો તથા આંતરિક મામલાઓના મંત્રાલયનો કાબૂ રહેતો અને ઝેમ્સ્ત્વોના જે હુકમો સરકારને પસંદ ન પડે તેને રદ કરી નાખવાની તેમને સત્તા હતી.—પૃ. ૧૬

21 **અલગ વાડબંધીથી ઘેરાયેલા વસવાટ**—ઝારશાહી રશિયાના એવા વિસ્તારો કે જેની બહાર જવાની યહૂદીઓને છૂટ નહોતી.—પૃ. ૨૪

22 **ટકાવારી મર્યાદાઓ**—ઝારશાહી રશિયામાં સરકારી ખાતાંઓમાં અને સરકારી માધ્યમિક શાળાઓ તથા કોલેજોમાં યહૂદીઓને અમુક ટકાની સીમિત જગ્યાઓ જ મળી શકતી.—પૃ. ૨૪

23 આ નિર્દેશ ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની ૧૮૯૯ના સપ્ટેંબરની ૨૪થી ૨૯ તારીખ સુધી બ્રૂનમાં ભરાયેલી કોંગ્રેસ પ્રત્યે છે. કોંગ્રેસની કાર્યસૂચિમાં રાષ્ટ્રીય સવાલ મુખ્ય સ્થાને હતો. કોંગ્રેસમાં બે જુદા જુદા ઠરાવ પેશ કરવામાં આવ્યા. કેંદ્રીય સમિતિએ રજૂ કરેલા ઠરાવમાં મુખ્યત્વે રાષ્ટ્રોની પ્રાદેશિક સ્વાયત્તતાનું સમર્થન કરવામાં આવ્યું હતું અને દક્ષિણ-સ્લાવ સામાજિક-

લોકશાહીવાદી પાર્ટીની સમિતિએ દેશમાં કોઈ પણ ઠેકાણે વસતા એક જ રાષ્ટ્રીયતાના બધા લોકોની સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાની તરફેણ કરી.

કોંગ્રેસે સર્વસંમતિથી સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાનો અસ્વીકાર કરીને બાંધછોડનો એક ઠરાવ અપનાવ્યો. એ ઠરાવમાં ઑસ્ટ્રિયાની અંદર રાષ્ટ્રીય સ્વાયત્તતાને સ્વીકૃતિ આપવામાં આવી.—પૃ. ૩૨

[24] **યહૂદી સમાજવાદી લેબર પાર્ટી**—૧૯૦૬માં સ્થાપિત એક નિમ્ન-મૂડીવાદી રાષ્ટ્રવાદી સંગઠન. ય૦ સ૦ લે૦ પાર્ટીના કાર્યક્રમનો આધાર હતો યહૂદીઓ માટે રાષ્ટ્રીય સ્વાયત્તતા—રશિયામાં યહૂદીઓના રાજકીય સંગઠન સંબંધી સવાલોના ફેંસલા કરવાની સત્તા ધરાવતી પ્રદેશાતીત યહૂદી પાર્લમેન્ટો (વિધાનસભાઓ)ની સ્થાપના. ય૦ સ૦ લે૦ પાર્ટી રાજકારણમાં સમાજવાદી-ક્રાંતિકારીઓની નિકટ હતી અને તેણે રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટી વિરુદ્ધ સંઘર્ષમાં તેમને સાથ આપ્યો.—પૃ. ૩૨

[25] **બેઈલિસ મુકદ્દમો**—ઝારશાહી સરકારે ૧૯૧૩માં કીયેવ શહેરમાં ચલાવેલો બનાવટી મુકદ્દમો. બેઈલિસ નામના એક યહૂદીની ઉપર યુશિચન્સ્કી નામના એક ખ્રિસ્તી છોકરાનું ખૂન ક્રિયાકાંડ ખાતર કરવાનો ખોટો આરોપ લગાવવામાં આવ્યો (હકીકતમાં ખૂન યમદૂત ટોળકીના સભ્યોએ કર્યું હતું). દેશમાં જોર પકડતા જતા ક્રાંતિકારી આંદોલન પરથી જનતાનું ધ્યાન બીજી દિશામાં વાળવાના ઈરાદે ઝારશાહી સરકારે એ બનાવટી મુકદ્દમો ચલાવીને યહૂદી દ્વેષની જવાળાઓ ભભુકાવવાની કોશિશ કરી. એ મુકદ્દમાએ જનતાની અંદર ભારે પ્રકોપની લાગણી જગાવી. કેટલાંય શહેરોમાં કામદારોએ વિરોધના દેખાવો કર્યા. અદાલતે બેઈલિસને નિર્દોષ જાહેર કર્યો.—પૃ. ૩૪

[26] **સમાજવાદી-ક્રાંતિકારીઓ**—વિવિધ નરોદવાદી જૂથો અને વર્તુળો એક થઈ જવાના પરિણામે ૧૯૦૧ના અંતમાં અને ૧૯૦૨ના આરંભમાં રશિયામાં સ્થપાયેલી નિમ્ન-મૂડીવાદી પાર્ટીના સભ્યો. પ્રથમ વિશ્વ-યુદ્ધ દરમિયાન મોટા ભાગના સમાજવાદી-ક્રાંતિકારીઓએ સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણો અખત્યાર કર્યાં.

૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી મેન્શેવિકોની સાથે સમાજવાદી-ક્રાંતિકારીઓએ મૂડીવાદી-જમીનમાલિક કામચલાઉ સરકારને મુખ્ય ટેકો પૂરો પાડ્યો. તેમના આગેવાનો પ્રધાનમંડળના સભ્યો હતા. જમીનજાગીરોને નાબૂદ કરી નાખવામાં આવે એવી કિસાનોની માગણીને સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીએ ટેકો ન આપ્યો અને જમીનજાગીરોની માલિકીને

સુરક્ષિત રાખવાની તરફેણ કરી. જે કિસાનોએ જમીનજાગીરો ઉપર કબજો કરી લીધો હતો તેમની વિરુદ્ધ કામચલાઉ સરકારના સમાજવાદી-ક્રાંતિકારી સભ્યોએ સજાત્મક ટુકડીઓ મોકલી.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી પરદેશી લશ્કરી દખલબાજી અને આંતરવિગ્રહ દરમિયાન સમાજવાદી-ક્રાંતિકારીઓએ પ્રતિક્રાંતિકારી વિધ્વંસક પ્રવૃત્તિઓ ચલાવી, દખલબાજોને તથા વ્હાઇટગાર્ડોને સક્રિય મદદ કરી, પ્રતિક્રાંતિકારી કાવતરાંમાં ભાગ લીધો, અને સોવિયેત રાજ્ય તથા કોમ્યુનિસ્ટ પાર્ટીના નેતાઓની વિરુદ્ધ ત્રાસવાદી કૃત્યો કર્યાં.—પૃ. ૩૪

[27] **પોલિશ સમાજવાદી પાર્ટી**—૧૮૯૨માં સ્થાપિત એક સુધારાવાદી રાષ્ટ્રવાદી પાર્ટી.

૧૯૦૬માં એ પાર્ટી ઉદ્દામ અને અંધરાષ્ટ્રવાદી મવાળ પાંખોમાં વિભાજિત થઈ ગઈ.

પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન પો૦ સ૦ પાર્ટીના મોટા ભાગના ઉદ્દામોએ આંતરરાષ્ટ્રવાદી દૃષ્ટિકોણ અપનાવ્યો અને ૧૯૧૮ના ડિસેંબરમાં તેઓ પોલૅંડ તથા લિથુઆનિયાની સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટી જોડે ભળી ગયા. બન્ને પાર્ટીઓએ મળીને પોલૅંડની કોમ્યુનિસ્ટ કામદાર પાર્ટીની રચના કરી (પોલૅંડની કોમ્યુનિસ્ટ પાર્ટીએ ૧૯૨૫ સુધી એ જ નામ કાયમ રાખ્યું હતું).

પો૦ સ૦ પાર્ટીના મવાળોએ પોતાની અંધરાષ્ટ્રવાદી નીતિ પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન ચાલુ રાખી. તેમણે ગેલિસિયામાં પોલિશ ટુકડીઓનું સંગઠન કરીને ઑસ્ટ્રિયન-જર્મન સામ્રાજ્યવાદના પક્ષે લડાઈમાં ભાગ લીધો.—પૃ. ૩૪

[28] **'લૂચ'** (કિરણ)—મેન્શેવિક વિસર્જનવાદીઓએ ૧૯૧૨ના સપ્ટેંબરથી ૧૯૧૩ના જૂન સુધી પિટર્સબર્ગમાં પ્રકાશિત કરેલું કાનૂની દૈનિક. એ દૈનિક "મૂડીવાદી વર્ગની અંદરના ધનવાન મિત્રોના" (લેનિનના શબ્દોમાં) પૈસા વડે ચલાવવામાં આવતું હતું.—પૃ. ૩૫

[29] **'પ્રોસ્વેશ્ચેનિયે'** (પ્રબોધન)—બોલ્શેવિક સૈદ્ધાંતિક માસિક, આ માસિક ૧૯૧૧ના ડિસેંબરથી ૧૯૧૪ના જૂન સુધી પિટર્સબર્ગમાં કાયદેસર પ્રકાશિત થતું રહ્યું હતું.

મોસ્કોથી પ્રકાશિત 'મીસ્લ' (વિચાર) નામક બોલ્શેવિક સામયિકને ઝારશાહી સરકારે બંધ કરાવી દીધું હતું. લેનિનની સૂચના અનુસાર એ સામયિકને સ્થાને 'પ્રોસ્વેશ્ચેનિયે' માસિક શરૂ કરવામાં આવ્યું.

૧૯૧૪ના જૂનમાં પ્રથમ વિશ્વયુદ્ધ શરૂ થતાં જ ઝારશાહી સરકારે

'પ્રોસ્વેશ્ચેનિયે'નું પ્રકાશન અટકાવી દીધું. ૧૯૧૭ની શરદના દિવસોમાં માસિક પાછું શરૂ થયું. તેનો ફક્ત એક જ અંક પ્રકાશિત થયો.—પૃ. ૩૫

[30] જુઓ ટિપ્પણી નં. ૧૧.—પૃ. ૩૫

[31] અહીંયાં લેનિનનો નિર્દેશ સ્તાલિનના લેખ 'માર્ક્સવાદ અને રાષ્ટ્રીય સવાલ' પ્રત્યે છે. એ લેખ બોલ્શેવિક પાર્ટીના કાનૂની સામયિક 'પ્રોસ્વેશ્ચેનિયે'ના અંક ૩, ૪, તથા ૫માં 'રાષ્ટ્રીય સવાલ અને સામાજિક-લોકશાહીવાદ' શીર્ષક હેઠળ પ્રકાશિત થયો હતો. ઑસ્ટ્રિયન સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીની બ્રૂન કોંગ્રેસમાં અપનાવવામાં આવેલો રાષ્ટ્રીય કાર્યક્રમ એ લેખના ચોથા ભાગમાં આપવામાં આવ્યો હતો.—પૃ. ૩૬

[32] **'નોવાયા રાબોચાયા ગાઝેતા'** (નૂતન કામદાર અખબાર)—વિસર્જનવાદી મેન્શેવિકોનું કાનૂની દૈનિક અખબાર. તે ૧૯૧૩ના ઑગસ્ટથી ૧૯૧૪ના જાન્યુઆરી સુધી પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું હતું. લેનિન તેને હંમેશાં 'નવું વિસર્જનવાદી અખબાર' કહેતા.—પૃ. ૩૭

[33] લેનિને ટાંકેલી સંખ્યાઓ આંકડા-માહિતીના એક પ્રકાશનમાંથી લીધેલી છે—"સામ્રાજ્યની પ્રાથમિક શાળાઓનું એક દિવસનું સેન્સસ, ગણતરીની તારીખ ૧૮ જાન્યુઆરી, ૧૯૧૧. ગ્રંથ ૧, ખંડ ૨. સેંટ પિટર્સબર્ગ કેળવણી ક્ષેત્ર. ગુબેર્નિયાઓ—અર્ખાંગેલ્સ્ક, વોલોગ્દા, નોવગોરદ, ઓલોનેત્સ, પ્સ્કોવ, અને સેંટ પિટર્સબર્ગ." સેંટ પિટર્સબર્ગ, ૧૯૧૨, પૃષ્ઠ ૭૨.—પૃ. ૪૨

[34] *«Przegląd Socjaldemokratyczny»* (સામાજિક-લોકશાહીવાદી સમીક્ષા)—૧૯૦૨થી ૧૯૦૪ સુધી અને ૧૯૦૮થી ૧૯૧૦ સુધી ક્રેકોવથી સામાજિક-લોકશાહીવાદીઓ દ્વારા પ્રકાશિત સામયિક. રોઝા લુક્ઝેમ્બુર્ગે તેના કાર્યમાં સક્રિય ભાગ લીધો હતો.—પૃ. ૪૫

[35] **'વેસ્તનિક યેવ્રોપી'** (યુરોપીય અગ્રદૂત)—૧૮૬૬થી ૧૯૧૮ સુધી પિટર્સબર્ગમાં પ્રકાશિત ઐતિહાસિક અને રાજનીતિક માસિક. એ માસિક રશિયન લિબરલ મૂડીવાદી વર્ગનું વાજિંત્ર હતું. ઓગણીસમી સદીના છેલ્લા દાયકાના આરંભથી તેણે માર્ક્સવાદની વિરુદ્ધ પદ્ધતિસર ઝુંબેશ ચલાવી હતી.—પૃ. ૪૮

[36] ૧૯૦૩નો કાર્યક્રમ—રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીએ ૧૯૦૩માં ભરાયેલી બીજી કોંગ્રેસમાં અપનાવેલો કાર્યક્રમ.—પૃ. ૫૨

[37] *«Die Neue Zeit»* (નવયુગ)—જર્મન સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીનું સૈદ્ધાંતિક સામયિક. એ સામયિક ૧૮૮૩થી ૧૯૨૩ સુધી સ્ટુટગાર્ટથી પ્રકાશિત

થતું રહ્યું હતું. માર્ક્સવાદના સંસ્થાપક કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક ઍંગેલ્સનાં ઘણાં લખાણો પહેલી વાર એ સામયિકમાં પ્રકાશિત થયેલાં. ઍંગેલ્સ સામયિકના સંપાદક મંડળને સલાહ આપતા રહેતા અને માર્ક્સવાદના માર્ગથી આડા ફંટાઈ જવા બદલ તેમની ટીકા કરતા. ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં ઍંગેલ્સના મૃત્યુ પછી એ સામયિકે નિયમિત રૂપે સુધારણાવાદીઓના લેખો પ્રકાશિત કરવાનું શરૂ કરી દીધું. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪–૧૯૧૮) દરમિયાન એ સામયિકે મધ્યમ માર્ગનું વલણ અખત્યાર કર્યું અને હકીકતમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદનું સમર્થન કર્યું.—પૃ. ૫૩

38 **‘નાઊચ્નાયા મીસ્લ’**— ૧૯૦૮માં રીગાથી પ્રકાશિત થયેલું મેન્શેવિક પ્રવૃત્તિનું સામયિક.—પૃ. ૫૩

39 જુઓ કાર્લ માર્ક્સની રચના ‘મૂડી’, ખંડ ૧.—પૃ. ૫૫

40 **‘રૂસ્સ્કાયા મીસ્લ’** (રૂસી વિચાર)—૧૮૮૦થી ૧૯૧૮ સુધી મોસ્કોથી પ્રકાશિત સાહિત્યિક અને રાજનીતિક માસિક. ૧૯૦૫ સુધી માસિક ઉદારવાદી-નરોદવાદી વલણ ધરાવતું હતું. ૧૯૦૫ની ક્રાંતિ પછી એ માસિક બંધારણીય-લોકશાહીવાદી (કૅડેટ) પાર્ટીની મવાળ પાંખનું મુખપત્ર બની ગયું. ૧૯૧૮ના મધ્યમાં તેને બંધ કરી દેવામાં આવ્યું.—પૃ. ૬૨

41 **અહીંયાં ૧૯૦૭ના જૂનની ત્રીજી (સોળમી) તારીખના પ્રત્યાઘાતી રાજ્યપલટા** પ્રત્યે નિર્દેશ છે. તેના પરિણામે સરકારે બીજી રાજ્ય દૂમાને વિખેરી નાખી અને દૂમાની ચૂંટણી સંબંધી કાનૂનમાં ફેરફાર કર્યા. નવા કાનૂન મુજબ દૂમામાં જમીનદારો અને વેપારી તથા ઔદ્યોગિક મૂડીદારોના પ્રતિનિધિઓની સંખ્યામાં સારી પેઠે વધારો થયો અને જેના પ્રતિનિધિઓ પહેલેથી જ ઓછા હતા એ કામદારો તથા કિસાનોના પ્રતિનિધિઓની સંખ્યા વળી પાછી ખૂબ ઘટી ગઈ. એ કાનૂને રશિયાના એશિયાઈ ભાગની મોટા ભાગની વસતિને મતાધિકારથી વંચિત કરી દીધી અને પોલૅંડ તથા કોકેસિયાની વસતિના પ્રતિનિધિઓની સંખ્યા ઘટાડીને અરધી કરી નાખી. એ કાનૂન હેઠળ ૧૯૦૭ના નવેંબરમાં ચૂંટવામાં આવેલી ત્રીજી દૂમા યમદૂતો તથા કૅડેટોની દૂમા હતી.

ત્રીજી જૂનના રાજ્યપલટાએ પ્રતિગામી યુગનો આરંભ અંકિત કર્યો. તે “ત્રીજી જૂનના શાસન” તરીકે જાણીતો છે.—પૃ. ૭૪

42 **ઑક્ટોબરવાદીઓ** અથવા સત્તરમી ઑક્ટોબરવાળાઓનો સંઘ—મોટા ઔદ્યોગિક મૂડીદાર વર્ગની અને પોતાની જાગીરોને મૂડીવાદી પદ્ધતિએ ચલાવતા

મોટા જમીનદારોની પ્રતિક્રાંતિકારી પાર્ટી; તેની સ્થાપના ૧૯૦૫ના નવેંબરમાં થયેલી. ક્રાંતિથી ભયભીત થઈ ગયેલા ઝારના, જનતાને "નાગરિક આઝાદીઓ" તથા બંધારણનું વચન આપતા સત્તરમી ઑક્ટોબરના ઘોષણાપત્રના શબ્દોને માની લઈને, ઑક્ટોબરવાદીઓએ ઝારશાહી સરકારની ગૃહ તથા વિદેશ નીતિઓનું બિનશરતી સમર્થન કર્યું. ઑક્ટોબરવાદી નેતાઓ હતા — મોટો ઉદ્યોગપતિ ગુચકોવ, અને વિશાળ જાગીરોનો માલિક રોદ્ઝ્યાન્કો. — પૃ. ૭૪

[43] જુઓ ટિપ્પણી નં. ૧૪. — પૃ. ૭૪

[44] જુઓ ટિપ્પણી નં. ૧૦ — પૃ. ૭૪

[45] **'રેચ'** (ભાષણ) — દૈનિક અખબાર, કેડેટોનું મુખપત્ર. ૧૯૦૬ના ફેબ્રુઆરીની ૨૩મી (માર્ચની ૮મી) તારીખથી પિટર્સબર્ગમાં તેનું પ્રકાશન શરૂ થયું. ૧૯૧૭માં પેત્રોગ્રાદ સોવિયેતની લશ્કરી ક્રાંતિકારી સમિતિએ તેનું પ્રકાશન અટકાવી દીધું. ત્યાર પછી (૧૯૧૮ના ઑગસ્ટ સુધી) તે બીજા નામે પ્રકાશિત થતું રહ્યું. — પૃ. ૭૪

[46] **'પ્રાવદા'** (સત્ય) — કાયદેસર બોલ્શેવિક દૈનિક અખબાર. તે પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું હતું. તેની સ્થાપના ૧૯૧૨ના એપ્રિલમાં થઈ હતી. તેનો પહેલો અંક ૧૯૧૨ના એપ્રિલની ૨૨મી (મેની ૫મી) તારીખે બહાર પડયો હતો.

લેનિન 'પ્રાવદા'ને સૈદ્ધાંતિક માર્ગદર્શન આપતા અને લગભગ દરરોજ અખબારમાં લેખ લખતા તથા તંત્રીમંડળને સલાહ આપતા. લેનિન ઇચ્છતા હતા કે અખબાર જોશીલી ક્રાંતિકારી ભાવનાથી ઓતપ્રોત રહે, અને સૈદ્ધાંતિક દૃષ્ટિએ બિનમક્કમ લેખો પ્રકાશિત થાય ત્યારે તેઓ તંત્રીમંડળની ટીકા કરતા. 'પ્રાવદા'માં લેનિને લગભગ ૨૭૦ લેખો અને નોંધો લખ્યાં.

'પ્રાવદા'ને પોલીસ લગાતાર પરેશાન કરતી રહેતી. પહેલો અંક બહાર પડયા પછી સવા બે વર્ષની અંદર ઝારશાહી સરકારે તેને આઠ વાર બંધ કરાવી દીધું પરંતુ દરેક વેળા તે નવા નામે બહાર પડતું રહ્યું — 'રાબોચાયા પ્રાવદા' (કામદારોનું સત્ય), 'સેવેર્નાયા પ્રાવદા' (ઉત્તરનું સત્ય) 'ઝા પ્રાવદૂ' (સત્ય માટે), વગેરે. ૧૯૧૪ના જુલાઈની ૮મી (૨૧મી) તારીખે અખબારનું પ્રકાશન બંધ કરી દેવામાં આવ્યું.

ફેબ્રુઆરી ક્રાંતિ પછી 'પ્રાવદા' માર્ચની ૫મી (૧૮મી) તારીખથી રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટી (બોલ્શેવિક)ના મુખપત્ર તરીકે ફરી પ્રકાશિત થવા લાગ્યું. એપ્રિલની ૫મી (૧૮મી) તારીખે રશિયા પાછા ફર્યા બાદ લેનિને

'પ્રાવદા'નું સંચાલન પોતાના હાથમાં લઈ લીધું. ૧૯૧૭ના જુલાઈથી ઑક્ટોબર દરમિયાન કામચલાઉ સરકારના દમનના કારણે 'પ્રાવદા'ને અનેક વાર નામ બદલાવવું પડયું. તે 'લિસ્તોક પ્રાવદી' (સત્યનું છાપું), 'પ્રોલેતારી' (સર્વહારા), 'રાબોચી' (કામદાર), અને 'રાબોચી પૂત' (કામદારોનો માર્ગ), નામો ધારણ કરીને બહાર પડતું રહ્યું. ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૭મી (નવેંબરની ૯મી) તારીખથી તેણે પોતાનું મૂળ નામ 'પ્રાવદા' પાછું ધારણ કરી લીધું.—પૃ. ૭૪

[47]આ નિર્દેશ બીજી અખિલ ઉક્રાઈનિયન વિદ્યાર્થી કોંગ્રેસ પ્રત્યે છે. એ કોંગ્રેસ ૧૯૧૩માં જૂનની ૧૯—૨૨ (જુલાઈની ૨—૫) તારીખો દરમિયાન લ્વોવ શહેરમાં ભરાઈ હતી. કોંગ્રેસનું ઉદ્‌ઘાટન ઇવાન ફ્રાંકો (વિખ્યાત ઉક્રાઈનિયન લેખક, વિજ્ઞાની, સામાજિક કાર્યકર, અને ક્રાંતિકારી લોકશાહીવાદી)ની જન્મજયંતીના પ્રસંગે થયું હતું. રશિયામાં કેળવણી પામેલા ઉક્રાઈનિયન વિદ્યાર્થીઓએ પણ એ કોંગ્રેસમાં ભાગ લીધો. સામાજિક-લોકશાહીવાદી દોન્ત્સોવે કોંગ્રેસમાં 'ઉક્રાઈનિયન તરુણ લોકો તથા પ્રજાની વર્તમાન સ્થિતિ' સંબંધી પ્રવચન કર્યું. એ પ્રવચનમાં તેણે ઉક્રાઈનાના 'સ્વરાજ્ય'ના સૂત્રનું સમર્થન કર્યું.—પૃ. ૭૫

[48]**'શ્લ્યાખી'** (રસ્તા) — ઉક્રાઈનિયન વિદ્યાર્થીઓની રાષ્ટ્રવાદી પ્રવૃત્તિઓના સંગઠનનું મુખપત્ર. તે ૧૯૧૩ના એપ્રિલથી ૧૯૧૪ના માર્ચ સુધી લ્વોવમાં પ્રકાશિત થતું રહ્યું.—પૃ. ૭૫

[49]**'નોવોયે વ્રેમ્યા'** (નવયુગ)—આ દૈનિક અખબાર ૧૮૬૮ અને ૧૯૧૭ દરમિયાન પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું હતું. શરૂઆતમાં તેણે નરમ ઉદારવાદી નીતિ અપનાવેલી પણ આગળ જતાં ૧૮૭૬થી તે પ્રત્યાઘાતી ઉમરાવ વર્ગ તથા નોકરશાહી વર્તુળોનું મુખપત્ર બની ગયું. ૧૯૦૫માં તે યમદૂતોનું મુખપત્ર બની ગયું.

**'ઝેમશ્ચિના'**—યમદૂતોનું દૈનિક અખબાર, રાજ્ય દૂમાના અત્યંત મવાળપંથી સભ્યોનું મુખપત્ર. તે ૧૯૦૯ના જૂનથી ૧૯૧૭ના ફેબ્રુઆરી સુધી પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું રહ્યું.—પૃ. ૭૮

[50]"અટકાયત અને પ્રતિબંધ" (રશિયન ભાષામાં શબ્દશઃ "ઘસડો અને જવા ન દો") પોલીસની જુલમશાહી બતાવતી આ અભિવ્યક્તિ, 'પોલીસ સ્ટેશન' નામની ગ્લેબ ઉસ્પેન્સ્કીની નવલિકામાંથી લેવામાં આવી છે.—પૃ. ૭૮

[51] **'કીયેવ્સ્કાયા મીસ્લ'** (કીયેવના વિચારો) ૧૯૦૬થી ૧૯૧૮ સુધી કીયેવમાં પ્રકાશિત થયેલું એક ઉદારવાદી-મૂડીવાદી દૈનિક અખબાર.— પૃ. ૮૦

[52] લેનિને અહીંયાં અ૦ સે૦ ગ્રિબોયેદોવની 'અક્કલ ઝાઝી, મોટી મુસીબત' નામક હાસ્યનાટિકામાંથી શબ્દો ટાંક્યા છે.— પૃ. ૮૩

[53] «Naprzód» — 'નાપ્શૂદ' (આગેકદમ) — ગેલિસિયા અને સિલેસિયાની પોલિશ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનું આ મુખપત્ર ૧૮૯૨થી ક્રેકોવમાં પ્રકાશિત થતું રહ્યું. આ સામયિક નિમ્ન-મૂડીવાદી અને રાષ્ટ્રવાદી વિચારસરણીનું સમર્થક હતું.— પૃ. ૮૫

[54] આ નિર્દેશ ૧૮૬૧માં રશિયામાં ખેતગુલામીની પ્રથાના અંત પ્રત્યે છે.— પૃ. ૯૫

[55] લેનિનનો નિર્દેશ પોલેંડની જનતાએ રાષ્ટ્રીય મુક્તિ અર્થે કરેલા એ વિદ્રોહ પ્રત્યે છે જે ઝારશાહીના નિરંકુશ શાસનની સામે ૧૮૬૩—૧૮૬૪માં ભડકી ઊઠયો હતો.

રશિયનો ક્રાંતિકારી લોકશાહીવાદી વિદ્રોહીઓ પ્રત્યે ઊંડી હમદર્દી ધરાવતા હતા. 'ઝેમ્લ્યા ઇ વોલ્યા' (જમીન અને આઝાદી) નામની ગુપ્ત સંસ્થાના સભ્યોએ તેમને બધી રીતે મદદ કરવાની બને એટલી કોશિશ કરી. પ્રખ્યાત રશિયન ક્રાંતિકારી લોકશાહીવાદી આગેવાન ચેર્નિશેવ્સ્કી આ સંસ્થા જોડે ગાઢ સંબંધ ધરાવતા હતા. સંસ્થાની કેંદ્રીય સમિતિએ 'રશિયન અફસરો અને સિપાહીઓને સંબોધન' નામે એક અપીલ જાહેર કરી અને વિદ્રોહને કચડી નાખવા માટે મોકલવામાં આવનારી ટુકડીઓમાં તેની નકલો વહેંચી. હેર્ઝેન અને ઓગાર્યોવે 'ઘંટ' નામના સામયિકમાં પોલિશ વિદ્રોહીઓના સંઘર્ષ વિશે કેટલાય લેખો પ્રકાશિત કર્યા, અને તેમને પૈસા વગેરેની મદદ કરી.

પરંતુ "લાલ" પાર્ટીએ (નાના નાના પોલિશ જમીનદારોની પાર્ટી) ક્રાંતિકારી આગેકદમની તક હાથમાંથી છટકી જવા દીધી અને એ પાર્ટીના ઢચુપચુપણાને કારણે વિદ્રોહની આગેવાની "સફેદ" પાર્ટીના (મોટા મોટા જમીનદારો અને મૂડીદારોની પાર્ટી) હાથમાં ચાલી ગઈ અને તેમણે વિદ્રોહીઓને દગો દીધો. ૧૮૬૪ના ઉનાળા સુધીમાં ઝારશાહી સિપાહીઓએ વિદ્રોહને કચડી નાખ્યો.

માર્ક્સ અને એંગેલ્સ એ વિદ્રોહને પ્રગતિશીલ ગણતા હતા અને તેમણે તેના પ્રત્યે ઊંડી હમદર્દી વ્યક્ત કરી. તેમણે પોલેંડની જનતાના રાષ્ટ્રીય મુક્તિ સંઘર્ષના વિજયની શુભેચ્છા જાહેર કરી. લંડનમાં વસતા જર્મન હિજરતીઓ

વતી માર્ક્સે પોલૅંડના વતનીઓને મદદ કરવા એક અપીલ પ્રગટ કરી.— પૃ. ૯૫

[56]અહીંયાં નિર્દેશ વિ૦ લીબ્કનેખ્તે માર્ક્સ વિશે લખેલાં સંસ્મરણો પ્રત્યે છે.—પૃ. ૯૮

[57]જુઓ માર્ક્સે એંગેલ્સને લખેલો પત્ર, ૫ જૂન, ૧૮૭૦.— પૃ. ૯૮

[58]*«Times»* — ૧૭૮૫માં લંડનમાં સ્થાપાયેલું દૈનિક અખબાર. બ્રિટિશ મૂડીવાદીઓનું એક મહત્ત્વનું રૂઢિચુસ્ત અખબાર.—પૃ. ૧૦૦

[59]**ફેનિયનવાદ** ('ફેની' શબ્દ ઉપરથી). ફેની—આયર્લૅંડના ગુપ્ત ક્રાંતિકારી સંગઠનના સભ્યો. તેમણે પોતાના દેશમાં અંગ્રેજી શાસનને ખતમ કરી નાખવા માટે ૧૮૬૭માં વિદ્રોહ કર્યો હતો.—પૃ. ૧૦૦

[60]જુઓ માર્ક્સે એંગેલ્સને લખેલો પત્ર, ૧૭ ડિસેંબર, ૧૮૬૭.— પૃ. ૧૦૧

[61]**ઓલ્સ્ટર** (ઉલ્સ્ટર)—આયર્લૅંડનો ઉત્તર-પૂર્વ પ્રદેશ. ત્યાંની વસતિ મુખ્યત્વે અંગ્રેજ લોકોની છે.—પૃ. ૧૦૫

[62]લેનિને આ અવતરણ 'રશિયન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો પ્રસ્તાવિત કાર્યક્રમ' નામના પ્લેખાનોવના લેખમાંથી ટાંક્યું છે. એ લેખ 'ઝાર્યા'ના ચોથા અંકમાં (૧૯૦૨) પ્રકાશિત થયેલો.—પૃ. ૧૦૭

[63]**'બોર્બા'** (સંઘર્ષ)—ત્રોત્સ્કીનું સામયિક. તે ૧૯૧૪માં ફેબ્રુઆરીથી જુલાઈ સુધી પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું રહ્યું. "જૂથબંધીના વિરોધ"ના પડદા પાછળથી ત્રોત્સ્કીએ પોતાના સામયિકમાં લેનિન અને બોલ્શેવિક પાર્ટીની વિરુદ્ધ સંઘર્ષ શરૂ કર્યો.—પૃ. ૧૧૨

[64]"ચીંથરિયો"—સલ્તિકોવ-શ્ચેદ્રીનની 'વિદેશી ભૂમિઓ'માં નામની વ્યંગાત્મક કૃતિનું એક પાત્ર.—પૃ. ૧૧૩

[65]અહીંયાં રશિયન લેખક પોમ્યાલોવ્સ્કીની 'બૂર્સાની વાર્તાઓ' નામની કૃતિ પ્રત્યે નિર્દેશ છે. ઝારશાહી રશિયાની જે ધાર્મિક શાળાનું તેમાં વર્ણન કરવામાં આવ્યું છે તે ધાર્મિક શાળા કઠોર શિસ્ત, શારીરિક સજા અને આકરા નીતિનિયમો બદલ નામીચી હતી.—પૃ. ૧૧૪

[66]આ કડી લેનિને ક્રિમિયન યુદ્ધના સૈનિકોના, ૧૮૫૫ના ઑગસ્ટની ચોથી તારીખે લડાયેલી ચ્યોર્નાયા નદીની લડાઈને લગતા ગીતમાંથી ટાંકી છે. ગીત લેવ તોલ્સ્તોયનું લખેલું છે.—પૃ. ૧૧૬

67 **પ્રજાકીય-સમાજવાદી પાર્ટી** — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીની મવાળ પાંખથી છૂટી પડીને ૧૯૦૬માં સ્થપાઈ હતી. પ્રજાકીય-સમાજવાદીઓ કેડેટોની જોડે જૂથબંધી કરવા માગતા હતા. લેનિને તેમને "સામાજિક કેડેટ", "કૂપમંડૂક તકવાદી", "સમાજવાદી-ક્રાંતિકારી મેન્શેવિક", અને કેડેટો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓની વચ્ચે ડોલતા રહેનારા ગણાવ્યા. લેનિન એ વાત ઉપર ભાર મૂકતા કે આ પાર્ટી "કેડેટોથી જરાક જ જુદી છે કેમ કે તેના કાર્યક્રમમાં પ્રજાસત્તાકનો અથવા બધી જમીનની માગણીનો અણસારો પણ નથી". પ્રથમ વિશ્વ-યુદ્ધ દરમિયાન એ પાર્ટીના સભ્યોએ સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી પ્રજાકીય-સમાજવાદીઓએ સોવિયેત સરકાર વિરુદ્ધ કાવતરાં તથા લશ્કરી પ્રવૃત્તિઓમાં હિસ્સો લીધો. પરદેશી લશ્કરી દખલબાજી અને આંતરવિગ્રહ દરમિયાન એ પાર્ટીએ પોતાની પ્રવૃત્તિ બંધ કરી. — પૃ. ૧૧૯

68 **'રૂસ્સકોયે બોગાત્સ્તવો'** (રૂસી સંપત્તિ) — ૧૮૭૬થી ૧૯૧૮ સુધી પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું રહેલું માસિક. ઓગણીસમી સદીના છેલ્લા દાયકાના આરંભમાં તે ઉદારવાદી નરોદવાદીઓનું મુખપત્ર હતું. ૧૯૦૬માં તે પ્રજાકીય-સમાજવાદીઓની અર્ધકેડેટ પાર્ટીનું મુખપત્ર બની ગયું. — પૃ. ૧૧૯

69 **સંયુક્ત ઉમરાવ-પરિષદ** — ૧૯૦૬ના મે માસથી ૧૯૧૭ના ઑક્ટોબર માસ સુધી અસ્તિત્વમાં રહેલું જમીનમાલિકોનું પ્રતિક્રાંતિકારી સંગઠન. તેનું મુખ્ય ધ્યેય હતું આપખુદશાહીની પદ્ધતિનું, મોટી જમીનજાગીરોનું, અને અમીર-ઉમરાવોના વિશેષાધિકારોનું રક્ષણ કરવાનું. — પૃ. ૧૨૪

70 **ડિસેંબરવાદીઓ** — ઉમરાવ વર્ગમાંથી આવતા રશિયન ક્રાંતિકારીઓ જેમણે ૧૮૨૫ના ડિસેંબરમાં રશિયન આપખુદશાહીની પદ્ધતિની વિરુદ્ધ બંડ પોકાર્યું હતું. — પૃ. ૧૨૪

71 **સાધારણજનો** — ઉમરાવ વર્ગમાંથી આવતા બુદ્ધિજીવીઓથી તદ્દન ભિન્ન એવા સાધારણ શહેરીઓ, પાદરીઓ, વેપારીઓ અને કિસાનોમાંથી આવતા રશિયન બુદ્ધિજીવીઓ. — પૃ. ૧૨૪

72 ચેર્નિશેવ્સ્કીની *«The Prologue»* નામની નવલકથામાંથી લીધેલું ટાંચણ. — પૃ. ૧૨૪

73 જુઓ કાર્લ માર્ક્સ — 'ગુપ્ત સૂચના', અને ફ્રેડરિક ઍંગેલ્સ — 'હિજરતી સાહિત્ય, અનુચ્છેદ ૧, પોલિશ ઘોષણા'. — પૃ. ૧૨૫

74 ડ્રાઈફસ મામલો — ફ્રેંચ લશ્કરવાદીઓની અંદરના પ્રત્યાઘાતી રાજભક્ત

વર્તુળોએ ૧૮૯૪માં જનરલ સ્ટાફના યહૂદી અફસર ડ્રાઈફસની ઉપર ચલાવેલો ઉશ્કેરણીખોર મુકદ્દમો. ડ્રાઈફસની ઉપર જાસૂસીનો તથા ભયંકર રાજદ્રોહનો ખોટો આરોપ મૂકવામાં આવ્યો. લશ્કરી અદાલતે ડ્રાઈફસને જનમટીપની સજા કરી. ફ્રાંસમાં ડ્રાઈફસના મુકદ્દમાની ફેરતપાસણી માટે પેદા થયેલી પ્રજાકીય ચળવળે પ્રજાસત્તાકવાદીઓ અને રાજશાહીવાદીઓ વચ્ચે ભીષણ સંઘર્ષનું રૂપ ધારણ કરી લીધું અને તેનું પરિણામ આખરે ૧૯૦૬માં ડ્રાઈફસની મુક્તિમાં આવ્યું.

ડ્રાઈફસના મામલાને લેનિને "પ્રત્યાઘાતી લશ્કરવાદીઓના હજારો બેઈમાન કુકૃત્યોમાંના એક" તરીકે ગણાવ્યો છે. — પૃ. ૧૩૧

75 **ઝેબર્ન કિસ્સો** — ૧૯૧૩ના નવેંબરમાં આલસેસના ઝેબર્ન શહેરમાં બનેલી ઘટના. આલસેસના વતનીઓ જોડે એક પ્રશિયન અફસરે કરેલા પાશવી વર્તનને કારણે એ ઘટના બનેલી. તેના પરિણામે મુખ્યત્વે ફ્રેંચ સ્થાનિક વસતિમાં પ્રશિયન લશ્કરવાદીઓ સામે રોષ ભભૂકી ઊઠયો. (જુઓ લેનિનની સંગૃહીત કૃતિઓમાં "ઝેબર્ન" નામે લેખ, ગ્રંથ ૧૯.) — પૃ. ૧૩૧

76 જુઓ માર્ક્સે એંગેલ્સને લખેલો પત્ર, ૩૦ નવેંબર, ૧૮૬૭. — પૃ. ૧૩૨

77 **'રાષ્ટ્રીય સવાલ વિશે ટીકાત્મક વિચારો'** નામે કૃતિમાં (જુઓ આ પુસ્તકનાં પૃષ્ઠ ૧૩) લેનિને રેનર તથા બાઉઅેરના "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ના પ્રત્યાઘાતી વિચારની કડક ટીકા કરી. — પૃ. ૧૩૨

78 જુઓ કાર્લ માર્ક્સ — 'ગુપ્ત સૂચના', અને ફ્રેડરિક એંગેલ્સ — 'હિજરતી સાહિત્ય, અનુચ્છેદ ૧, પોલિશ ઘોષણા.' — પૃ. ૧૩૫

79 જુઓ માર્ક્સે એંગેલ્સને લખેલો પત્ર, ૨ નવેંબર, ૧૮૬૭. — પૃ. ૧૩૫

80 *«Die Glocke»* (ઘંટ) — જર્મન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીના સભ્ય, સામાજિક-અંધરાષ્ટ્રવાદી, પાર્વુસે (હેલફાંદ) પહેલાં મ્યુનિખમાં અને પછી બર્લિનમાં ૧૯૧૫થી ૧૯૨૫ સુધી પ્રકાશિત કરેલું સામયિક. — પૃ. ૧૩૬

81 જુઓ ફ્રેડરિક એંગેલ્સનો લેખ 'લોકશાહીવાદી સર્વસ્લાવવાદ'. લેનિને *«Aus dem literarischen Nachlaß von Karl Marx, Friedrich Engels und Ferdinand Lassale»* (hr'sg von Franz Mehring, Stuttgart, 1902, Bd. III St. 246-264) નામે પુસ્તકનો ઉપયોગ કરેલો. તેમાં ઉપરોક્ત લેખના લેખકનું નામ અલગ નહોતું આપવામાં આવ્યું. — પૃ. ૧૩૬

[82] **ફેબિયનો** — ૧૮૮૪માં સ્થપાયેલી સુધારાવાદી ફેબિયન સોસાયટીના સભ્યો. સોસાયટીનું નામ રોમન સૈનિક ફેબિયસ મેક્ષિમસ ઉપરથી પાડવામાં આવેલું. પોતાની વિલંબકારી તરકીબોને કારણે અને હાન્નિબાલ સાથેની નિર્ણાયક ઝપાઝપીને ટાળવાની પોતાની ઇચ્છાને કારણે ફેબિયસ કનકટેટર (વિલંબકર્તા) તરીકે ઓળખાતો. ફેબિયનો કહેતા કે સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષની અને સમાજવાદી ક્રાંતિની જરૂર જ નથી, અને તેઓ એવો મત ધરાવતા કે મૂડીવાદમાંથી સમાજવાદ સુધીનું સંક્રમણ પરિમિત ક્રમશઃ સુધારાઓ દ્વારા સિદ્ધ કરી શકાશે. ફેબિયનવાદનું લેનિને "અત્યંત તકવાદી વહેણ" તરીકે વર્ણન કર્યું છે. ફેબિયન સોસાયટી ૧૯૦૦ની સાલમાં લેબર પાર્ટી જોડે ભળી જઈને તેનો એક ભાગ બની ગઈ. પ્રથમ વિશ્વ-યુદ્ધ દરમિયાન (૧૯૧૪—૧૯૧૮) ફેબિયનોએ સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું.— પૃ. ૧૩૮

[83] લેનિને ઘડેલા અને ક્રેકોવ નજીક પોરોનિનમાં ૧૯૧૩ના ઓક્ટોબરની ૬થી ૧૪મી તારીખ સુધી ભરવામાં આવેલી રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની સેંટ્રલ કમિટી તથા મુખ્ય પાર્ટી-કાર્યકરોની કોન્ફરન્સે અપનાવેલા રાષ્ટ્રીય સવાલ સંબંધી ઠરાવ પ્રત્યે લેનિને અહીંયાં નિર્દેશ કર્યો છે. ગુપ્તતાનાં કારણોસર એ કોન્ફરન્સને "ગ્રીષ્મ" અથવા "ઓગસ્ટ" કોન્ફરન્સ નામ આપવામાં આવ્યું હતું.— પૃ. ૧૪૧

[84] **'નાશે દેલો'** (આપણું ધ્યેય) — મેન્શેવિક — વિસર્જનવાદીઓનું કેંદ્રીય મુખપત્ર. ૧૯૧૪ના ઓક્ટોબરમાં બંધ કરી દેવામાં આવેલા સામયિક 'નાશા ઝાર્યા' (આપણું પ્રભાત)ને સ્થાને ઉપરોક્ત માસિક ૧૯૧૫ના જાન્યુઆરીમાં શરૂ કરવામાં આવ્યું હતું. તેના કુલ ૬ અંક પ્રકાશિત થયા હતા.— પૃ. ૧૪૧

[85] ઝિમ્મરવાલ્ડ કોન્ફરન્સ — ૧૯૧૫ના સપ્ટેંબરની ૫થી ૮મી તારીખ સુધી ઝિમ્મરવાલ્ડમાં ભરાયેલી પ્રથમ આંતરરાષ્ટ્રીય સમાજવાદી કોન્ફરન્સ. એ કોન્ફરન્સમાં લેનિનની અગેવાની ધરાવતા ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદીઓ અને કાઉત્સ્કીપંથી બહુમતી વચ્ચે સંઘર્ષ થયો. ઉદ્દામ આંતરરાષ્ટ્રવાદીઓમાંથી લેનિને ઝિમ્મરવાલ્ડ ઉદ્દામ ગ્રૂપની સ્થાપના કરી. એ ગ્રૂપમાંથી કેવળ બોલ્શેવિક પાર્ટીએ જ યુદ્ધ વિરુદ્ધ સાચું અને સુસંગત આંતરરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું.

કોન્ફરન્સે જાહેરનામું બહાર પાડીને યુદ્ધને સામ્રાજ્યવાદી યુદ્ધ તરીકે ઘોષિત કર્યું, યુદ્ધ સંબંધી ફાળવણીઓની તરફેણમાં મત આપનારા તથા મૂડીવાદી સરકારોમાં ભાગ લેનારા "સમાજવાદીઓ"ના વર્તનને વખોડી કાઢ્યું,

અને યુરોપના કામદારોને યુદ્ધ વિરુદ્ધ સંઘર્ષ વિકસાવવાની તેમ જ ઈજાફતો તથા નુકસાની-ભરણાં વગરની સુલેહ માટે જહેમત કરવાની હાકલ કરી.

કોન્ફરન્સે યુદ્ધપીડિતો પ્રત્યે હમદર્દી વ્યક્ત કરતો ઠરાવ પણ પસાર કર્યો અને આંતરરાષ્ટ્રીય સમાજવાદી કમિશનની ચૂંટણી કરી.—પૃ. ૧૪૧

[86] **'સોત્સિઆલ-દેમોક્રાત'** (સામાજિક-લોકશાહીવાદી) — ૧૯૦૮ના ફેબ્રુઆરીથી ૧૯૧૭ના જાન્યુઆરી સુધી પ્રકાશિત થતું રહેલું એક ગેરકાયદે અખબાર, રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનું મુખપત્ર. તેનો પ્રથમ અંક રશિયામાં પ્રકાશિત કરવાની કોશિશ કેટલીય વાર કરવામાં આવી પરંતુ તેમાં સફળતા ન મળવાથી તેનું પ્રકાશન દેશની બહારથી (પેરિસ, જિનિવા) કરવામાં આવ્યું. બધા મળીને તેના ૫૮ અંકો પ્રકાશિત થયા હતા. ૧૯૧૧માં 'સોત્સિઆલ-દેમોક્રાત'ના સંપાદનની જવાબદારી લેનિને સંભાળી લીધી. તેમણે એ અખબારમાં ૮૦થી વધારે લેખો લખ્યા.

પ્રથમ વિશ્વ-યુદ્ધ દરમિયાન આ અખબારે કરેલી સેવાઓની લેનિને ખૂબ કદર કરી અને આગળ જતાં લખ્યું કે "જે કોઈ વર્ગજાગ્રત કામદાર આંતરરાષ્ટ્રીય સમાજવાદી ક્રાંતિના વિચારોનો વિકાસ તેમ જ ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૫મી તારીખે એ વિચારોને મળેલા પ્રથમ વિજયનો અર્થ સમજવા ઇચ્છતો હોય તેને એ અખબારમાં પ્રકાશિત લેખોનું અધ્યયન કર્યા વગર નહિ ચાલે."—પૃ. ૧૪૪

[87] **'ગાઝેતા રાબોત્નિચા'** (*«Gazeta Robotnicza»*—કામદાર અખબાર)—પોલૅંડ અને લિથુઆનિયાના સામાજિક-લોકશાહીવાદીઓની વોર્સો સમિતિનું ગેરકાયદે મુખપત્ર. તે ૧૯૦૬માં મેથી ઑક્ટોબર સુધી પ્રકાશિત થયું હતું. તેના બધા મળીને ચૌદ અંક પ્રકાશિત થયા. ત્યાર પછી તેનું પ્રકાશન બંધ કરી દેવામાં આવ્યું. ૧૯૧૨માં પોલિશ સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીમાં ફૂટ પડી અને તેની બે વોર્સો સમિતિઓ અસ્તિત્વમાં આવી. તેના પરિણામે 'ગાઝેતા રાબોત્નિચા' નામે બે અખબારો છપાવા લાગ્યાં. એકનું પ્રકાશન વોર્સોમાં પાર્ટીના મુખ્ય બોર્ડના સમર્થકો તરફથી ૧૯૧૧ના જુલાઈથી ૧૯૧૩ના જુલાઈ સુધી થતું રહ્યું, અને બીજું ક્રેકોવમાં સ્થાપિત વિરોધી વોર્સો સમિતિ તરફથી ૧૯૧૧ના જુલાઈથી ૧૯૧૬ના ફેબ્રુઆરી સુધી પ્રકાશિત થતું રહ્યું. લેનિનનો નિર્દેશ આ બીજા અખબાર પ્રત્યે છે.

આ અખબારે ઝિમ્મરવાલ્ડી ઉદ્દામ જૂથની તરફેણ કરી. યુદ્ધના સવાલના સંબંધમાં તેણે સુસંગત આંતરરાષ્ટ્રવાદી દૃષ્ટિકોણ અપનાવ્યો પરંતુ અનેક મહત્ત્વના

સવાલોના (જેવા કે મધ્યમપંથીઓ જોડેના સંગઠનાત્મક સંબંધોના વિચ્છેદનો તેમ જ યુદ્ધ દરમિયાન ન્યૂનતમ કાર્યક્રમની માંગો પ્રત્યેના વલણનો સવાલ) સંબંધમાં તે મધ્યમપંથ તરફ ઢળી પડ્યું. રાષ્ટ્રીય સવાલના મામલામાં તેણે રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનો વિરોધ કર્યો.

અહીંયાં લેનિને નિરૂપેલી થિસિસો 'સમાજવાદી ક્રાંતિ અને રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર' તેમ જ 'ગાઝેતા રાબોત્નિચા' તરફથી નિરૂપિત થિસિસો 'સામ્રાજ્યવાદ અને પ્રજાઓનું ઉત્પીડન' બેઉ પ્રત્યે નિર્દેશ છે. બેઉ *«Vorbote»* સામયિકમાં પ્રકાશિત થયેલી અને તેમને 'સ્બોર્નિક સોત્સિઆલ-દેમોક્રાતા'ના પહેલા અંકમાં (ઑક્ટોબર, ૧૯૧૬) ફરી વાર છાપવામાં આવી હતી. 'આત્મનિર્ણય વિશેની ચર્ચાનો નિષ્કર્ષ' નામે લેનિનનો લેખ પણ એ અંકમાં પ્રકાશિત થયો હતો.—પૃ. ૧૪૪

88 *«Vorbote»* (અગ્રદૂત)—૧૯૧૬માં બર્નમાં (જર્મન ભાષામાં) પ્રકાશિત થયેલું ઝિમ્મરવાલ્ડ ઉદ્દામોનું સૈદ્ધાંતિક સામયિક. તેના કુલ બે અંક પ્રકાશિત થયા—૧૯૧૬ના જાન્યુઆરીમાં પહેલો અને એપ્રિલમાં બીજો. 'તકવાદ અને બીજી ઇન્ટરનેશનલનું પતન' તથા 'સમાજવાદી ક્રાંતિ અને રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર (થિસિસો)' (જુઓ આ પુસ્તિકાનાં પૃષ્ઠ ૧૨૮) નામે લેનિનના લેખો એ સામયિકમાં પ્રકાશિત થયા હતા.—પૃ. ૧૪૪

89 પોલૅંડની સ્વાધીનતાના સંબંધમાં આ ત્રણ દૃષ્ટિકોણોના મૂલ્યાંકન માટે જુઓ લેનિનની કૃતિ 'રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર', આ પુસ્તિકાનાં પૃષ્ઠ ૫૧—પૃ. ૧૪૪

90 ૧૯૦૩માં રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કૉંગ્રેસ માટે 'ઈસ્ક્રા'ના તંત્રીમંડળે ઘડેલા કાર્યક્રમના ખરડાની છણાવટ વેળાએ કૉંગ્રેસની તૈયારી દરમિયાન તેમ જ કૉંગ્રેસની અંદર પણ રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની માંગના સંબંધમાં ખૂબ જોરદાર વિવાદ ઊભો થઈ ગયો. 'ઈસ્ક્રા'માં પ્રકાશિત 'આર્મેનિયન સામાજિક-લોકશાહીવાદીઓના સંઘના જાહેરનામાના સંબંધમાં' અને 'આપણા કાર્યક્રમમાં રાષ્ટ્રોના સવાલનું સ્થાન' નામે લેખોમાં લેનિને એ સવાલ વિશે માર્ક્સવાદીઓનો, 'ઈસ્ક્રા'પંથીઓનો, દૃષ્ટિકોણ સ્પષ્ટ કર્યો. કાર્યક્રમના ખરડાની ૯મી કલમમાં નિરૂપિત રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની માંગ વિશે કૉંગ્રેસના પ્રોગ્રામ-કમિશનમાં જોરદાર સંઘર્ષ થયો. પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓએ એવો ખયાલ વ્યક્ત કર્યો કે એ માંગ ઉઠાવવાનો અર્થ પોલિશ રાષ્ટ્રવાદીઓના હાથનું રમકડું બની જવા જેવો છે.

તેમણે સૂચન કર્યું કે એ માંગને સ્થાને સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાની માંગ મૂકવામાં આવે. બુંદવાદીઓએ પણ લગભગ એવું જ વલણ લીધું. તેમણે એ વખતે આત્મનિર્ણયના અધિકારનો સીધો વિરોધ તો ન કર્યો પરંતુ એવો આગ્રહ રાખ્યો કે ૯મી કલમની પૂર્તિ તરીકે સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાની માંગને મૂકવામાં આવે. સાથે સાથે તેમણે ફેડરેશનના સિદ્ધાંતની હિમાયત કરીને પાર્ટી-સંગઠનમાં આંતરરાષ્ટ્રવાદનો વિરોધ કર્યો. કોંગ્રેસે પોલિશ સામાજિક-લોકશાહીવાદીઓના વિચારોને તેમ જ બુંદવાદીઓના રાષ્ટ્રવાદી દાવાઓને તુચ્છકારી કાઢ્યા અને રાષ્ટ્રોના આત્મનિર્ણય તથા પાર્ટી-સંગઠનમાં આંતરરાષ્ટ્રવાદના સિદ્ધાંત સંબંધી કલમને બહાલી આપી.

૧૯૧૩—૧૯૧૪માં એક તરફ રાષ્ટ્રીય મુક્તિ આંદોલનોના જુવાળના સંબંધમાં તથા બીજી તરફ મોટાં રાષ્ટ્રોના અંધરાષ્ટ્રવાદ તથા સ્થાનિક રાષ્ટ્રવાદના વધતા જતા જોરના સંબંધમાં રાષ્ટ્રીય સવાલ સંબંધી વાદવિવાદ ફરી વાર ખૂબ જોરથી ભભૂકી ઊઠ્યો. મેન્શેવિક-વિસર્જનવાદીઓ, બુંદવાદીઓ, તથા ઉક્રાઈનિયન તકવાદીઓએ રાષ્ટ્રીય સવાલના સંબંધમાં માર્ક્સવાદી કાર્યક્રમ ઉપર તેમ જ એ કાર્યક્રમમાં ઉઠાવવામાં આવેલી અલગ થઈ જવાની આઝાદી સમેત રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની માંગ ઉપર પ્રહારો કર્યા અને તેની વિરુદ્ધ સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાની રાષ્ટ્રવાદી માંગ પેશ કરી. રોઝા લુક્ઝેમ્બુર્ગે પણ એ સવાલના સંબંધમાં ગલત વલણ લીધું. 'રાષ્ટ્રીય સવાલ અને સ્વાયત્તતા' નામે લેખમાં (૧૯૦૮—૧૯૦૯) તથા પોતાની અન્ય કૃતિઓમાં તેણે રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીના કાર્યક્રમમાંથી રાષ્ટ્રોના આત્મનિર્ણય સંબંધી કલમ હઠાવી દેવાની આવશ્યકતા સાબિત કરવાની કોશિશ કરી. 'રાષ્ટ્રીય સવાલ વિશે ટીકાત્મક વિચારો' તથા 'રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર' નામક કૃતિઓમાં લેનિને તકવાદીઓના વિચારોની તેમ જ રોઝા લુક્ઝેમ્બુર્ગના ભૂલભરેલા ખયાલોની ટીકા કરી. એ કૃતિઓમાં લેનિને રાષ્ટ્રીય સવાલના સંબંધમાં માર્ક્સવાદી સિદ્ધાંત વિકસાવ્યો અને બોલ્શેવિક પાર્ટીના રાષ્ટ્રો સંબંધી કાર્યક્રમ તથા નીતિનું સમર્થન કર્યું (જુઓ આ પુસ્તકનાં પૃષ્ઠ ૧૩-૫૦, ૫૧-૧૨૨).

વિશ્વયુદ્ધનાં વર્ષો દરમિયાન રાષ્ટ્રીય સવાલના સંબંધમાં "આપણી પાર્ટીના સભ્યોમાં વિચારોની અસ્થિરતા"નો ઉલ્લેખ કરતી વેળા લેનિનનો નિર્દેશ ૧૯૧૫ની વસંતમાં રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની વિદેશી શાખાઓના બર્ન સંમેલનમાં બુખારિને કરેલા ભાષણ પ્રત્યે તેમ જ 'રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારના સૂત્ર સંબંધી' બુખારિન, પ્યાતાકોવ, તથા બોશની સંયુક્ત થિસિસો

(૧૯૧૫ની શરદ) પ્રત્યે હતો જેમાં એ લોકોએ પાર્ટીના કાર્યક્રમની રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની માંગને તુચ્છકારી કાઢી હતી. — પૃ. ૧૪૫

[91] જુઓ ટિપ્પણી નંબર ૩. — પૃ. ૧૪૭

[92] «*Berner Tagwacht*» — સ્વિટ્ઝર્લૅંડના સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનું બર્નમાં ૧૮૯૩માં સ્થાપિત મુખપત્ર. પ્રથમ વિશ્વ-યુદ્ધના આરંભમાં કા. લીબ્કનેખ્ત, ફ. મેહરિંગ, વગેરે ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓના લેખો તેમાં પ્રકાશિત થયા હતા. ૧૯૧૭માં તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓનું ઉઘાડું સમર્થન શરૂ કરી દીધું. — પૃ. ૧૫૪

[93] જુઓ ટિપ્પણી નંબર ૮૭. — પૃ. ૧૫૫

[94] **'ઇન્ટરનેશનલ'** જૂથ — આગળ જતાં 'સ્પાર્ટાકસ' લીગ તરીકે ઓળખાવા લાગેલા આ જૂથની સ્થાપના જર્મનીના ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓએ — કાર્લ લીબ્કનેખ્ત, રોઝા લુક્ઝેમ્બુર્ગ, ફ્રાંઝ મેહરિંગ, કલારા જેટકિન, વગેરે — પ્રથમ વિશ્વ-યુદ્ધના આરંભમાં કરી હતી. જર્મનીના કામદાર આંદોલનના ઇતિહાસમાં 'ઇન્ટરનેશનલ' જૂથે મહત્ત્વની ભૂમિકા ભજવી. ૧૯૧૬ના જાન્યુઆરીમાં ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓના અખિલ જર્મન સંમેલનમાં આ જૂથે આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદી આંદોલનના કર્તવ્યના સંબંધમાં રોઝા લુક્ઝેમ્બુર્ગે નિરૂપિત કરેલી થિસિસો અપનાવી. 'ઇન્ટરનેશનલ' જૂથે આમજનતામાં સામ્રાજ્યવાદી યુદ્ધની વિરુદ્ધ પ્રચાર ચલાવ્યો અને જર્મન સામ્રાજ્યવાદની લુટારુ નીતિ તથા સામાજિક-લોકશાહીવાદી નેતાઓની દગાખોરી ઉઘાડી પાડી. પરંતુ સિદ્ધાંત અને નીતિના સંબંધમાં પોતાની ભારે ભૂલોના પાશમાંથી જૂથ છૂટી ન શક્યું. તેણે સામ્રાજ્યવાદના યુગમાં રાષ્ટ્રીય મુક્તિ યુદ્ધોની સંભાવનાને નકારી કાઢી, ક્રાંતિકારી પાર્ટીની ભૂમિકાનું મૂલ્ય ઓછું આંક્યું, વગેરે. ૧૯૧૭માં 'ઇન્ટરનેશનલ' જૂથ પોતાની સંગઠનાત્મક સ્વતંત્રતા અખંડ રાખીને જર્મનીની મધ્યમપંથી સ્વતંત્ર સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીમાં જોડાઈ ગયું. ૧૯૧૮ના નવેંબરમાં જર્મનીમાં ક્રાંતિ થઈ ત્યાર પછી જૂથે "સ્વતંત્રો" સાથેના સંબંધો તોડી નાખ્યા અને એ જ વરસના ડિસેંબરમાં તેણે જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપના કરી. — પૃ. ૧૫૮

[95] જુઓ ફ્રેડરિક એંગેલ્સનો લેખ 'લોકશાહીવાદી સર્વસ્લાવવાદ'. — પૃ. ૧૬૭

[96] જુઓ કાર્લ માર્ક્સ — 'ગુપ્ત સૂચના' અને ફ્રેડરિક એંગેલ્સ — 'હિજરતી સાહિત્ય, અનુચ્છેદ ૧, પોલિશ ઘોષણા'. — પૃ. ૧૬૮

[97] જુઓ ફ્રેડરિક એંગેલ્સનો લેખ 'કામદાર વર્ગને પોલૅંડ જોડે શો સંબંધ છે?' — પૃ. ૧૬૯

[98] *«Lichtstrahlen»* (પ્રકાશનાં કિરણો) — બોર્હાદ્રતે સંપાદિત કરેલું એક માસિક, જર્મનીમાં ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓના એક ગ્રૂપનું મુખપત્ર. એ માસિક બર્લિનમાં ૧૯૧૩થી ૧૯૨૧ સુધી અનિયમિત રૂપે પ્રકાશિત થયું હતું. — પૃ. ૧૭૮

[99] અહીંયાં નિર્દેશ રોઝા લુક્ઝેમ્બુર્ગના 'રાષ્ટ્રીય સવાલ અને સ્વાયત્તતા' નામક લેખ પ્રત્યે છે. એ લેખ *Przegląd Socjaldemokratyczny* (સામાજિક-લોકશાહીવાદી સમીક્ષા) સામયિકના અંક ૬, ૭, ૮, ૯, ૧૦ (૧૯૦૮) અને ૧૨, ૧૪, ૧૫માં (૧૯૦૯) પ્રકાશિત થયો હતો. — પૃ. ૧૭૮

[100] **સ્તોલીપિન કામદાર પાર્ટી** — આ નામ મેન્શેવિક વિસર્જનવાદીઓને આપવામાં આવ્યું હતું કેમ કે સ્તોલીપિન-પ્રત્યાઘાતના સમય દરમિયાન તેમણે પોતાનું વર્તન સ્થાપિત શાસન-વ્યવસ્થાને અનુકૂળ બનાવવાની કોશિશ કરી હતી. પ્રથમ રશિયન ક્રાંતિના (૧૯૦૫ — ૧૯૦૭) પરાજ્ય પછી તેમણે એ શાસનને પૂર્ણ રૂપે સ્વીકારી લીધું અને રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીના કાર્યક્રમ તથા કાર્યનીતિને તિલાંજલિ આપીને એક કાયદેસર નકલી કામદાર પાર્ટીની સ્થાપના માટે ઝારશાહી સરકારની પરવાનગી મેળવવાની કોશિશ કરી. (જુઓ ટિપ્પણી નંબર ૬). — પૃ. ૧૭૯

[101] **'નાશે સ્લોવો'** (અમારો બોલ) — 'ગોલોસ' (અવાજ) અખબારને સ્થાને ૧૯૧૫ના જાન્યુઆરીથી ૧૯૧૬ના સપ્ટેંબર સુધી પેરિસમાં પ્રકાશિત થયેલું મેન્શેવિક-ત્રોત્સ્કીપંથી દૈનિક. — પૃ. ૧૮૩

[102] *«Vorwärts»* (આગે ધપો) — જર્મન સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીનું દૈનિક કેંદ્રીય મુખપત્ર. પાર્ટીની હાલ્લે કૉંગ્રેસના નિર્ણયના પરિણામે ૧૮૯૧માં તે *«Berliner Volksblatt»* (બર્લિનની જનતાનું અખબાર)ની નવી શ્રેણીના રૂપમાં *«Vorwärts Berliner Volksblatt»* નામે પ્રકાશિત થવા લાગ્યું. *«Berliner Volksblatt»* ૧૮૮૪થી પ્રકાશિત થઈ રહ્યું હતું. ફ્રેડરિક એંગેલ્સે દરેક પ્રકારના તકવાદનો સામનો કરવા માટે આ અખબારનો ઉપયોગ કર્યો. ફ્રેડરિક એંગેલ્સના મૃત્યુ પછી, ૧૯મી સદીના છેલ્લા દાયકાના ઉત્તરાર્ધથી આ અખબારમાં પાર્ટીની

મવાળ પાંખનું જોર વધ્યું અને તેમાં તકવાદીઓના લેખો નિયમિત રૂપે પ્રકાશિત થવા લાગ્યા.

પ્રથમ વિશ્વ-યુદ્ધ દરમિયાન (૧૯૧૪—૧૯૧૮) અખબારે સામાજિક-અંધરાષ્ટ્રવાદી વલણ અપનાવી લીધું અને મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી «*Vorwärts*» સોવિયેત-વિરોધી પ્રચાર કરવા લાગ્યું.—પૃ. ૧૮૪

[103] **'નાશ ગોલોસ'**—કાનૂની મેન્શેવિક અખબાર, ૧૯૧૫—૧૯૧૬ દરમિયાન સમારામાં પ્રકાશિત. તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી વલણ અપનાવ્યું હતું.—પૃ. ૧૮૯

[104] **'પ્રજાઓનો સવાલ કે "સ્વાયત્તીકરણ"'** શીર્ષક હેઠળ પ્રકાશિત થયેલો પત્ર લેનિને ૧૯૨૨ના ડિસેંબરમાં લખાવેલી નોંધોના અનુસંધાનમાં છે. એ નોંધો હતી—'કોંગ્રેસને પત્ર' ('વસિયતનામું' તરીકે વિખ્યાત) અને 'સ્ટેટ પ્લાનિંગ કમિશનને વૈધાનિક અધિકારો સુપરત કરવા વિશે'.

રાષ્ટ્રીય નીતિના ખરા અમલને અને સોવિયેતોની કોંગ્રેસે અપનાવેલ ઘોષણા તથા સંધિઓના વાસ્તવિક અમલને લેનિને અસાધારણ મહત્ત્વ આપ્યું અને ૧૯૨૨ના ડિસેંબરની ૩૦મી તથા ૩૧મી તારીખે એ પત્ર લખાવ્યો. ૧૯૨૩ના એપ્રિલમાં ભરાયેલી રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિક)ની બારમી કોંગ્રેસનાં પ્રતિનિધિમંડળોના આગેવાનોની મિટિંગમાં એ પત્ર વાંચી સંભળાવવામાં આવ્યો. રાષ્ટ્રીય સવાલ વિશે લેનિનના પત્રના આધારે ઘડવામાં આવેલો ઠરાવ કોંગ્રેસે અપનાવ્યો.

"સ્વાયત્તીકરણ"ની દરખાસ્તમાં સોવિયેત પ્રજાસત્તાકોને સ્વાયત્ત એકમો તરીકે રશિયન સોવિયેત ફેડરેટિવ સમાજવાદી પ્રજાસત્તાકમાં સામેલ કરીને એકતાબદ્ધ કરવાનો ખયાલ નિરૂપિત થયો હતો. એ ખયાલ "ર. સો. ફે. સ. પ્રજાસત્તાક અને સ્વાધીન પ્રજાસત્તાકો વચ્ચેના સંબંધો અંગે ઠરાવના ખરડા"નો આધાર હતો. એ ખરડો સ્તાલિને રજૂ કર્યો હતો અને કેંદ્રીય સમિતિના પૂર્ણ અધિવેશન માટે ર. સો. ફે. સ. પ્રજાસત્તાક અને ઉક્રાઈનિયન સો. સ. પ્રજાસત્તાક, બેલોરશિયન સો. સ. પ્રજાસત્તાક, તથા ટ્રાન્સકોકેશિયન ફેડરેશન વચ્ચેના ભાવિ સંબંધોના સવાલનું પરીક્ષણ કરવા કેંદ્રીય સમિતિએ નિયુક્ત કરેલા કમિશને તેને ૧૯૨૨ના સપ્ટેંબરમાં બહાલી આપી હતી. ૧૯૨૨ના સપ્ટેંબરની ૨૭મી તારીખે પૉલિટ બ્યુરોના સભ્યોને લખેલા પત્રમાં લેનિને એ ખરડાની સખત ટીકા કરી. તેમણે સવાલનો અન્ય ઉકેલ રજૂ કર્યો જે સિદ્ધાંતની

દૃષ્ટિએ ભિન્ન હતો—ર. સો. ફે. સ. પ્રજાસત્તાક સમેત સઘળાં સોવિયેત પ્રજાસત્તાકોનું એક નવા રાજ્ય-સંઘટનમાં—સોવિયેત પ્રજાસત્તાકોના સંઘમાં—સંપૂર્ણ સમાનતાની શરતોએ મરજિયાત જોડાણ. લેનિને લખ્યું કે "આપણે આપણને ઉક્રાઈનિયન તથા અન્ય સો. સ. પ્રજાસત્તાકોની જોડે એકસમાન પ્રજાસત્તાક માનીએ છીએ અને તેમની જોડાજોડ તથા સમાનતાની શરતોએ એક નવા સંઘમાં, એક નવા ફેડરેશનમાં, પ્રવેશ કરીએ છીએ..." કેંદ્રીય સમિતિના કમિશને ઠરાવના ખરડામાં લેનિનનાં સૂચનો મુજબ ફેરફાર કર્યા. ૧૯૨૨ના ઑક્ટોબરમાં પાર્ટીની કેંદ્રીય સમિતિના પૂર્ણ અધિવેશને એ સૂચનો પર આધારિત નવા ખરડાને બહાલી આપી. કેંદ્રીય સમિતિના નિર્ણયના આધાર પર પ્રજાસત્તાકોના સંઘની રચના સંબંધી તૈયારીઓનું કાર્ય આગળ ધપવા લાગ્યું. ૧૯૨૨ના ડિસેંબરની ૩૦મી તારીખે સમગ્ર દેશની સોવિયેતોની પ્રથમ કોંગ્રેસે સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘની સ્થાપનાનો ઐતિહાસિક નિર્ણય અપનાવ્યો.—પૃ. ૧૯૧

[105] ૧૯૨૨ના ઑક્ટોબર તથા ડિસેંબરમાં ભરવામાં આવેલાં રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિક)ની સેંટ્રલ કમિટીનાં પૂર્ણ અધિવેશનો. એ અધિવેશનોની કાર્યસૂચિઓમાં સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકોના સંઘની સ્થાપનાનો સવાલ સામેલ હતો.—પૃ. ૧૯૧

## નામ નિર્દેશિકા

### અ

**અક્સેલરોદ, પાવેલ બોરિસોવિચ** (૧૮૫૦—૧૯૨૮)—મેન્શેવિક આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે હકીકતમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદી હતો પરંતુ મધ્યમપંથી વાતો કરતો હતો—૧૪૪.

### એ

**એલ્લેનબોગેન, વિલ્હેલ્મ** (જન્મ ૧૮૬૩)—ઓસ્ટ્રિયાના સામાજિક-લોકશાહીવાદી આંદોલનનો સુધારણાવાદી અગેવાન. ૧૯૦૧થી ૧૯૧૪ સુધી ઑસ્ટ્રિયાની સંસદનો સભ્ય, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. રાષ્ટ્રોના સવાલની બાબતમાં "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"નો સમર્થક.—૭, ૩૬.

**એંગેલ્સ ફ્રેડરિક**—Engels, Friedrich (૧૮૨૦—૧૮૯૫)—૫૯, ૯૫, ૯૮, ૯૯, ૧૦૦, ૧૦૧, ૧૦૫, ૧૨૫, ૧૪૭, ૧૪૮, ૧૬૮, ૧૬૯, ૧૮૧, ૧૮૨.

### ઓ

**ઓર્જોનિકીદ્ઝે, ગ્રિગોરી કોન્સ્તાન્તીનોવિચ** (૧૮૮૬—૧૯૩૭)—કોમ્યુનિસ્ટ પાર્ટી અને સોવિયેત સરકારના વિખ્યાત કાર્યકર. ૧૯૨૧-૨૬ દરમિયાન કેંદ્રીય સમિતિના કોકેશિયન બ્યુરોના અધ્યક્ષ, અને ત્યાર બાદ પાર્ટીની ટ્રાન્સ-કોકેશિયન પ્રાદેશિક સમિતિના મંત્રી.—૧૯૧, ૧૯૩, ૧૯૭.

**ઑસ્ટેર્લિટ્સ, ફ્રેડરિક** (૧૮૬૨—૧૯૩૧)—ઓસ્ટ્રિયાની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો આગેવાન, પાર્ટીના કેંદ્રીય મુખપત્ર «*Arbeiter Zeitung*»નો સંપાદક, ઑસ્ટ્રિયાની સંસદનો સભ્ય. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન અત્યંત અંધરાષ્ટ્રવાદી.—૧૪૩.

**કાઉત્સ્કી, કાર્લ** — Kautsky, Karl (૧૮૫૪—૧૯૩૮) — જર્મન સામાજિક-લોકશાહીવાદ અને બીજી ઈન્ટરનૅશનલના સિદ્ધાંતકારોમાંનો એક. શરૂઆતમાં તે માર્ક્સવાદી હતો પણ આગળ જતાં તેણે માર્ક્સવાદનો દ્રોહ કર્યો. તકવાદના અધિકતમ ભયજનક અને હાનિકારક પ્રકાર કેંદ્રવાદનો નિરૂપક, અર્થાત્ આંતરરાષ્ટ્રવાદી શબ્દજાળની આડમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદની વિચારસરણીનો નિરૂપક. — ૭, ૨૪, ૩૭, ૩૮, ૫૩-૫૫, ૫૬, ૫૯, ૭૦, ૭૩, ૯૪, ૧૩૮, ૧૪૩, ૧૪૪, ૧૭૭, ૧૮૧, ૧૮૨, ૧૮૯.

**કા. રા.** — જુઓ રાદેક, કાર્લ બેર્નગાર્દોવિચ.

**કનોવ, હેનરિક** (૧૮૬૨ — ૧૯૩૬) — જર્મનીનો મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી, ઈતિહાસકાર, સમાજશાસ્ત્રી, નૃવંશવિદ. પહેલાં તે માર્ક્સવાદીઓ જોડે ભળી ગયો પરંતુ આગળ જતાં માર્ક્સવાદને વિકૃત કરીને સુધારણાવાદી બની ગયો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-સામ્રાજ્યવાદનો સિદ્ધાંતકાર. — ૧૩૮, ૧૬૦, ૧૬૧, ૧૬૫.

**કૂત્લેર, નિકોલાઇ નિકોલાયેવિચ** (૧૮૫૯ — ૧૯૨૪) — કેડેટ પાર્ટીનો એક મુખ્ય કાર્યકર. ખેતીવાડીનો પ્રધાન (૧૯૦૫ — ૧૯૦૬). બીજી અને ત્રીજી રાજ્ય દૂમાનો સભ્ય. — ૧૨૪.

**કોકોશિકન, ફ્યોદોર ફ્યોદોરોવિચ** (૧૮૭૧ — ૧૯૧૮) — મૂડીવાદી મુત્સદ્દી અને પત્રકાર, કેડેટ પાર્ટીનો એક સંસ્થાપક અને તેની સેંટ્રલ કમિટીનો સભ્ય, પ્રથમ રાજ્ય દૂમાનો સભ્ય. ૧૯૦૭થી તે લિબરલ અખબાર 'રૂસ્સ્કીયે વેદોમોસ્તી' અને 'રૂસ્સ્કાયા મીસ્લ' તથા અન્ય લિબરલ અખબારોમાં લેખો લખતો હતો. — ૭૯-૮૨, ૮૩, ૯૦, ૯૬, ૧૧૬, ૧૧૭, ૧૧૯.

**કોલ્યુબાકિન, અલેક્સાન્દર મિખાઇલોવિચ** (૧૮૬૮—૧૯૧૫) — રાજકારણી, સક્રિય કેડેટ. — ૭૯.

**કોસોવ્સ્કી, વ.** (લેવિન્સોન, મ. ય.) (૧૮૭૦ — ૧૯૪૧) — 'બુંદ'નો એક આગેવાન. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કોંગ્રેસમાં (૧૯૦૩) તેણે 'બુંદ'ની વિદેશ-સમિતિનું પ્રતિનિધિત્વ કર્યું હતું. 'ઈસ્ક્રા'નો વિરોધી, કોંગ્રેસ પૂરી થઈ ગયા પછી મેન્શેવિક.

પ્રત્યાઘાતનાં વરસો (૧૯૦૭–૧૯૧૦) તેમ જ ક્રાંતિકારી આંદોલનના પુનરુત્થાન દરમિયાન તેણે મેન્શેવિકો અને વિસર્જનવાદીઓના સામયિક 'નાશા ઝાર્યા' તથા 'લૂચ' અખબારમાં કામ કર્યું હતું. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી.—૧૨૧, ૧૨૨.

**કોસ્રોવ** (જોર્દાનિયા, નોઇ નિકોલાયેવિચ) (૧૮૭૦–૧૯૫૩)—સામાજિક-લોકશાહીવાદી, કોકેસસના મેન્શેવિકોનો એક આગેવાન. પ્રત્યાઘાતનાં વરસો (૧૯૦૭–૧૯૧૦) તેમ જ ક્રાંતિકારી આંદોલનના પુનરુત્થાન દરમિયાન વિસર્જનવાદીઓનો સમર્થક. ૧૯૧૪માં ત્રોત્સ્કીના સામયિક 'બોર્બા'નો કાર્યકર. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી.—૧૦૯.

**ક્રિસ્તાન, એટબિન** (૧૮૬૭–૧૯૫૩)—સ્લાવેનિયન મુત્સદ્દી, લેખક, અને પત્રકાર. પ્રથમ વિશ્વયુદ્ધ પહેલાં સ્લાવેનિયાના સામાજિક-લોકશાહીવાદી આંદોલનનો આગેવાન. તેણે ઘણાં કામદાર અખબારોમાં કામ કર્યું હતું.—૭, ૩૬.

**ક્રેસ્તોવ્નિકોવ, ગ્રિગોરી અલેક્સાન્દ્રોવિચ** (જન્મ ૧૮૫૫)—મોટો રશિયન ઉદ્યોગપતિ અને આડતિયો. રાજશાહીવાદી મૂડીવાદીઓની ઑક્ટોબરવાદી પાર્ટીનો એક આગેવાન.—૧૨૪.

**ક્રોપોત્કિન, પ્યોત્ર અલેક્સેયેવિચ** (૧૮૪૨–૧૯૨૧)—અરાજકતાવાદના મુખ્ય આગેવાનો અને સિદ્ધાંતકારોમાંનો એક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી.—૧૨૩.

**ક્રોમવેલ, ઑલિવર**—Cromwell, Oliver (૧૫૯૯–૧૬૫૮)—સત્તરમી સદીની બ્રિટિશ મૂડીવાદી ક્રાંતિનો મુખ્ય આગેવાન. ૧૬૫૩ પછી બ્રિટનનો લૉર્ડ પ્રોટેક્ટર.—૧૦૧.

## ગ

**ગાનેત્સ્કી યાકોવ સ્તાનિસ્લાવોવિચ** (૧૮૭૯–૧૯૩૭)—પોલૅંડ અને રશિયાના ક્રાંતિકારી આંદોલનનો એક પ્રખ્યાત કાર્યકર્તા. તેણે પોલૅંડ તથા લિથુઆનિયાના સામાજિક-લોકશાહીવાદીઓની ઘણી કૉંગ્રેસોમાં તેમ જ રશિયન

સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી, ચોથી, તથા પાંચમી કોંગ્રેસમાં ભાગ લીધો હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે આંતરરાષ્ટ્રવાદી હતો. — ૧૦૭, ૧૦૮.

**ગાન્કેવિચ, નિકોલાઇ** (જન્મ ૧૮૬૯) — ઉક્રાઈની (ગેલિસિયન) સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનો એક સંસ્થાપક અને આગેવાન, રાષ્ટ્રવાદી. — ૬૬.

**ગુચકોવ, અલેક્સાન્દર ઈવાનોવિચ** (૧૮૬૨—૧૯૩૬) — મોટો રશિયન મૂડીદાર. મૂડીવાદી ઑક્ટોબરવાદી પાર્ટીનો એક સંગઠક અને આગેવાન. — ૨૮૮, ૧૨૪.

**ગેરિબાલ્ડી, જુઝેપ્પે** — Garibaldi, Giuseppe (૧૮૦૭—૧૮૮૨) — ઈટલીનો રાષ્ટ્રવીર, ઈટલીના ક્રાંતિકારી લોકશાહીવાદીઓનો એક મુખ્ય આગેવાન અને પ્રખ્યાત સેનાપતિ. તેણે ૧૮૪૮—૧૮૬૭ દરમિયાન દેશની એકતા માટે પરાધીનતા, સામંતી આપખુદશાહી, અને ધાર્મિક પ્રત્યાઘાતીઓની વિરુદ્ધ ઈટલીની જનતાના સંઘર્ષની આગેવાની કરી હતી. — ૯૯, ૧૩૪.

**ગોલ્ડબ્લાટ** (મેદેમ, વ્લાદીમિર દવીદોવિચ) (૧૮૭૯—૧૯૨૩) — 'બુંદ'નો એક આગેવાન. — ૪૭, ૪૮, ૧૦૯, ૧૧૦, ૧૧૪.

**ગ્લેડસ્ટન, વિલિયમ એવર્ટ** — Gladstone, William Ewart (૧૮૦૯—૧૮૯૮) — બ્રિટિશ રાજકારણી અને રાજપુરુષ, લિબરલ પાર્ટીનો નેતા. બ્રિટનની ઘણી સરકારોનો સભ્ય. ૧૮૬૮ — ૧૮૭૪, અને ત્યાર પછીનાં વર્ષોમાં ઘણી વાર બ્રિટનનો વડો પ્રધાન. જનતાના નિમ્ન-મૂડીવાદી હિસ્સાને અને કામદાર વર્ગના ઉપલા સ્તરને લિબરલ પાર્ટી તરફ ખેંચવા માટે તેણે સામાજિક છેતરપિંડી તથા અર્ધસુધારાઓનો વ્યાપક ઉપયોગ કર્યો હતો. તેણે સંસ્થાનવાદી નીતિ ચલાવી હતી. — ૧૦૨.

**ગ્વોઝ્દેવ કુઝ્મા અન્તોનોવિચ** (જન્મ ૧૮૮૩) — મેન્શેવિક વિસર્જનવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૧૭૯.

### ચ

**ચેર્નિશેવ્સ્કી, નિકોલાઇ ગવ્રીલોવિચ** (૧૮૨૮ — ૧૮૮૯) — રશિયન ક્રાંતિકારી લોકશાહીવાદી અને તરંગી સમાજવાદી, વૈજ્ઞાનિક, લેખક, સાહિત્ય-

વિવેચક, રશિયન સામાજિક-લોકશાહીવાદના મહાન પુરોગામીઓમાંનો એક, ઓગણીસમી સદીના સાતમા દાયકામાં રશિયાના ક્રાંતિકારી લોકશાહીવાદી આંદોલનનો સિદ્ધાંતકાર તથા આગેવાન.—૨૮, ૯૫, ૧૨૪.

**ચ્ખેઈદ્ઝે નિકોલાઈ સેમ્યોનોવિચ**—(૧૮૬૪—૧૯૨૬)—જ્યોર્જિયન સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪—૧૯૧૮) દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી.—૧૪૪, ૧૪૫.

## જ

**જુનિયસ**—જુઓ લુક્ઝેમ્બુર્ગ રોઝા.—૧૫૮, ૧૮૩.

**જ્યોર્જ પાંચમો** (૧૮૬૫—૧૯૩૬)—બ્રિટિશ સમ્રાટ (૧૯૧૦—૧૯૩૬).—૧૭૪.

## ત

**તુગાન-બારાનોવ્સ્કી મિખાઈલ ઇવાનોવિચ** (૧૮૬૫—૧૯૧૯)—રશિયન મૂડીવાદી અર્થશાસ્ત્રી. "કાનૂની માર્ક્સવાદ"નો એક પ્રતિનિધિ. ૧૯૦૫—૧૯૦૭ની ક્રાંતિ દરમિયાન બંધારણીય લોકશાહીવાદી પાર્ટીનો સભ્ય.—૭, ૩૫.

**ત્રુબેત્સ્કોય, યેવગેની નિકોલાયેવિચ** (૧૮૬૩—૧૯૨૦)—રાજવંશી, રશિયન મૂડીવાદી ઉદારવાદનો એક સિદ્ધાંતકાર, આદર્શવાદી ફિલસૂફ. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪—૧૯૧૮) દરમિયાન રશિયન સામ્રાજ્યવાદનો એક સિદ્ધાંતકાર.—૬૨.

**ત્રોત્સ્કી (બ્રોન્સ્તાઈન) લેવ દવીદોવિચ** (૧૮૭૯—૧૯૪૦)—લેનિનવાદનો કટ્ટર દુશ્મન. પ્રત્યાઘાતનાં અને ક્રાંતિકારી આંદોલનના પુનરુત્થાનનાં વરસો (૧૯૦૭—૧૯૧૦) દરમિયાન તેણે 'જૂથબંધીના વિરોધ'ના ઓઠા હેઠળ હકીકતમાં વિસર્જનવાદી નીતિનું સમર્થન કર્યું. ૧૯૧૨માં તેણે પાર્ટી-વિરોધી ઓગસ્ટ જૂથ સંગઠિત કર્યું. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે મધ્યમપંથી વલણ અપનાવ્યું અને યુદ્ધ, શાંતિ, તથા ક્રાંતિના સવાલોના સંબંધમાં લેનિનની વિરુદ્ધ સંઘર્ષ ચલાવ્યો. ઓક્ટોબર ક્રાંતિની પૂર્વવેળાએ બોલ્શેવિક

પાર્ટીમાં સામેલ થઈ જઈને તેણે પોતાની ફાટફૂટની નીતિ અમલમાં મૂકવાનું ચાલુ રાખ્યું. કોમ્યુનિસ્ટ પાર્ટીએ ત્રોત્સ્કીપંથને પાર્ટીની અંદર નિમ્ન-મૂડીવાદી પ્રવૃત્તિ તરીકે ઉઘાડો પાડયો અને વૈચારિક તેમ જ સંગઠનાત્મક બન્ને રીતે ત્રોત્સ્કીપંથની જડ ઉખેડી નાખી. ૧૯૨૭માં ત્રોત્સ્કીને પાર્ટીમાંથી બહાર હાંકી કાઢવામાં આવ્યો. ૧૯૨૯માં તેને સોવિયેત-વિરોધી ચળવળ બદલ દેશનિકાલ કરી દેવામાં આવ્યો, અને ત્યાર બાદ ૧૯૩૨માં તેનું સોવિયેત નાગરિકપદ રદ કરી નાખવામાં આવ્યું.— ૧૧૨, ૧૧૩, ૧૭૭, ૧૮૯, ૧૯૦.

## દ

**દોન્ત્સોવ, દ્મીત્રો**—ઉક્રાઈનાની નિમ્ન-મૂડીવાદી સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનો સભ્ય. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન 'ઉક્રાઈના મુક્તિ સંઘ'નો એક સંસ્થાપક. એ રાષ્ટ્રવાદી સંગઠનનું ધ્યેય ઑસ્ટ્રિયન રાજશાહીની મદદ વડે ઉક્રાઈનાને રશિયાથી અલગ કરવાનું હતું.—૨૪, ૨૮, ૭૫.

**દોલ્ગોરૂકોવ, પાવેલ દ્મીત્રિયેવિચ** (૧૮૬૬—૧૯૩૦)—રાજવંશી, મોટો જમીનદાર, કેડેટ પાર્ટીના સંસ્થાપકોમાંનો એક, અને ૧૯૦૫—૧૯૧૧ દરમિયાન એ પાર્ટીની સેંટ્રલ કમિટીનો અધ્યક્ષ.—૧૨૪.

**દ્રાગોમાનોવ, મિખાઈલ પેત્રોવિચ** (૧૮૪૧—૧૮૯૫)— ઉક્રાઈની પત્રકાર અને ઈતિહાસકાર, ઉક્રાઈની રાષ્ટ્રવાદી ઉદારવાદનો એક સિદ્ધાંતકાર. તેણે સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતાનું સમર્થન કર્યું હતું.—૪૪, ૯૫.

## ન

**નિકોલાઇ બીજો રોમાનોવ** (૧૮૬૮—૧૯૧૮)—રશિયાનો છેલ્લો ઝાર (૧૮૯૪—૧૯૧૭).—૧૭૪.

**નેક્રાસોવ, નિકોલાઇ વિસ્સારિઓનોવિચ** (જન્મ ૧૮૭૯)—ત્રીજી અને ચોથી રાજ્ય દૂમાનો સભ્ય,—૭૯.

## પ

**પાર્વુસ** (ગેલ્ફાંદ, અલેક્સાન્દર લાઝારેવિચ)—(૧૮૬૯—૧૯૨૪)— ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં અને વીસમી સદીના આરંભમાં જર્મન

સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં ભાગ લીધો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. ૧૯૧૫થી «*Die Glocke*» નામક સામયિકનો પ્રકાશક.— ૧૩૮, ૧૬૧.

**પુઆંકારે, રૈમોં** — Poincaré, Raymond — (૧૮૬૦ — ૧૯૩૪) — પ્રત્યાઘાતી ફ્રેંચ રાજકારણી, પ્રથમ વિશ્વયુદ્ધ ઉશ્કેરનારાઓમાંનો એક, ઘણી વાર પ્રધાન અને વડો પ્રધાન, ૧૯૧૩-૨૦ દરમિયાન ફ્રેંચ પ્રજાસત્તાકનો પ્રમુખ. — ૧૭૪.

**પુરિશ્કેવિચ, વ્લાદીમિર મિત્રોફાનોવિચ** (૧૮૭૦—૧૯૨૦) — મોટો રશિયન જમીનદાર, રાજશાહીવાદી. રશિયાની યમદૂત ટોળકીના સંસ્થાપકોમાંનો એક. તે બીજી, ત્રીજી અને ચોથી દૂમાનો સભ્ય હતો. દૂમામાં યહૂદી-વિરોધી ઉશ્કેરણીઓ બદલ કુખ્યાત. — ૧૬, ૨૧, ૨૪, ૨૮, ૩૪, ૭૮, ૭૯, ૮૩, ૧૧૬-૧૨૦, ૧૨૫, ૧૨૬.

**પેશેખોનોવ, અલેક્સેઇ વસીલ્યેવિચ** (૧૮૬૭ — ૧૯૩૩) — રશિયન મૂડિવાદી જાહેર કાર્યકર્તા અને પત્રકાર, ૧૯૦૬થી 'પ્રજાકીય-સમાજવાદીઓ'ની નિમ્ન-મૂડીવાદી પાર્ટીનો એક આગેવાન. — ૧૨, ૧૧૯.

**પોત્રેસોવ, અલેક્સાન્દર નિકોલાયેવિચ** (૧૮૬૯— ૧૯૩૪) — મેન્શેવિક આગેવાન. પ્રત્યાઘાતનાં વરસો (૧૯૦૭-૧૦) તેમ જ ક્રાંતિકારી આંદોલનના પુનરુત્થાન દરમિયાન વિસર્જનવાદી વિચારસરણીનો નિરૂપક. તેણે 'નાશા ઝાર્યા' અને બીજા મેન્શેવિક-વિસર્જનવાદી અખબારોમાં મુખ્ય પદો પર કામ કર્યું હતું. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૧૭૯, ૧૮૮, ૧૮૯.

**પોમ્યાલોવ્સ્કી, નિકોલાઇ ગેરાસિમોવિચ** (૧૮૩૫ — ૧૮૬૩) — રશિયન લોકશાહીવાદી લેખક. તેણે પોતાની કૃતિઓમાં રશિયાની રજવાડી નોકરશાહી, જુલમ, અને અત્યાચાર ઉઘાડાં પાડયાં. — ૧૧૪.

**પ્રુધોં, પિયેર જોઝેફ** — Proudhon, Pierre Zoseph (૧૮૦૯ — ૧૮૬૫) — ફ્રેંચ નિમ્ન-મૂડીવાદી પત્રકાર, અર્થશાસ્ત્રી અને સમાજશાસ્ત્રી, અરાજકતાવાદના પ્રવર્તકોમાંનો એક. તેણે મોટી મૂડીવાદી સંપત્તિની નિમ્ન-મૂડીવાદી દૃષ્ટિએ ટીકા કરી અને નાની ખાનગી સંપત્તિના ચિર સ્થાયિત્વનું

સ્વપ્ન સેવ્યું. પ્રુધોંએ સઘળા વર્ગસંઘર્ષોનું મૂળ રાજ્યને જ ગણ્યું અને તેને શાંતિમય રીતો વડે "ખતમ કરી નાખવાની" ધારણા કરી. તેણે રાજકીય સંઘર્ષને બિનમહત્ત્વનો ગણ્યો. પ્રુધોં અને તેના અનુયાયીઓના રાષ્ટ્રીય સવાલ સંબંધી વિચારો પણ શરૂથી અંત સુધી ગલત હતા. "રાષ્ટ્રીયતા" અને "રાષ્ટ્ર" "પ્રાચીન અંધશ્રદ્ધા" સિવાય બીજું કશું નથી એમ માનતા પ્રુધોંવાદીઓએ ઉત્પીડિત પ્રજાઓનાં આઝાદીનાં આંદોલનોનો વિરોધ કર્યો. માર્ક્સ લિખિત 'ફિલસૂફીની દરિદ્રતા' તથા અન્ય કૃતિઓમાં પ્રુધોંવાદના અવૈજ્ઞાનિક અને પ્રત્યાઘાતી સિદ્ધાંતો તથા રાજકીય દૃષ્ટિકોણની આકરી ટીકા કરવામાં આવી છે.—૩૦, ૯૯.

**પ્લેખાનોવ, ગેઓર્ગી વાલેન્તીનોવિચ** (૧૮૫૬—૧૯૧૮)—રશિયન અને વિશ્વ કામદાર આંદોલનનો એક મુખ્ય આગેવાન, રશિયામાં માર્ક્સવાદનો પ્રથમ પ્રચારક. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કોંગ્રેસ (૧૯૦૩) પછી પ્લેખાનોવે તકવાદ જોડે સમાધાન કરી લેવાનું ધોરણ અપનાવ્યું, અને પછી તે મેન્શેવિકો સાથે ભળી ગયો. ઑકટોબર સમાજવાદી ક્રાંતિ પ્રત્યે તેનું વલણ નકારાત્મક હતું ખરું, પરંતુ સોવિયેત સત્તાની વિરુદ્ધના સંઘર્ષમાં પ્લેખાનોવે ભાગ નહોતો લીધો.—૧૧, ૨૮, ૯૯, ૧૦૬, ૧૦૭, ૧૧૦, ૧૧૪, ૧૨૩, ૧૨૭, ૧૪૧, ૧૪૪, ૧૮૯.

**બ**

**બર્નસ્ટાઈન, એડુઅર્ડ**—Bernstein, Eduard (૧૮૫૦—૧૯૩૨)—જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી અને બીજી ઈન્ટરનેશનલના અત્યંત તકવાદી પક્ષનો આગેવાન, સુધારાવાદ અને સુધારણાવાદનો સિદ્ધાંતકાર.—૭.

**બાઉએર, ઓટો**—Bauer, Otto (૧૮૮૨—૧૯૩૮)—ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદી પ્રવૃત્તિનો અને બીજી ઈન્ટરનેશનલનો એક આગેવાન, સુધારાવાદના જ એક રૂપ સમા "ઑસ્ટ્રોમાર્ક્સવાદ"નો સિદ્ધાંતકાર અને મૂડીવાદી-રાષ્ટ્રવાદી "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ના સિદ્ધાંતનો એક પ્રણેતા. વ્લા. ઇ. લેનિને પોતાની કૃતિઓમાં એ સિદ્ધાંતના તકવાદી અર્થને વારંવાર ઉઘાડો પાડયો હતો.—૭, ૨૪, ૩૪, ૩૫, ૫૪, ૧૩૨, ૧૪૯.

**બિસ્માર્ક, ઓટો**—Bismarck, Otto (૧૮૧૫—૧૮૯૮)—રાજવંશી, રાજાશાહીવાદી, પ્રશિયન રાજપુરુષ. ૧૮૭૧—૧૮૯૦ દરમિયાન જર્મન

સામ્રાજ્યનો પ્રથમ ચાન્સેલર. તેણે જર્મનીને બળજબરીથી પ્રશિયાની સરદારી હેઠળ સંયુક્ત કર્યું. બિસ્માર્કે સમાજવાદીઓની વિરુદ્ધ અસાધારણ કાનૂનની રચના કરી હતી (૧૮૭૮—૧૮૯૦).—૯૯, ૧૨૬.

**બુલ્ગાકોવ, સેર્ગેઇ નિકોલાયેવિચ**—(૧૮૭૧—૧૯૪૪)—મૂડીવાદી અર્થશાસ્ત્રી અને આદર્શવાદી ફિલસૂફ, ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં "કાનૂની માર્ક્સવાદી". ૧૯૦૫—૧૯૦૭ની ક્રાંતિના પરાજય પછી તે બંધારણીય-લોકશાહીવાદીઓ (કેડેટો) જોડે ભળી ગયો હતો.—૭.

**બૂર્ત્સેવ, વ્લાદીમિર લ્વોવિચ** (૧૮૬૨—૧૯૩૬)—લિબરલ-મૂડીવાદી પ્રકાશક, સમાજવાદી-ક્રાંતિકારીઓનો સમર્થક, તેણે ૧૯૦૫—૧૯૦૭ની ક્રાંતિના પરાજય પછી બંધારણીય-લોકશાહીવાદીઓ (કેડેટો)નું સમર્થન કર્યું હતું. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે કટ્ટર અંધરાષ્ટ્રવાદી હતો. તેણે ઝારશાહીનો વિરોધ કરવાનો ઈનકાર કર્યો હતો, અને પ્રતિક્રાંતિકારીઓની જોડે ભળી જઈને બોલ્શેવિકોની વિરુદ્ધ સંઘર્ષ ચલાવ્યો હતો.—૧૨૩.

**બેર્દ્યાયેવ, નિકોલાઇ અલેક્સાન્દ્રોવિચ** (૧૮૭૪—૧૯૪૮)—રશિયન પ્રત્યાઘાતી આદર્શવાદી ફિલસૂફ અને માર્ક્સવાદનો દુશ્મન. ૧૯૦૫થી તે કેડેટ પાર્ટીનો સભ્ય હતો.—૩૫.

**બેર્નહાર્ડ લુડવિગ**—Bernhard, Ludwig (૧૮૭૫—૧૯૩૫)—જર્મન અર્થશાસ્ત્રી અને પત્રકાર. તેણે કેટલાય વખત સુધી પોલિશ-પ્રશિયન નીતિ અપનાવી હતી અને પોલેંડવાસીઓને જર્મનીની તાબેદારીમાં રાખવાની હિમાયત કરી હતી.—૧૨૦.

**બોબ્રિન્સ્કી, વ્લાદીમિર અલેક્સેયેવિચ** (જન્મ ૧૮૬૮)—રશિયન રાજશાહીવાદી, મોટો જમીનદાર અને ખાંડના કારખાનાનો માલિક. તેણે રશિયાના સીમાપ્રદેશોનું બળજબરીથી રૂસીકરણ કરવાની હિમાયત કરી હતી.—૧૨૫, ૧૨૬.

**બોર્હાર્દ્ત, યુલિયન** (૧૮૬૮—૧૯૩૨)—જર્મન સામાજિક લોકશાહીવાદી, અર્થશાસ્ત્રી, અને વૃત્તવિવેચક. ૧૯૧૩-૧૬ અને ૧૯૧૮-૨૧ દરમિયાન ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદી સામયિક «*Lichtstrahlen*»નો સંપાદક.—૧૭૮.

**માઝેપા, ઈવાન સ્તેપાનોવિચ** (૧૬૪૪—૧૭૦૯)—ઉક્રાઈની લશ્કરી અફસર. ઉક્રાઈનાને રશિયાથી અળગું કરી દેવાના અને તેને પોલૅંડ અથવા સ્વિડનના સંરક્ષણ હેઠળ એક અલગ રાજ્યનું રૂપ આપવાના ધ્યેય ખાતર ચલાવવામાં આવેલા આંદોલનની તેણે આગેવાની કરી હતી.—૮૧.

**માઝ્ઝીની, જૂસેપ**—Mazzini, Giuseppe (૧૮૦૫—૧૮૭૨)—ઈટલીનો પ્રસિદ્ધ ક્રાંતિકારી, મૂડિવાદી લોકશાહીવાદી. ઈટાલિયન રાષ્ટ્રીય મુક્તિ અને એકીકરણ આંદોલનના નેતાઓમાંનો એક.—૯૯.

**માનિન**—બુંદવાદી ૧૯૧૩માં તેણે મેન્શેવિક-વિસર્જનવાદી અખબાર 'લૂચ'માં કામ કર્યું હતું.—૩૫

**માર્ક્સ, કાર્લ**—Marx, Karl (૧૮૧૮—૧૮૮૩).—૫૯, ૯૫, ૯૬, ૯૭-૧૦૬, ૧૨૫, ૧૨૬, ૧૨૭, ૧૩૧, ૧૩૪, ૧૩૫, ૧૩૬, ૧૩૯, ૧૪૭, ૧૬૭, ૧૬૮, ૧૬૯.

**માર્તીનોવ** (પીકેર, અલેક્સાન્દર સમોઈલોવિચ) (૧૮૬૫—૧૯૩૫)—'અર્થવાદ'નો આગેવાન અને સક્રિય મેન્શેવિક. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તે મેન્શેવિકોથી અળગો થઈ ગયો અને આગળ જતાં ૧૯૨૩માં સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ પાર્ટીમાં જોડાઈ ગયો. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪—૧૯૧૮) દરમિયાન મધ્યમપંથી.—૧૧૦.

**માર્તોવ, લેવ** (ત્સેદેરબાઉમ, યૂલી ઓસિપોવિચ) (૧૮૭૩—૧૯૨૩)—મેન્શેવિક આગેવાન રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કૉંગ્રેસમાં (૧૯૦૩) તકવાદી લઘુમતીનો આગેવાન, ત્યારથી મેન્શેવિઝ્મનો મુખ્ય વિચારક. પ્રત્યાઘાતનાં વરસો (૧૯૦૭—૧૯૧૦) દરમિયાન તેણે વિસર્જનવાદીઓનું સમર્થન કર્યું હતું. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી સોવિયેત શાસનનો દુશ્મન અને ૧૯૨૦ પછી વિદેશવાસી.—૧૧૬, ૧૪૪, ૧૪૫, ૧૫૬, ૧૭૭, ૧૮૯, ૧૯૦.

**માસ્લોવ, પ્યોતર પાવ્લોવિચ** (૧૮૬૭—૧૯૪૬)—રશિયન અર્થશાસ્ત્રી, સામાજિક-લોકશાહીવાદી. જમીનના સવાલ વિશે કેટલીય સુધારણાવાદી કૃતિઓનો

લેખક. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કૉંગ્રેસ પછી (૧૯૦૩) મેન્શેવિક. પ્રથમ વિશ્વ-યુદ્ધ દરમિયાન તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી વલણ અખત્યાર કરેલું. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે રાજકીય પ્રવૃત્તિઓ છોડી દઈને શિક્ષણ તથા વિજ્ઞાન સંબંધી કામ કર્યું હતું.—૧૨૩.

**મેદેમ**—જુઓ ગોલ્ડબ્લાટ.

**મેન્શિકોવ, મિખાઈલ ઓસિપોવિચ** (૧૮૫૯—૧૯૧૯)—પ્રત્યાઘાતી રશિયન પ્રચારક; યમદૂત અખબાર 'નોવોયે વ્રેમ્યા'નો એક લેખક.—૧૨૩.

**મોગિલ્યાન્સ્કી, મ. મ.** (૧૮૭૩—૧૯૪૨)—વકીલ અને પત્રકાર. ૧૯૦૬માં કેડેટ પાર્ટીમાં સામેલ થઈ જઈને તેણે કેડેટ પાર્ટીના 'રેચ' નામના મુખપત્રમાં ઉક્રાઈનાના સવાલ વિશે લેખો લખ્યા. ઑક્ટોબર સમાજવાદ ક્રાંતિ પછી તેણે કેડેટ પાર્ટી છોડી દીધી.—૭૫, ૭૬.

**ય**

**યુર્કેવિચ, લેવ** (૧૮૮૫—૧૯૧૮)—ઉક્રાઈની મૂડીવાદી રાષ્ટ્રવાદી, તકવાદી. તેણે ઉક્રાઈની કામદારોની અલગ સામાજિક-લોકશાહીવાદી પાર્ટી સ્થાપવાની હિમાયત કરી હતી. ૧૯૧૩-૧૪ દરમિયાન તેણે મેન્શેવિક પ્રવૃત્તિના 'દ્ઝવીન' નામે રાષ્ટ્રવાદી સામયિકમાં સક્રિય કાર્ય કર્યું હતું.—૧૩, ૨૪, ૨૬, ૨૭, ૨૮, ૩૫, ૫૦, ૫૧, ૫૨, ૫૭, ૭૭, ૮૪, ૯૨, ૯૩, ૧૦૬, ૧૧૪, ૧૧૭, ૧૩૮, ૧૮૮.

**ર**

**રદીશ્ચેવ અલેક્સાન્દર નિકોલાયેવિચ** (૧૭૪૯—૧૮૦૨)—રશિયન લેખક, ક્રાંતિકારી પ્રબોધક.—૧૨૪.

**રાદેક, કાર્લ બેર્નગાર્દોવિચ** (૧૮૮૫—૧૯૩૯)—તેણે વીસમી સદીના આરંભમાં ગેલિસિયા, પોલૅંડ, અને જર્મનીમાં સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં ભાગ લીધો હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે આંતરરાષ્ટ્રવાદી

હતો, પરંતુ તેનું વલણ મધ્યમપંથી હતું. રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારના સવાલ અંગે તેણે ગલત ધોરણ લીધું હતું. ૧૯૧૭થી બોલ્શેવિક પાર્ટીનો સભ્ય. ૧૯૨૩માં ત્રોત્સ્કીપંથી જૂથનો સક્રિય કાર્યકર. ૧૯૩૬માં પાર્ટીની વિરુદ્ધ પ્રવૃત્તિ બદલ તેને પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યો હતો. — ૧૭૮, ૧૮૪.

**રૂબાનોવિચ, ઈલ્યા આદોલ્ફોવિચ** (૧૮૬૦ — ૧૯૨૦) — નિમ્ન-મૂડીવાદી સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીના આગેવાનોમાંનો એક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૧૨૩, ૧૪૧.

**રેઆદ, નિકોલાઈ આંદ્રેયેવિચ** (૧૭૯૨—૧૮૫૫) — રશિયન જનરલ. તેણે ૧૮૫૩-૫૬ના ક્રિમિયન યુદ્ધમાં ભાગ લીધો હતો. — ૧૧૬.

**રેગેર, તાદેઉશ** (૧૮૭૨ — ૧૯૩૮) — ગેલિસિયા અને સાઈલેસિયામાં પોલિશ સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીનો સભ્ય, પત્રકાર. ૧૯૧૧થી ૧૯૧૭ સુધી ઑસ્ટ્રિયન પાર્લમેન્ટનો સભ્ય. — ૯૬.

**રેનાઉદેલ, પિયેર** (૧૮૭૧ — ૧૯૩૫) — ફ્રેંચ મવાળ સમાજવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪—૧૯૧૮) દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૧૩૮.

**રેનર, કાર્લ** (૧૮૭૦ — ૧૯૫૦) — ઑસ્ટ્રિયાનો મુત્સદ્દી, ઑસ્ટ્રિયાના સામાજિક-લોકશાહીવાદી આંદોલનની મવાલ પાંખનો આગેવાન અને સિદ્ધાંતકાર. મૂડીવાદી-રાષ્ટ્રવાદી "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ના સિદ્ધાંતના નિરૂપકોમાંનો એક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. ૧૯૧૯-૨૦ દરમિયાન ઑસ્ટ્રિયાનો ચાન્સેલર અને ૧૯૪૫-૫૦ દરમિયાન ઑસ્ટ્રિયાનો પ્રમુખ. — ૧૩૨.

**રોદિચેવ, ફ્યોદોર ઈવાનોવિચ** (જન્મ ૧૮૫૬) — મોટો રશિયન જમીનદાર અને ઝેમ્સ્ત્વો (સ્થાનિક સ્વશાસન)નો કાર્યકર્તા, વકીલ, કેડેટ પાર્ટીના આગેવાનોમાંનો એક અને તેની કેંદ્રીય સમિતિનો સભ્ય, સઘળી રાજ્ય દૂમાઓનો સભ્ય. — ૧૨૪.

**રોમાનોવ પરિવાર** — ૧૬૧૩થી ૧૯૧૭ સુધી રશિયામાં રાજ કરનારા રાજાઓ અને સમ્રાટોનો રાજવંશ. — ૧૨૬.

**રોમાનોવ, નિકોલાઇ** — જુઓ નિકોલાઇ બીજો. — ૧૨૩, ૧૨૫.

**ર્યાઝાનોવ, દવીદ બોરિસોવિચ** (ગોલ્દેનદાખ) (૧૮૭૦ — ૧૯૩૮) — રશિયન સામાજિક-લોકશાહીવાદી. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કૉંગ્રેસ (૧૯૦૩) પછી મેન્શેવિકોની જોડે ભળી ગયો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મધ્યમપંથી. — ૧૬૯.

## લ

**લફાર્ગ, પૉલ** — Lafargue, Paul (૧૮૪૨ — ૧૯૧૧) — ફ્રાંસના તેમ જ આંતરરાષ્ટ્રીય કામદાર આંદોલનનો પ્રખ્યાત કાર્યકર્તા, પ્રતિભાવાન પત્રકાર, ફ્રાંસમાં વૈજ્ઞાનિક સામ્યવાદના પ્રથમ થોડાક અનુયાયીઓમાંનો એક, કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સનો દિલોજાન દોસ્ત અને સહયોગી. તે પહેલી ઈન્ટરનેશનલનો સભ્યો હતો. લફાર્ગ બીજી ઈન્ટરનેશનલની અંદર તકવાદનો જોરદાર વિરોધ કરતો રહ્યો. સુધારાવાદ અને સુધારણાવાદની વિરુદ્ધ સંઘર્ષ ચલાવીને લફાર્ગે પોતાની મોટા ભાગની કૃતિઓમાં રાજનૈતિક અર્થશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, ઈતિહાસ, અને ભાષાવિજ્ઞાન સંબંધી માર્ક્સવાદી સિદ્ધાંતોનો બચાવ તથા પ્રચાર કર્યો. પરંતુ કિસાન પ્રજાના અને રાષ્ટ્રીય સવાલના સંબંધમાં તથા સમાજવાદી ક્રાંતિનાં કર્તવ્યોના સંબંધમાં તેના વિચારો ભૂલભરેલા હતા. — ૯૯.

**લ. વ્લા (લ. વ્લાદીમિરોવ) મિરોન કોન્સ્તાન્તીનોવિચ શેઈનફીન્કેલ** (૧૮૭૯ — ૧૯૨૫)નું તખલ્લુસ — રશિયન સામાજિક-લોકશાહીવાદી, બોલ્શેવિક. ૧૯૧૧માં તે બોલ્શેવિકોથી અલગ થઈ ગયો. પેરિસના પ્રવાસ (૧૯૧૧) દરમિયાન તેણે રાષ્ટ્રોના સવાલ અંગે ભાષણો કર્યાં. ૧૯૧૭ની ફેબ્રુઆરી ક્રાંતિ પછી તે રશિયા પાછો આવીને એ જ વરસે છઠ્ઠી કૉંગ્રેસમાં ફરી બોલ્શેવિક પાર્ટીમાં સામેલ થઈ ગયો. — ૭૧, ૧૦૪.

**લાસાલ, ફર્દીનાન્ડ** — Lassalle, Ferdinand (૧૮૨૫—૧૮૬૪) — જર્મન નિમ્ન-મૂડીવાદી સમાજવાદી, જર્મન કામદારોના સામાન્ય મંડળનો સંસ્થાપક. અમુક મુખ્ય રાજકીય સવાલોની બાબતમાં તેણે તકવાદી વલણ અપનાવેલું અને એ સંબંધમાં માર્ક્સ અને એંગેલ્સે તેની કડક ટીકા કરી હતી. — ૫૯.

**લીબમાન** (ગેર્શ, પેઈસાખ) (જન્મ ૧૮૮૨)—એક સક્રિય બુંદવાદી આગેવાન, ૧૯૧૧માં તે 'બુંદ'ની સેંટ્રલ કમિટીનો સભ્ય હતો અને આગળ જતાં વિસર્જનવાદીઓની સાથે જોડાઈ ગયો. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪—૧૯૧૮) દરમિયાન તેણે ઝારની ઈજાફતની નીતિનું સમર્થન કર્યું હતું.—૧૩, ૧૮, ૨૨, ૨૩, ૩૭, ૩૯, ૪૦, ૪૧, ૪૩, ૫૦, ૫૧, ૫૨, ૫૭, ૭૭, ૮૪, ૯૨, ૯૩, ૧૦૬, ૧૧૪, ૧૧૭, ૧૨૨, ૧૩૮, ૧૮૮.

**લીબેર** (ગોલ્ડમન) **મિખાઈલ ઈસાકોવિચ** (૧૮૮૦—૧૯૩૭)—'બુંદ'નો એક આગેવાન. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીની બીજી કોંગ્રેસ (૧૯૦૩)માં તેણે 'બુંદ'ના પ્રતિનિધિમંડળની આગેવાની કરી હતી અને 'ઈસ્ક્રા'ના કટ્ટર વિરોધનું વલણ અપનાવ્યું હતું. કોંગ્રેસ પૂરી થઈ ગયા પછી તે મેન્શેવિક બની ગયો.—૧૦૯, ૧૧૦.

**લુકાશેવિચ** (તુચાપ્સ્કી) (૧૮૬૯—૧૯૨૨)—ઉક્રાઈની રાષ્ટ્રવાદી ઉદારવાદી.—૨૬.

**લુક્ઝેમ્બુર્ગ, રોઝા** (૧૮૭૧—૧૯૧૯)—આંતરરાષ્ટ્રીય કામદાર આંદોલનના મુખ્ય કાર્યકરોમાંની એક, બીજી ઈન્ટરનેશનલની ઉદ્દામ પાંખના આગેવાનોમાંની એક. પોલેંડની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના સંસ્થાપકો અને આગેવાનોમાંની એક. તેણે પોલિશ કામદાર આંદોલનમાં રાષ્ટ્રવાદની વિરુદ્ધ સંઘર્ષ ચલાવ્યો હતો, ૧૮૯૭થી જર્મન સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં સક્રિય ભાગ લીધો હતો, બર્નસ્ટાઈનપંથ અને મિલેરાંપંથની વિરુદ્ધ સંઘર્ષ ચલાવ્યો હતો.

પ્રથમ વિશ્વયુદ્ધના આરંભથી જ તેણે આંતરરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું. તે 'ઈન્ટરનેશનલ' જૂથના સંસ્થાપકોમાંની એક હતી. એ જૂથને આગળ જતાં 'સ્પાર્ટાકસ' જૂથ અને ત્યાર બાદ 'સ્પાર્ટાકસ લીગ' નામ આપવામાં આવ્યું હતું. જર્મનીમાં ૧૯૧૮ના નવેંબરની ક્રાંતિ પછી જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીની સંસ્થાપના કોંગ્રેસમાં તેણે માર્ગદર્શક ભૂમિકા ભજવી હતી. ૧૯૧૯માં તેને ગિરફતાર કરી લેવામાં આવી, અને શાઈદેમાનની સરકારના હુકમ મુજબ તેની હત્યા કરી નાખવામાં આવી. વ્લા. ઇ. લેનિન તેના પ્રત્યે ખૂબ આદર ધરાવતા હતા, અને તેમણે ઘણી વાર તેની ભૂલોની ટીકા કરીને તેને ખરું ધોરણ અપનાવવામાં મદદ કરી હતી.—૧૧, ૪૫, ૪૬, ૪૭, ૫૦,

૫૧-૬૪, ૬૬, ૬૯, ૭૦, ૭૨-૭૪, ૭૬, ૮૦, ૮૨, ૮૫-૮૭, ૮૯, ૯૩, ૯૪, ૯૭, ૧૦૮-૧૧૨, ૧૧૭, ૧૧૮, ૧૪૪, ૧૭૮, ૧૮૮.

**લેગિન, કાર્લ** (૧૮૬૧—૧૯૨૦)—જર્મન મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી, જર્મન ટ્રેડ યુનિયનોના આગેવાનોમાંનો એક, સુધારણાવાદી. ૧૮૯૩થી ૧૯૨૦ સુધી વારંવાર જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી તરફથી રાઈખ્સ્ટાગનો સભ્ય. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. તેણે મૂડીવાદી વર્ગના હિતમાં પ્રવૃત્તિ કરી હતી, અને કામદાર વર્ગના ક્રાંતિકારી આંદોલનની વિરુદ્ધ સંઘર્ષ ચલાવ્યો હતો.—૧૬૦.

**લેન્ચ, પૉલ** (૧૮૭૩—૧૯૨૬)—જર્મન સામાજિક-લોકશાહીવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪—૧૯૧૮) દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. ૧૯૨૨માં લેન્ચને સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીમાંથી બહાર હાંકી કાઢવામાં આવ્યો.—૧૩૬, ૧૪૮, ૧૬૧, ૧૬૨, ૧૬૫, ૧૮૯.

**લોપાતિન, ગેર્માન અલેક્સાન્દ્રોવિચ** (૧૮૪૫—૧૯૧૮)—પ્રખ્યાત રશિયન ક્રાંતિકારી નરોદવાદી. ઓગણીસમી સદીના આઠમા દાયકામાં વિદેશનિવાસ દરમિયાન કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ જોડે તેને મિત્રતા હતી. પહેલી ઈન્ટરનેશનલની જનરલ કાઉન્સિલનો સભ્ય. ક્રાંતિકારી પ્રવૃત્તિ બદલ તેને ઘણી વાર ગિરફતાર થઈ જવું પડયું હતું. ૧૯૦૫ પછી તેણે ક્રાંતિકારી પ્રવૃત્તિ તજી દીધી.—૯૮.

**લૉંગે, શાર્લ**—Longuet, Charles (૧૮૩૯—૧૯૦૩)—ફ્રાંસના કામદાર આંદોલનનો એક કાર્યકર્તા, પ્રુધોંવાદી. ૧૮૬૬—૧૮૬૭ અને ૧૮૭૧—૧૮૭૨ દરમિયાન પહેલી ઈન્ટરનેશનલની જનરલ કાઉન્સિલનો સભ્ય. ૧૮૭૧માં પેરિસ કોમ્યુનનો સભ્ય. પેરિસ કોમ્યુનના પરાજય પછી ઈંગ્લેંડ ચાલ્યો ગયો અને ૧૮૮૦ સુધી ત્યાં રહ્યો. સ્વદેશ પાછો ફરીને તે 'સંભાવનાવાદીઓ' જોડે ભળી ગયો. 'સંભાવનાવાદ' ફ્રાંસની કામદાર પાર્ટીની અંદર એક તકવાદી વિચારપ્રવાહ હતો.—૯૯.

### વ

**વાર્સ્કી, અડોલ્ફ** (વાર્શાવ્સ્કી અ. સ.) (૧૮૬૮—૧૯૩૭)—પોલેંડના ક્રાંતિકારી આંદોલનનો એક મુખ્ય કાર્યકર્તા. પોલેંડની અને આગળ જતાં

લિથુઆનિયાની સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીની સ્થાપનામાં તેણે મોટો ફાળો આપ્યો હતો. ૧૯૦૯—૧૯૧૦ દરમિયાન તે રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીના મુખપત્ર 'સોત્સિઆલ-દેમોક્રાત'ના સંપાદક મંડળનો સભ્ય હતો. એ વખતે લેનિને વાર્સ્કીને "અનુભવી સાહિત્યકાર, બુદ્ધિશાળી માર્ક્સવાદી, અને સારો સાથી" ગણાવ્યો હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે આંતરરાષ્ટ્રવાદી હતો. પોલૅંડની કોમ્યુનિસ્ટ કામદાર પાર્ટીનો એક સંસ્થાપક અને તેની કેંદ્રીય સમિતિનો સભ્ય.—૧૦૮.

**વિલ્હેલ્મ બીજો** (૧૮૫૯—૧૯૪૧)—જર્મન સમ્રાટ અને પ્રશિયાનો રાજા (૧૮૮૮—૧૯૧૮).—૧૪૩, ૧૪૬, ૧૭૪.

**વેન્દરવેલ્દે, એમીલ**—Vandervelde, Emile (૧૮૬૬—૧૯૩૮)—બેલ્જિયમની કામદાર પાર્ટીનો નેતા, બીજી ઈન્ટરનેશનલના આંતરરાષ્ટ્રીય સમાજવાદી બ્યુરોનો અધ્યક્ષ, અત્યંત તકવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી, તેણે મૂડીવાદી પ્રધાનમંડળમાં વિવિધ ખાતાંના પ્રધાન તરીકે ભાગ લીધો હતો.—૧૩૮.

### સ

**સાવેન્કો, અનાતોલી ઈવાનોવિચ** (જન્મ ૧૮૭૪)—મૂડીવાદી રાષ્ટ્રવાદી, પત્રકાર, મોટો જમીનદાર. યમદૂતોનાં અખબારો 'નોવોયે વ્રેમ્યા' તથા 'કીયેવલ્યાનિન'નો એક લેખક.—૮૧.

**સેમ્કોવ્સ્કી** (બ્રોન્સ્તાઇન, સેમ્યોન યૂલ્યેવિચ) (જન્મ ૧૮૮૨)—રશિયન સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક, કેટલાંય મેન્શેવિક-વિસર્જનવાદી અને વિદેશી સોશ્યલ-ડેમોક્રેટિક અખબારોનો લેખક. વ્લા. ઈ. લેનિને પોતાની કેટલીય કૃતિઓમાં રાષ્ટ્રીય તથા અન્ય સવાલોના સંબંધમાં સેમ્કોવ્સ્કીના વિચારોની કડક ટીકા કરી હતી. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪—૧૯૧૮) દરમિયાન મધ્યમપંથી. સેમ્કોવ્સ્કી ૧૯૨૦માં મેન્શેવિકોથી અલગ થઈ ગયો હતો.—૮, ૯, ૧૦, ૧૧, ૩૭, ૩૯, ૫૦, ૫૧, ૫૨, ૫૭, ૬૯, ૭૭, ૮૪, ૯૨, ૯૩, ૧૦૬, ૧૧૬, ૧૧૭, ૧૩૮, ૧૮૮, ૧૮૯.

**સોકોલોવ્સ્કી** (બાસોક), (મેલેનેવ્સ્કી) (૧૮૭૯—૧૯૩૮)—ઉક્રાઈની રાષ્ટ્રવાદી, મેન્શેવિક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન જર્મનપંથી 'ઉક્રાઈના મુક્તિ સંઘ'નો સભ્ય.—૨૯.

**સ્ટર્નર, માક્સ**—Stirner, Max (શ્મીદ્ત, કાસ્પાર) (૧૮૦૬—૧૮૫૬)—જર્મન ફિલસૂફ, મૂડીવાદી વ્યક્તિવાદ અને અરાજકતાવાદનો એક સિદ્ધાંતકાર.—૯૯.

**સ્તોલીપિન, પ્યોતર આર્કાદિયેવિચ** (૧૮૬૨—૧૯૧૧)—કટ્ટર પ્રત્યાઘાતી, ૧૯૦૬થી ૧૯૧૧ સુધી પ્રધાનમંડળનો અધ્યક્ષ. તેણે ૧૯૦૫-૦૭ની પ્રથમ રશિયન ક્રાંતિ દરમિયાન ભયંકર દમન વરસાવ્યું હતું. તેના નામની જોડે કટ્ટર રાજકીય પ્રત્યાઘાતનો ૧૯૦૭થી ૧૯૧૦ સુધીનો આખો ગાળો સંકળાયેલો છે.—૧૭૯.

**સ્રૂવે, પ્યોતર બેર્નગાર્દોવિચ**—(૧૮૭૦—૧૯૪૪)— રશિયન મૂડીવાદી અર્થશાસ્ત્રી અને પત્રકાર. ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં "કાનૂની માર્ક્સવાદ"નો એક પ્રતિનિધિ, આગળ જતાં બંધારણીય લોકશાહીવાદી પાર્ટીની કેંદ્રીય સમિતિનો સભ્ય.—૭, ૧૨, ૨૧, ૨૮, ૩૫, ૯૫, ૧૬૦.

**સ્મિર્નોવ, યે.** (ગુરેવિચ એમ્માનુઈલ લ્વોવિચ) (જન્મ ૧૮૬૫)—રશિયન સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક. પ્રત્યાઘાતનાં વર્ષો (૧૯૦૭—૧૯૧૦) દરમિયાન અને નવા ક્રાંતિકારી જુવાળનાં વર્ષો દરમિયાન તે વિસર્જનવાદી હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી વલણ અખત્યાર કર્યું હતું.—૧૨૩.

## હ

**હિન્ડેનબર્ગ, પૉલ ફૉન** (૧૮૪૭—૧૯૩૪)—જર્મન લશ્કરી અને રાજકીય કાર્યકર્તા, જનરલ. જર્મન સામ્રાજ્યવાદના પ્રત્યાઘાતી અને અંધરાષ્ટ્રવાદી તત્ત્વોનો પ્રતિનિધિ. પ્રથમ સામ્રાજ્યવાદી વિશ્વયુદ્ધ (૧૯૧૪—૧૯૧૮) દરમિયાન પૂર્વ મોરચાની જર્મન સેનાનો મુખ્ય સેનાપતિ. ત્યાર બાદ જનરલ સ્ટાફનો અધ્યક્ષ.— ૧૪૩, ૧૫૫.

**હેક્કર, એમિલ** (૧૮૭૫–૧૯૩૪)— પોલૅંડની સમાજવાદી પાર્ટીની મવાળ પાંખનો એક આગેવાન, કટ્ટર રાષ્ટ્રવાદી. તેણે ૧૮૯૪થી શરૂ કરીને લગભગ ચાળીસ વર્ષો સુધી, ક્રેકોવથી પ્રકાશિત «*Naprzód*» નામક સમાજવાદી અખબારનું સંપાદન કર્યું હતું. ૧૯૦૬થી ૧૯૧૯ સુધી પોલૅંડની ગેલિસિયન તથા સિલેસિયન સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીની સેંટ્રલ કમિટીનો સભ્ય. —૯૪.

**હોહેનઝોલર્નો**— પ્રશિયા અને બ્રેન્ડેનબર્ગમાં (૧૪૧૫થી ૧૯૧૮) અને જર્મન સામ્રાજ્યમાં (૧૮૭૧થી ૧૯૧૮) રાજ કરનારો રાજવંશ.— ૧૪૧.

**હોર્ટર, હેર્મન** (૧૮૬૪—૧૯૨૭)— ઉદ્દામ ડચ સામાજિક-લોકશાહીવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી, ઉદ્દામ ઝિમ્મરવાલ્ડવાદીઓનો સમર્થક.— ૧૩૭, ૧૭૭.

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૨૧, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)

